# નુરૂસ્સુદૂર ફી શર્હિલ કુબૂર

: અરબી લેખક :

હઝરત મવ. જલાલુદ્દીન સુયુતી રહ.

સહી હદીષોની રોશનીમાં સકરાત, તલકીન, મલિકુલ મૌત, ખાતિમો બિલ્ખૈર, જમીન આસ્માનનું રડવું, કબ્રનું વાત કરવું, કબ્રનો અઝાબ, કબ્રની ઝિયારત, મુનકરનકીરના સવાલો અને બરઝખના ઈબ્રતનાક કિસ્સાઓ જેનાથી દુન્યાની મુહબ્બત ઓછી અને આખિરતની યાદ વધે છે.



ગુજરાતી અનુવાદક


**મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (ર.અ.)**

માજી શૈખુલ હદીષ દારૂલ ઉલુમ ફલાહે દારૈન, તડકેશ્વર,
માજી અમીરે શરીઅત ગુજરાત અને સ્થાપક મદની દારૂત્તરબિયત, કરમાલી,
મુ. કરમાલી, તા. અંકલેશ્વર, ડી. ભરૂચ, ગુજરાત-૩૯૪૧૧૫.
Ph. (02646) 274243 Fax : 02646 274483


મુલ્ય વાંચો, વંચાવો અને અમલ કરો

# નુરુસ્સુદૂર ફી શર્હિલકુબૂર

## અર્થાત

આ કિતાબમાં મૌત, કબ્ર, બરઝખ અને આખિરત સંબંધિત અતિ મહત્ત્વની અને બોધદાયક ઘટનાઓ સહીહ અને વિશ્વાસપાત્ર હદીષોના આધારે વર્ણન કરવામાં આવેલ છે. જેને પઢવાથી ગફલતના પરદા દૂર થઈ દિલોમાં અજવાળું થશે.



આવૃત્તિ ત્રીજી

અરબીના લેખક : ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.)
ઉર્દૂના અનુવાદક : મવલાના મુહમ્મદ ઈસા સા. ઈલ્હાબાદી (રહ.)
બર્ઝખ સંબંધિત : હકીમુલ ઉમ્મત મવ. અશરફઅલી થાનવી (રહ.)

પ્રકાશક
મવલાના મુફતી અહમદ બેમાત સાહેબ (ર.અ.)
માજી શૈખુલ હદીષ દારૂલ ઉલુમ ફલાહે દારૈન, તડકેશ્વર,
માજી અમીરે શરીઅત ગુજરાત અને સ્થાપક મદની દારૂત્તરબિયત, કરમાલી,
મુ. કરમાલી, તા. અંકલેશ્વર, ડી. ભરૂચ, ગુજરાત-૩૯૪૧૧૫.
Ph. (02646) 274243 Fax : 02646 274483

# અનુક્રમણિકા

# બે બોલ

## બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ

## મુફતી અહમદ બેમાત મદની દારૂત્તરબિયત મદની નગર

શરૂ કરું છું અલ્લાહ તઆલાના મુબારક, પાક પવિત્ર નામથી કે જેણે હમોને અશરફુ-લ-મખ્લુકાત બનાવી ખાતિમુન્નબિય્યીન હઝરત મોહંમદ સલ.ના ઉમ્મતી બનાવી ઈમાનની મહાન દવલત અર્પણ ફરમાવી.

અગણિત બેહદ દુરૂદો સલામ હઝરત મુહંમદ મુસ્તફા સ.અ.વ. ઉપર કે જેમણે ઈન્સાની હિદાયત માટે દરેક પ્રકારની તકલીફો-પરેશાનીઓ ઉઠાવી એવો માર્ગ બતાવ્યો કે ઈન્સાન દુન્યા અને મૌત પછીની આવનાર હંમેશવાળી ઝિંદગીને કામ્યાબ બનાવી શકે. આપ સ.અ.વ.ના પાક-પવિત્ર શિક્ષણ ઉપર અમલ કરી કરોડો અવલિયા-ઉલમા-સુલહા રહ.એ એમની દુન્યવી અને આખિરતની ઝિંદગી આબાદ કરવાની ફિકર-ચિંતા રાખે છે. તેઓ હસદ, બુગઝ, કીના, દુશ્મનાવટ અને તકબ્બુર જેવા હઝારો બીમારીઓથી બચી જાય છે. તેમનું લક્ષ-મકસદ દરેક કામ હરકત બોલચાલમાં આખિરત જ હોય છે. જેને રસુલુલ્લાહ સ.અ.વ.એ ફરમાવ્યું કે દુન્યા આખિરતની ખેતી છે. હદીષ.

ઈન્સાનને દુન્યામાં એ માટે મોકલવામાં આવ્યો કે આવનાર ઝિંદગી જે મૌત પછીની છે. તેના માટે મહેનત કરે ઈમાની બીજને હુકુકુલ્લાહ અને હુકુકુલ ઈબાદ અદા કરી નેક કામો કરી-તેને બાકી રાખી વધારવાની કોશિષ કરે દુન્યા મુસાફરખાનું છે. દુન્યા ફાની છે. હંમેશા રહેવા માટેનું ઘર નથી. અકલમંદ હંમેશા બાકી રહેવાવાળી ઝિંદગી માટે મહેનત કરે. તેને આબાદ કરે કે જ્યાં હંમેશા રહેવાનું છે. અને મઝકુર નસીહત ઉપર આપ સલ.એ અમલ કરી પોતાની ઝિંદગી ગુઝરી અલ્લાહ તઆલા તરફથી ઓહદ પહાડને સોનું બનાવવા માટે ફરમાવ્યું તો જવાબમાં આપ સલ.એ અલ્લાહપાકની ખિદમતમાં અરજ કરી કે હું એક દિવસ ખોરાક લઉં અને એક દિવસ ભૂખ્યો રહું હદીષ. કદી ફરમાવ્યું (માલ ન હોવું) ફકીરી એ મારો ફખ્ર છે. હદીષ. અને સહાબા રદિ.એ ફકીરી દુર થવા બાબત અરજ કરી અને ભુખની શિકાયત કરી તો આપ સલ.એ ફરમાવ્યું અને દેખાડયું કે મેં ભુખથી પેટ ઉપર બે પત્થર બાંધ્યા

છે હદીષ. આપ સલ. ની પાક બીવીઓએ તે સમય મુજબ કંઈક રાહત તેમજ કપડા-ખોરાક બાબતની માંગણી કરી તો આપ સલ. નારાઝ થઈ ગયા. અને એક મહિના સુધી પાક બીવીઓ (ઉમ્મતની માઓ) પાસે નહિં જવા બાબત કસમ ઉઠાવી જેને શરીઅતમાં ઈલા કહેવામાં આવે છે. અને કુર્આન શરીફમાં અલ્લાહ તઆલાએ આયતો ઉતારી જેનો ખુલાસો આ છે. "ઓ નબીની અવરતો અગર તમો દુન્યાનો માલ-આરામ માંગતી હોય તો તમોને તે મુજબ માલ દઈ છુટી થવું હોય તો તમોને છુટી કરી દઉં. કુર્આન મજીદ."

હઝરત ફાતેમા રદિ.એ લૌંડીની માંગણી કરી તો આપ સલ.એ સુવા પહેલા તસ્બીહ તહમીદ તકબીર પઢવાનો અમલ રૂહાની ટોનિક બતલાવી જેના ઉપર હઝ. ફાતેમા અને હઝ. અલી રદિ. અમલ કરતા હતા અને લૌંડી ગુલામ બીજા મોહતાજોને આપ્યા હદીસ.

ખુલાસો આપ સલ.એ પોતાના તેમજ પાક સાહબઝાદીઓ અને પાક. બીવીઓ માટે દુન્યાનો સામાન બિલ્ડીંગ-મહેલ કારખાના આરામની ઝિંદગી સોના-ચાંદીના ઘરેણા, સારો ટેસ્ટફુલ ખોરાક તેમજ સારા પીણાઓ પસંદ નહિં ફરમાવ્યા. દુનિયાના ઐશ આરામથી હંમેશા દુર રહ્યા. મામુલી મકાન ખોરાક-કપડા ઉપર ઝિંદગી ગુઝારી અને ફરમાવ્યું કે મને ફકીરી-ગરીબી-મોહતાજગી ફિક્ર-ચિંતા નથી. મને ચિંતા ફિક્ર એ છે કે દુન્યાના ખઝાનાઓ ખોલી આપવામાં આવશે તો જેવી રીતે આગલી કવમો યહુદ-નસારા-માલની મુહબ્બતમાં ફસાઈ હલાક થયા એ મુજબ મારી ઉમ્મત પણ હલાક-બરબાદ થશે હદીષ.

જે ફકીરી મોહતાજગી બાબત ઉમ્મત આજે રૂદન કરે છે. આપ સલ. ફરમાવ્યું એ ચિંતાનો વિષય નથી. કારણ કે અલ્લાહ તઆલા રોઝીનો ઝામિન છે. મારી ઉમ્મતનો ફિત્નો માલ છે. હદીષ. અને માલના ફિત્નાથી દુર રહેવા આપ સલ.એ ઘણી જ શિખામણ આપી. આપ સ.અ.વ.એ ફરમાવ્યું સૌ પ્રથમ પેટ ખરાબ થશે. હદીષ. ખાણી-પીણી હરામ થવાથી ઈમાની નુર કમઝોર કે બરબાદ થઈ જશે. આપ સલ.એ ફરમાવ્યું વ્યાજ નહિં તો વ્યાજનો ધુમાડો પણ લાગશે. હદીષ.

મવજુદહ સમયના મહાન આલિમ, બુઝુર્ગ, વલી કુતુબ હઝરત શયખુ-લ-હદીષ મવ. ઝકરિયા સા. રહ.થી સાંભળ્યું છે કે વ્યાજના

ધુમાડાથી ખાનકાહો પણ બચી નથી. અલ્લાહનું પાક પવિત્ર ઘર મસ્જિદોની સંડાસો તેમજ મસ્જિદોની સીડીઓ બનાવવા બાબત સવાલો ફત્વા રૂપે આવ્યા કરે છે કે વ્યાજની રકમથી બનાવી શકાય કે નહિં ? તો મેં લખ્યું હતું કે અલ્લાહ તઆલા ઘરને લગતી ચીઝોને તો પાકપવિત્ર રહેવા દો. નાપાક નહિ બનાવો.

આપ સલ.ની ભવિષ્યવાણી અક્ષરે અક્ષર સાચી પડી હમો જોઈ રહ્યાં છે કે મોજુદહ સમયમાં મુસલમાન માલ-સત્તા-ખુરશીની મુહબ્બત જીવતા રહેવાની મુહબ્બતમાં સદકા ખયરાત આપવું છોડી આપ્યું. દીની તાલીમ મસ્જિદ-મદ્રસા-તબ્લીગી લાઈન માટેની કુર્બાની છોડી આપી ખેતી-દુકાન-કારખાના સીટ-હોદ્દાનો ગુલામ બની મૌત અને મવતથી કબ્ર-બરઝખ-પુલ સિરાત-વઝને આમાલ-હિસાબ કિતાબ આપવાનો છે ભુલી ગયો અને ભુલી જવાથી દુન્યા અને માલ-હોદ્દો-ખુરશી સીટને સર્વ કંઈ સમજી ઈમાન બરબાદ કરી રહ્યો છે. ઝહરીલા માહોલમાં મુસલમાન ગળાડુબ થઈ ગયો છે તો જરૂરત હતી કે સકરાત અને કબ્રથી લઈ કિયામત અને હિસાબ માટેના સફરની તૈયારી કરે જેનાથી દુન્યાની મોહબ્બત ઓછી થાય. તો એના માટે મજકુર કિતાબને ઈલાજ-નિરયાક સમજી ગુજરાતી તરજુમો કરી કોમ સમક્ષ રજુ કરૂં છું. માણસ વિચાર કરી ત્રણવાર વાંચશે. નસીહત મળશે. તૌબાની તોફીક થશે અને આખિરત આબાદ કરવાની ફિક્ર કરશે. અલ્લાહ તઆલાથી દુઆ છે કે મઝકુર કિતાબની તૌફીક આપી ખિદમતને કબુલ ફરમાવી રસુલુલ્લાહ સ.અ.વ.ની ખાસ શફાઅત નસીબ ફરમાવે. આમીન.

૧૭-૧૧-૧૪૧૭ સ.હી. ૨૬-૩-૯૭ સ. ઈ.



## અનુવાદકનું જીવન ચરિત્ર એક નજરમાં

(૧) હઝ. મુફતી અહમદ બેમાત સા. રહ.ની જન્મ તારીખ ૧૯ જાન્યુઆરી ઈ.સ. ૧૯૩૨ છે. અને મૃત્યુ તારીખ ૧૨ ફેબ્રુઆરી ઈ.સ. ૨૦૦૪ છે.

(૨) શરૂઆતની તઅલીમ પોતાના જ ગામ કરમાલીમાં હાસિલ કરી પરંતુ તે વખતના આપના અસાતિઝહ કોણ હતા ? તે ન જાણી શકાયું.

(૩) જામિઅહ ઈસ્લામિયહ તઅલીમુદિન ડાભેલ સિમલકમાં ઉચ્ચ શિક્ષણ માટે શવ્વાલ સ.હિ. ૧૩૬૨માં દાખલ થયા.

(૪) ડાભેલમાં આપ મર્હુમના અસાતિઝહ. મવ. મુહંમ્મદ એખલવાયા ડાભેલી સા. મવ. અહમદ અમેજી કાછવી સા., મવ અ. કાદિર સા. મવ. શમ્શુલ્હકક અફઘાની સા. મવ. કાઝી અત્હર મુબારક પુરી સા. મવ. ઈસ્માઈલ કાસુજી સા. મવ. અહમદ પટેલ સા. મવ. મુહંમ્મદ માલિક સા. મવ. શમ્શુદિન સા. મવ. મુફતી ઈસ્માઈલ બિસ્મીલ્લાહ સા.

(૫) દેવબંદના અસાતિઝએ કિરામ

શયખુલ ઈસ્લામ હઝ. મવ. સૈયદ હુસૈન અહમદ મદની રહ. જેમની પાસે બુખારી શરીફ, તેમજ તિરમીઝી શરીફ પઢી હકીમુલ ઈસ્લામ હઝ. મવ. કારી મુહંમ્મદ તૈયબ સા. રહ. જેમના થી મિશ્કાત શરીફ પઢી. ઈફતા (મુફતીનો કોર્સ) હઝ. મવ. મુફતી સૈયદ મહેંદી હસન સા. રહ. પાસે કર્યો. એમના વગર બીજા અનેક ઉસ્તાદો છે. જેમાં વિશેષ રૂપે હઝ. મવ. મુલ્લાં હસન બિહારી સા. હઝ મવ. ઈબ્રાહીમ બલ્યાવી રહ. શયખુલ અદબ હઝ. મવ. એઅઝાઝ અલી સા. રહ. છે.

(૬) ડાભેલમાં પઢાવ્વાની શરૂઆત :- શવ્વાલ સ. હી. ૧૩૭૨ થી સ. હી. ૧૩૮૮ સુધી

(૭) ડાભેલમાં રહેવાની મુદત :- કુલ ૧૭ વર્ષ

(૮) ડાભેલમાં આપના પાસે પઢનારાઓમાં વિશેષ તલબા મવ. ઈબ્રાહીમ ઈન્દોરી સા. (દા.બ.) મવ. અબ્રાર અહમદ ધુલ્યવી સા.

(રહ.) મવ. મુફતી મુહંમ્મદ આછોદી સા. દા.બ. મવ. મુફતી અહમદ દેવલા સા. દા.બ. મવ. હૈદરઅલી હથોડવી રહ. મવ. અમીનુર્રશીદ દમણી સા. દા.બ. મવ. યુસુફ કાવી સા. મવ. યાકુબ પટેલ સા. મુફતી ઈસ્માઈલ કછોલવી સા. દા.બ. વગેરે.

(૯) કિતાબો લખવાની બિસ્મીલ્લાહ અને શરૂઆત ઈ.સ. ૧૯૬૯ થી શરૂઆત આપની લખેલ પહેલી કિતાબ અહકામુલ મસાજીદ ૧૨ માર્ચ ઈ.સ. ૧૯૬૯ માં લોકો સમક્ષ આવી.

(૧૦) લખેલ કિતાબો :- ગુજરાતીમાં આપની લખેલ કુલ ૪૦ કિતાબો છે અને એક ઉર્દુ પુસ્તિકા છે.

(૧૧) ૧૩ કિતાબોનું અંગ્રેજી કરવામાં આવ્યું છે.

(૧૨) આ છેલ્લી કિતાબ જે આપના સમક્ષ છે એનું અંગ્રેજીમાં અનુવાદ થઈ ગયું છે.

(૧૩) ડાભેલમાં રહીને જે કિતાબો આપે પઢાવી :- શરહે અકાઈદ મિશ્કાત શરીફ, તહાવી શરીફ, શરહે તહઝીબ (અમુક દિવસો માટે મુસ્લિમ શરીફ. આપના લખેલ ફતાવા લગભગ ૩૦૦ છે.

(૧૪) શવ્વાલ હિજરી ૧૩૮૮ મુતાબિક ૯ જાન્યુઆરી ૧૯૬૯માં ડાભેલ છોડીને તડકેશ્વર તશરીફ લાવ્યા.

(૧૫) ૪ માર્ચ ઈ.સ. ૧૯૯૦ સુધી તડકેશ્વર રહ્યા કુલ ૨૨ વર્ષ.

(૧૬) તડકેશ્વરમાં આપના વિશેષ તલબા - મવ. ગુલામ મુહંમ્મદ વસ્તાનવી સા. મવ. યુસુફ સા. ટંકારવી - મવ. બશીર અહમદ ખાનપુરી સા. મવ. ઈકબાલ દેવલા સા. મુફતી મુસા બલેશ્વરી મવ. અ. રશીદ ખાનપુરી સા. મવ. હનીફ ગંગાત સા. કારી મો. સિદીક સા. સાંસરોદી. મવ. અબૂબક્ર સા. મોસાલી. મવ. ઈકબાલ મુહંમ્મદ ટંકારવી સા. મવ. અહમદ ટંકારવી સા. મવ. કાસિમ ઈગાર સા. (અનુવાદક અહકર મુહંમ્મદ અમજદ બેમાતે પણ તડકેશ્વરમાં હઝ. વાલીદ રહ. પાસે તઅલીમ હાસિલ કરી)

(૧૭) તડકેશ્વરમાં આપની તઅલીમી ખિદમાત :- ઈ.સ. ૧૯૬૯ થી મુસ્લિમ શરીફ, અબૂદાવુદ શરીફ, ઈબ્ને માજા શરીફ, મિશ્કાત શરીફ, શરહે નુખ્બતુલ ફિકર, ઈફતા, તહાવી શરીફ અને બુખારી શરીફ ઈ.સ. ૧૯૭૧ થી ૪ માર્ચ ૧૯૯૦ સુધી.

(૧૮) બુખારી શરીફ પઢાવ્વાની કુલ મુદ્દત ૨૦ વર્ષ છે.

(૧૯) ગુજરાત હિની તઅલીમી બોર્ડના પ્રમુખ રહ્યા ઈ.સ. ૧૯૭૮ થી ઈ.સ. ૧૯૯૩ સુધી અને ઈ.સ. ૧૯૯૫ થી વફાત સુધી (વચમાં થોડી મુદ્દત માટે ઝિમ્મેદારી બીજા પાસે રહી) પ્રમુખ સ્થાનની કુલ મુદ્દત લગભગ ૨૬ વર્ષ છે.

(૨૦) શરઈ પંચાયતના પ્રમુખ ગુજરાત રાજ્ય વતી-૧ લી જાન્યુઆરી ઈ.સ. ૧૯૭૬ થી શરૂઆતમાં હઝ. મવ. અહમદ અશરફ રાંદેરી રહ. પ્રમુખ અને હઝ. મુફતી બેમાત સા. રહ. જનરલ સેક્રેટરી હતા. (હઝ. મુફતી અહમદ બેમાત સા. રહ. હઝ. મવ. અહમદ અશરફ રાંદેરી રહ. અને શયખુલ હદીષ હઝ. મવ. મુહંમ્મદ રઝા અજમેરી રહ. ત્રણે બુઝુર્ગો શરઈ પંચાયતની સ્થાપના કરનાર છે.)

(૨૧) જમિઅતે ઉલમાએ હિંદની કમીટીના સભ્ય લગભગ ૩૦ વર્ષ સુધી રહ્યાં.

(૨૨) અમીરે શરીઅત ગુજરાત :- હઝ. મવ. મુફતી સૈયદ અ. રહીમ સા. લાજપુરી રહ.ની વફાત પછી ૫/સફર હી.સ. ૧૪૨૩ મુતાબિક ૧૯ એપ્રિલ ઈ.સ. ૨૦૦૨થી વફાત સુધી રહ્યા.

(૨૩) જમિઅતે ઉલમા ગુજરાતના પ્રમુખ ૨ વર્ષ સુધી રહ્યાં.

(૨૪) જમિઅતે ઉલમા જિલ્લા સુરતના પ્રમુખ લગભગ ૧૬ વર્ષ સુધી રહ્યા.

(૨૫) શયખુલ ઉસ્લામ હઝ. મવ. સૈયદ હુસૈન અહમદ મદની રહ.ની બરકતવંત સાહેબતમાં લગભગ ૯ વર્ષ રહ્યા.

(૨૬) હઝ. શૈખ મદની રહ.ની વફાત પછી શયખુલ હદીષ હઝ. મવ. ઝકરીય્યહ રહ.ના હાથ પર બયઅત થયા અને લગભગ ૧૮ વર્ષ સુધી દરેક રમઝાન માસમાં હઝરતની ખાનકાહમાં હાજરી આપી.

(૨૭) દારૂલ ઉલુમ મદની દારૂત્તરબિયતની પાયા વિધી હઝ. ફિદાએ મિલ્લત મવ. સૈયદ અસ્અદ મદની સા. નવ્વરલ્લાહુ મરકદહુના હસ્તે ઈ.સ. ૧૯૯૦માં કરવામાં આવી અને ઈ.સ. ૧૯૯૬ સુધી જરૂરી બાંધકામો થઈ ચુંકયા હતા. તાલીમ ૧૯૯૦ થી ચાલુ થઈ ગઈ હતી.



# પ્રસ્તાવના

**હઝ. મવ. મોહમ્મદ ઈસા ઈલ્હાબાદી સા. રહ.**

**બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ**

**હમ્દો સલાત પછી !**

ઉર્દૂના અનુવાદક હઝરત મવલાના મુહમ્મદ ઈસા સાહેબ (રહ.) નમ્રતાપૂર્વક જણાવે છે કે વર્તમાન કાળમાં આમ અને ખાસ સર્વ લોકો જે દુનિયામાં મશ્ગુલ-પ્રવૃત્ત બની રહ્યા છે તે સુર્યથી પણ વધુ સાફ છે, પરંતુ કુર્આન અને હદીષ શરીફમાં ઘણી બુરાઈ દુનિયા વિષે વર્ણન કરવામાં આવી છે અને એનાથી બચવાની પણ ઘણી તાકિદ કરવામાં આવી છે.

રસુલુલ્લાહ (સ.અ.વ.)એ દુનિયાથી બચવાનો સચોટ ઈલાજ-ઉપચાર મૌત અને મૌતને લાગતા બનાવોને યાદ કરવાનું બતાવ્યું છે એટલા માટે જ આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું છે કે દિલની ઈચ્છાઓને તોડનાર-ખત્મ કરનાર એટલે 'મૌતને યાદ કરો.'

મુદતથી વિચાર હતો કે મૌત અને કબ્રના હાલાત અને આખિરતના બનાવો સહીહ અને વિશ્વાસપાત્ર હદીષોના આધારે ઉર્દૂ ભાષામાં એકત્ર ભેગા કરી કિતાબી રૂપ આપવામાં આવે, તો લોકોને ઘણો ફાયદો થાય, અને ગફલત દૂર થઈ આખિરતની સાથે લગાવ-મુહબ્બત પૈદા થાય અને મૂળ વતન આખિરત તરફ જવાનો તથા નેક કામો કરવાનો શોક પૈદા થાય.

આ વિચારોમાં જ હતો. તેવામાં ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.)ની અરબીમાં લખાયેલ કિતાબ 'નુરૂસ્સુદુર ફી શહિલ કુબૂર' જોવા મળી, જેમાં મારા વિચારો પ્રમાણેના વિષયો લખાયેલ હતા એટલે 'શરહુસ્સુદૂર'ના નામથી એ જ કિતાબનો અરબી ઉપરથી ઉર્દૂમાં અનુવાદ કરી નાંખ્યો. એ જ કિતાબનો ગુજરાતી અનુવાદ આજે આપના હાથોમાં છે.

ઉર્દૂ અનુવાદમાં આ વાતનું પણ ધ્યાન રાખવામાં આવ્યું કે, કિતાબ ઘણી મોટી ન થઈ જાય એટલે એક જ વિષય પર લખવામાં આવેલ અસંખ્ય હદીષોમાં એકને લખી બાકીની બીજી હદીષો છોડી દેવામાં આવી અને જુદી-જુદી હદીશોને એકબીજા સાથે સરખાવી સમજુતી પણ આપી.

મોટા ભાગનો અનુવાદ થઈ ગયો હતો કે અચાનક 'જનાબ મવલાના અહમદ હુસૈન સા. મુબારક પૂરી (રહ.)' એ સંપાદન કરેલ કિતાબ 'સબીલે આખિરત' હાથ ચઢી ગઈ. જેમાં મવલાનાએ 'શરહુસ્સુદૂર અને બીજી કિતાબોમાંથી વિશ્વાસપાત્ર હદીશો ભેગી કરી હતી, એટલે દિલથી દુઆ નીકળી કે મવલાનાએ મારૂ કામ સેહલું બનાવી આપ્યું. જેથી મેં 'નૂરૂસ્સુદૂર'નો આગલો અનુવાદ કરવાનું કામ બંધ કર્યુ પરંતુ 'સબીલે આખિરત'માં લખાયેલ હદીષોને એક-બીજી હદીષો સાથે સરખાવવાનું કામ બાકી હતું એટલે જ્યાં જરૂરત જણાઈ સરખાવી દીધી. અને અનુવાદમાં જે શબ્દો અને વાકયના ખુલાસાની જરૂરત હતી. તેની પણ કાઉસમાં વિગત લખી આપી. સાથે જ 'શરહુસ્સુદૂર'થી ઘણી હદીશોનો અનુવાદ કરી જુદા જુદા પ્રકરણોમાં લખી વધારો લખી આપ્યો અને ઘણા ફાયદાની વાતો પણ દરેક પ્રકરણમાં અંતમાં લખી આપી અમૂક હદીષો એવી પણ હતી કે જેના વિષયોમાં વિભિન્નતા હતી તેની કાઢી નાંખી અને જે હદીષોની વિભિન્નતામાં એક બીજી હદીષો સાથે સરખામણી અલ્લાહની કૃપાથી સરળતાની સાથે થઈ ગઈ તેને હાથ લગાડવું પણ યોગ્ય ન સમજ્યું.

વાંચકોને રગબત અને શૌક અપાવવા માટે હઝરત મવ. અશરફઅલી થાનવી (રહ.)ની બરઝખ સંબંધિત તકરીરથી યોગ્ય વિષયને ટુંકમાં કિતાબની અંતમાં લખી આપ્યા જેનાથી કિતાબની ખૂબી ઘણી વધી ગઈ. અલ્લાહ તઆલા આ કિતાબને લાભકર્તા બનાવે આમીન.

- અહકર મુહમ્મદ ઈસા. ઝિકઅદહ હિ.સ. ૧૩૫૨



# પ્રકરણ પહેલું

## લાંબી ઉંમર બેહતર છે. જો અલ્લાહની યાદમાં ગુઝરે

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસે કહ્યું, '઼ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! સર્વ લોકોમાં સૌથી સારો માણસ કોણ છે ? આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું જેની ઉંમર વધારે હોય નેક કામો કરે' ફરી એ માણસે પૂછયું બધા લોકોમાં સૌથી ખરાબ માણસ કોણ છે ? આપે ફરમાવ્યું, જેની ઉંમર વધારે હોય અને ખરાબ કામો કરે'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું : 'તમારામાં સૌથી સારો તે માણસ છે જેની ઉંમર સૌથી વધારે હોઈ અને નેક કામો કરે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, 'કુઝાઅ' કુટુંબના બે (૨) માણસો મુસલમાન થયા, અને રસૂલુલ્લાહ (સ.અ.વ.) સાથે જિહાદમાં ગયા, તેમાંથી એક શહીદ થઈ ગયો અને બીજો એક વર્ષ જીવતો રહ્યો જ્યારે એ બીજાનો પણ ઈન્તિકાલ મરણ થઈ ગયું, તો તલ્હા બિન ઉબયદુલ્લાહ (રદિ.)એ સ્વપ્નમાં જોયું કે જન્નત શણગારેલ છે, અને પાછળથી મરણ પામનાર માણસ શહીદથી પેહલા જન્નતમાં દાખલ થયો. તલ્હા (રદિ.) કહે છે કે મને આ સ્વપ્નું જોયા પછી આશ્ચર્ય થયું (કે આવું શા માટે બન્યું ?) સવારમાં આપ (સ.અ.વ.)ની સેવામાં હાજર થઈ પૂછયું, કે (પાછળ મરનાર માણસ) શહીદ થનારની પહેલાં જન્નતમાં શા માટે દાખલ થયો ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો કે, શું તમો આ નથી જાણતા કે એના શહીદ થવા પછી આ માણસ એક વર્ષ વધુ જીવંત રહ્યો એટલે એણે એક મહિનો રમઝાન શ.ના રોઝહ રાખ્યા અને આખા વર્ષમાં અઢારસો (૧૮૦૦) ફર્ઝ નમાઝ પઢી, અને એટલી જ નફલ નમાઝો પઢી.

હઝરત તલ્હા (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.લ.)એ ફરમાવ્યું, કે અલ્લાહ તઆલાના નઝદીક એનાથી અફઝલ શ્રેષ્ઠ કોઈ નથી જેને લાંબી ઝિંદગી મળી અને આખી ઝિંદગી 'સુબ્હાનલ્લાહ,' લાઈલાહ'. ઈલ્લલ્લાહ અને 'અલ્લાહુઅકબર' (પઢવામાં) વિતાવી દીધી.'

હઝરત સઈદ બિન ઝુબૈર (રદિ.)થી રિવાયત છે કે, મુસલમાનની ઝિંદગીનો દરેક દિવસ ગનીમત-શુક્રના લાયક છે કારણ કે એ અલ્લાહ તઆલાના ફર્ઝો અદા કરે છે, નમાઝો પઢે છે અલ્લાહની યાદ કરે છે.

હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અબી ઉબયદા (રદિ.)થી રિવાયત છે કે, મને આપ (સ.અ.વ.)થી આ જાણવા મળ્યું કે જ્યારે મુસલમાન મરણ પામે છે, અને જન્નતમાં પોતાનો મરતબો-હોદ્દો જુએ છે તો અલ્લાહ તઆલાથી ઈચ્છા ઝાહિર કરે છે કે, મને ફરીવાર દુન્યામાં મોકલવામાં આવે જેથી અલ્લાહુ અકબર, 'લાઈલાહ ઈલ્લલ્લાહ' અને સુબ્હાનલ્લાહ પઢું.

## પ્રકરણ બીજું

## મુસીબતોના કારણે મૌતની દુઆ જાઈઝ નથી.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું જો કોઈના ઉપર મુસીબત આવી પડે તો કદી પણ મૌતની ઈચ્છા ન કરે અને જો લાચારી હોય (એટલે મૌત માંગવા વગર છૂટકો જ નથી) તો આ પ્રમાણે કહે, 'ઓ અલ્લાહ તઆલા જ્યાં સુધી જીવતા રહેવું મારા માટે સારું છે તો (મને) જીવતો રાખ અને જ્યારે મારા માટે મરણ પામવું સારું હોય તો મૌત આપી દે.'

હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, કોઈપણ માણસ મૌતની ઈચ્છા કદી પણ ન કરે, અને મૌત માટે દુઆ ન માંગે કારણ કે જ્યારે કોઈ મૃત્યુ પામે છે તો એના અમલ-કામો ખત્મ થઈ જાય છે. બંધ થઈ જાય છે પરંતુ મુસલમાનની ઝિંદગી જેટલી વધુ હોય છે એ જ પ્રમાણે નેક કામો પણ તે વધારે કરે છે.

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મૌતની ઈચ્છા ન કરો કારણ કે આખિરતનો સોદો ઘણો કઠણ છે, અને ભાગ્યશાળીની નિશાની આ છે કે ઉમર વધારે હોય અને એને તૌબા કરવાની તૌફીક મળે'

હઝરત કૈયમ (રદિ.)થી રિવાયત છે કે, હમો લોકો હઝરત ખબ્બાબ (રદિ.)ને જોવા-મળવા માટે ગયા. તેઓ બીમાર હતા, અને પોતાના શરીરમાં બીમારીના કારણે સાત ડામ લગાડાવ્યા હતા. હઝરત ખબ્બાબ (રદિ.)એ કહ્યું, 'જો હુઝૂર (સ.અ.વ.) મૌતની ઈચ્છા કરવાથી ન રોકતે તો હું મૌતની દુઆ કરતે.'

હઝરત ઉમ્મુલ ફઝલ (રદિ.)થી રિવાયત છે કે, હઝરત અબ્બાસ (રદિ.) બીમાર થયા, રસૂલુલ્લાહ (સ.અ.વ.) અને સહાબા (રદિ.) એમને જોવા માટે ગયા, હઝરત અબ્બાસ (રદિ.)એ મૌતની ઈચ્છા કરી તો

રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'ઓ કાકા ! તમો મૌતની ઈચ્છા ન કરો, જો તમો સારા છો અને તમારી ઉમ્રર વધારે થાય અને તમો સારા કામો વધુ કરો તો એ તમારા માટે ઘણું સારૂં છે અને જો તમો ખરાબ છો અને તમારી ઉંમર વધારે થાય. અને તમો ગુનાહોથી તૌબા કરો તો એ તમારા માટે સૌથી વધુ સારૂં છે, માટે મૌતની ઈચ્છા ન કરો.

## પ્રકરણ ત્રીજું : દીન બગડવાની બીક હોય તો મૌતની ઈચ્છા જાઈઝ છે.

હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'કયામત આવવા પહેલાં એટલા બધા ફિત્નાઓ પૈદા થશે કે જ્યારે (માણસ) કોઈની કબ્ર પાસેથી પસાર થશે તો કહેશે કે, 'કેવું સારૂ થાત જો હું એના બદલે (આ કબ્રમાં) દફન હોત.'

હઝરત ષવબાન (રદિ)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'ઓ અલ્લાહ તઆલા મને સારા કામો કરવાની, ખરાબ કામો છોડવાની અને ગરીબો સાથે મુહબ્બત કરવાની શકિત આપ, અને જ્યારે તું લોકોને ફિત્નામાં નાંખવાનો વિચાર કરે તો મને તું તારી પાસે બોલાવી લે કે હું ફિત્નામાં ન સપડાઈ જાઉં.'

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું મુસલમાનને જીવતું રહેવું-ઝિંદગી પસંદ હશે પરંતુ દજ્જાલ નિકળશે એટલે આખર જમાનામાં અંતિમ યુગમાં ફિત્ના ફસાદ લડાઈ ઝઘડાઓ એટલા બધા થશે કે મુસલમાનને પોતાના ઈમાન બચાવવાની કોઈ યુકિત ન દેખાશે (એટલે) પરેશાન થઈ મૌતને પસંદ કરશે' જીવવાની મુહબ્બત નીકળી જશે.

હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'ટુંક મુદ્દતમાં તે સમય આવી જશે કે, જો ઈમાનવાળાને ઠંડા પાણીમાં મધનો શરબત બનાવીને દેવામાં આવશે તો એ શરબતથી વધુ મૌતને પસંદ કરશે.' બીજી રિવાયતમાં છે કે, 'ચોખ્ખા સોના કરતાં મૌતને વધુ પસંદ કરશે.'

હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે કે 'એક સમય એવો આવશે કે જ્યારે (લોકો કોઈનો) જનાઝો જતો નિહાળશે જોશે તો ઈચ્છા કરશે કે જો હું એની જગ્યાએ (જનાઝામાં) હોત તો કેવું સારૂં થાત !'

રિવાયત છે કે, 'હઝરત મકહૂલ (રદિ.) બીમાર હતા, અબ્દેરબીઅ એમને જોવા માટે ગયા અને દુઆ કરી કે અલ્લાહ તઆલા તમોને તંદુરસ્ત કરી દે.' મકહૂલ (રદિ.)એ કહ્યું 'મારા માટે (તંદુરસ્તીની) દુઆ કદી પણ ન કરો (કારણ કે) જે લોકો સારા છે, અને ખુદાથી તેમની માફીની આશા છે તેઓની સાથે મને મરી જવા દો-મારૂં મૃત્યુ પામવું સારૂં છે એવા લોકોની સાથે જીવવાથી જેમનાથી નુકસાન પહોંચવાની ભય-બીક છે.'

હઝરત અબૂબક્ર (રદિ.)થી રિવાયત છે કે, 'અલ્લાહની કસમ ! જે રૂહ શરીરમાંથી નિકળી જાય છે એ મારા નઝદીક મારી રૂહ-કરતા ઉત્તમ છે બલ્કે માંખીનો પ્રાણ જે એના શરીરમાંથી નિકળી જાય છે એ પણ મારી રૂહ કરતાં સારો છે' આ વાતો સાંભળી સહાબા (રદિ.) ગભરાઈ ગયા અને પૂછયું (આપ આવું ફરમાવો છો) એનું કારણ શું છે ? હઝરત અબૂ બક્ર (રદિ.)એ જવાબ આપ્યો. 'મને બીક છે કે એવો સમય ન આવી જાય કે જે વેળા હું સારી વાતોનો હકુમ ન કરી શકું, અને ખરાબ વાતોથી રોકી ન શકું (એવા સમય જીવવામાં) કંઈ ભલાઈ નથી.'

હઝરત અબૂ ઉબયદા (રદિ.)થી રિવાયત છે કે, દુનિયા લોકોને ફિત્ના ફસાદ તરફ અને શયતાન બુરાઈયો તરફ બોલાવે છે એવા વખતે દુનિયામાં રહેવા કરતા અલ્લાહને ત્યાં જવું સારૂં છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, હું જઈ રહ્યો હતો તેવામાં એક માણસે પૂછયું કયાં જાઓ છો ? મેં જવાબ આપ્યો કે બજાર જઈ રહ્યો છું.' પ્રશ્ન કરનાર માણસે કહ્યું, જો તમોને તમારી ઝિંદગીની ખાતરી હોય કે બજારમાંથી ઘરે પાછા આવી શકીશો, તમારાથી બની શકે તો મારા માટે મૌત ખરીદી લાવજો.

હઝરત ઈરબાઝ બિન સારિયહ (રદિ.)થી રિવાયત છે કે, હું મૌતની તમન્ના (ઈચ્છા) કરતો હતો, એક વેળા હું દમિશ્ક ગયો હતો અને મસ્જિદમાં નમાઝ પઢી દુઆ કરી ઓ અલ્લાહ ! મારી ઉમર ઘણી વધુ થઈ ગઈ છે અને મારા હાડકા કમઝોર-નિર્બળ થઈ ગયાં છે (એટલે હવે મને મૌત આપી દે, અચાનક મેં એક ખુબસુરત નવજવાન જોયો જેણે લીલા રંગના કપડાં પેહરેલા હતાં. એણે કહ્યું તમો આવી દુઆ શા માટે કરો છો ? મેં પૂછયું કેવી દુઆ કરૂં ? કહ્યું 'આ પ્રમાણે કહો, 'ઓ અલ્લાહ ! મને નેક કામ કરવાની શકિત આપ અને મારી ઉમર લાંબી કર.' એ નવયુવાનથી પૂછયું, 'તમો કોણ છો ? અલ્લાહ તમારા ઉપર

રહમ ફરમાવે. યુવાને જવાબ આપ્યો, 'મારૂં નામ 'રતાઈલ' છે. હું ઈમાનવાળાઓના દિલમાંથી દુઃખ અને ચિંતા દૂર કરૂં છું.' આટલું કહી તે નવજુવાન ગાઈબ અદશ્ય થઈ ગયો.

## પ્રકરણ ચોથું :
## ઝિંદગીથી મૌત ઉત્તમ છે.

આલિમોએ ફરમાવ્યું છે કે, મૌત બિલ્કુલ નાબૂદ અને ખત્મ થઈ જવાનું નામ નથી બલ્કે મૌતનો અર્થ આ છે કે રૂહ-પ્રાણનો સંબંધ શરીર સાથેથી છૂટી જાય, અને એ એકબીજાથી જુદા થઈ જાય, અને એક ઘર (દુન્યા)થી બીજા ઘર (આખિરત)માં ચાલ્યો જાય.

હઝરત બિલાલ ઈબ્ને મસ્ઉદ અને ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવે છે કે, ઓ લોકો ! તમો ખત્મ થઈ જવાના માટે પૈદા નથી કરવામાં આવ્યા, (એટલે) તમો એક ઘરથી બીજા ઘરમાં જશો.

હુઝુર રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મૌત એ તો ઈમાનવાળાની સોગાત છે અને મૌત એના માટે સુગંધિત ફુલ છે (એટલે ચહિતી વસ્તુ છે.)

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'મૌત (ગનીમતના માલની જેમ) મફતની વસ્તુ છે. નાફરમાની મુસીબત છે, ફકીરી સોગાત, ગરીબાઈ આરામની વસ્તુ છે, માલદારી અઝાબ છે, બુદ્ધિ સોગાત છે, જહાલત ગુમરાહી છે, ઝુલ્મ-અત્યાચાર શરમમાં નાંખી દેનાર છે, બંદગી આંખોની ઠંડક છે, અલ્લાહના ડર-બિકથી રડવું એ દોઝખની આગથી છૂટકારો છે, હસવું એ શરીરની ખરાબી છે, અને ગુનાહોથી તોબા કરનાર એવો છે જેમ કે ગુનાહ વગરનો માણસ.'

હઝરત મહમૂદ બિન લબીદ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'આદમ (અ.સ.)ની અવલાદ બે (૨) વસ્તુને પસંદ નથી કરતી (૧) એક તો "મૌત,' હાલાં કે મૌત એના માટે ફિત્નાથી ઉત્તમ છે, (૨) 'બીજી ગરીબાઈ' હાલાંકે ગરીબાઈએ હિસાબ આપવાના માટે સરળ-સહેલી છે.

હઝરત ઝુરઅહ બિન અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, બે (૨) વસ્તુઓને આદમ (અ.સ.)ની અવલાદ

ઘણી પસંદ કરે છે (૧) એક તો ઝિંદગી' હાલાંકે મૌત એના માટે ઉત્તમ છે, (૨) બીજુ માલદારી', હાલાંકે ગરીબાઈ એ હિસાબ આપવા માટે આસાન છે.

હઝરત અબૂ કતાદહ (રદિ.)થી રિવાયત છે કે નબી (સ.અ.વ.)ના સામેથી એક જનાઝો પસાર થયો, (એ જનાઝહને જોઈ) આપે ફરમાવ્યું, 'આ (મરનાર) માણસ આરામ પામનાર છે અથવા એનાથી (બીજા લોકોને) આરામ મળ્યો છે' સહાબા રદિ.એ પૂછ્યું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આપે જે ફરમાવ્યું એનો શું અર્થ ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો. ઈમાનદાર માણસ મરણ પામવા પછી દુનિયાની મુસીબતો અને તકલીફોથી (છૂટકારો મેળવી) અલ્લાહની રહમત (મળવાથી) સુખ-શાંતિ મેળવે છે અને દુષ્ટ-ખરાબ માણસના મળવાથી શહેર-ગામડાવાળા અલ્લાહના બંદાઓ, પશુઓ અને ઝાડોને (એના ખરાબ કૃત્યોથી) આરામ-શાંતિ મળે છે ખરાબ માણસના અત્યાચાર-ઝુલ્મથી દુનિયામાં અશાંતિ પૈદા થાય છે જેનાથી (સમાજની) વ્યવસ્થામાં અવરોધ-વાંધાઓ ઉભા થાય છે, ખરાબ કામો કરનાર એ અલ્લાહનો દુશ્મન છે એના કારણે જમીન, જાનવરો, ઝાડો વગેરેને તકલીફ પહોંચે છે, કારણ કે એના ગુનાહોના કારણે વરસાદ વરસતો નથી અને બધાની રોજી ઓછી થઈ જાય છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે દુનિયા એ તો કાફિરો-મુશ્રિકો માટે જન્નત છે (એટલે દુનિયાની ઈચ્છાઓ અને આકાંક્ષાઓમાં બરાબર પરોવાયેલા છે) અને ઈમાનદાર માટે કૈદખાનુ છે એટલે દરેક બાબતમાં શરીઅતના કાનૂનોની પાબંદી કરે છે એટલા માટે દેખાવમાં એને કૈદ છે અને જ્યારે ઈમાનવાળાની રૂહ-પ્રાણ નીકળે છે તો એનો દાખલો આ પ્રમાણે છે જેમ કે કોઈ કૈદખાનાથી નીકળે અને ઝમીન પર આળોટીને પોતાનું શરીર ઠીકઠાક કરે છે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવયાત છે કે, નબી (સ.અ.વ.)એ અબૂઝર (રદિ.)થી ફરમાવ્યું, 'ઓ અબૂઝર ! દુનિયા એ તો ઈમાનદાર માટે કૈદખાનું છે અને કબ્ર એની શાંતિની જગ્યા છે, અને જન્નત એના રહેવાનું સ્થાન છે. ઓ અબુઝર ! દુનિયા કાફિરના માટે જન્નત છે (એટલે કાફિરને દુનિયાની દરેક વસ્તુથી લગાવ-મુહબ્બત હોય છે, પાનખરથી બે ધ્યાન થઈ તત્કાળ વસંતઋતુના ઉપર કુરબાન થઈ જાય છે) અને કબ્ર એના માટે અઝાબની જગ્યા છે અને દોઝખ એના માટે રહેવાનું સ્થાન છે.'

હઝરત રબિઅ બિન ખસમ (રદિ.)થી રિવાયત છે કે, ઈમાનદાર જે ગાઈબ-પરદામાં રહેલ વસ્તુની રાહ જુએ છે એ બધામાં સૌથી ઉત્તમ મૌત છે, અને માલિક બિન મુગફ્ફલ (રદિ.) કહે છે કે, 'ઈમાનદારના દિલમાં (આખિરત બાબત) જે વસ્તુ સૌ પ્રથમ ખુશી પૈદા કરશે એ મૌત છે, કારણ કે તે મૌતના સમયે અલ્લાહનું ઈન્આમ અને ષવાબ પોતાની આંખોથી જોઈ લેશે.

હઝ. અબૂ દરદહ (રદિ.)થી રિવાયત છે કે, "તમો લોકો મૌત અને બરબાદ-ખત્મ થવાના માટે પૈદા કરવામાં આવ્યા છો. પોતાની આબાદી-વસાહત કરો છો, ખત્મ થનાર વસ્તુની લાલચ કરતા રહો છો જ્યારે બાકી રહેનાર વસ્તુને છોડી આપો છો. યાદ રાખો કે જે ત્રણ વસ્તુઓને તમો પસંદ નથી કરતા એ અતિ મુબારક છે (કારણ કે એના ઉપર જે ષવાબનો વાઅદો છે તે ઘણો સારો અને બાકી રહેનાર છે) (૧) મૌત (૨) ગરીબાઈ અને (૩) બીમારી મને ગરીબીથી વધુ મુહબ્બત છે કારણ કે એનાથી આજિઝ બની રહું, અલ્લાહના દરબારમાં ગરીબાઈથી જ વધુ નમ્રતા જાહિર થાય છે અને એ નમ્રતા અલ્લાહને પસંદ છે એટલા માટે મને ગરીબાઈ પ્રિય-મહબૂબ છે મૌત એ મારો મિત્ર છે, એના વડે હું અલ્લાહની મુલાકાત કરૂં (અલ્લાહના દર્શન કરી શકું) અને બીમારીને પણ પસંદ કરૂં છું કે એનાથી મારા ગુનાહો માફ થાય છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઝકરિય્યહ (રદિ.)થી રિવાયત છે કહે છે કે, "જો અલ્લાહ તઆલા મને આ બાબતનો અધિકાર આપે કે સો (૧૦૦) વર્ષ જીવતો રહી અલ્લાહની બંદગી કરૂં, અને આ પણ હકક અધિકાર આપે કે આજે જ મરી જાઉં તો હું (બન્નેમાંથી) એ જ અપનાવીશ કે આજે જ મરી જાઉં કે, જેથી અલ્લાહ અને એના રસૂલ (સ.અ.વ.)થી જલ્દી મુલાકાત કરૂં, અને અલ્લાહના નેક બંદાઓથી મુલાકાત કરૂં.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, "મૌત એ ઈમાનદારના માટે ગુનાહનો કફ્ફારો-ગુનોહ ધોવા માટેનું સાધન છે, જ્યારે કોઈ મુસલમાનને કાંટો વાગે અથવા એનાથી વધારે મુસીબત તકલીફ પડે તો એ (તકલીફ) એના ગુનાહો ધોઈ નાંખે છે, તો તમો મૌતની તકલીફ બાબત શું વિચારો છો ? કે એની એક એક સખ્તી (તકલીફ) ત્રણસો વાર તલવાર મારવાથી પણ વધુ છે.

હઝરત અબૂ દરદહ (રદિ.)થી પૂછવામાં આવ્યું તમે જે માણસથી

મુહબ્બત કરો છો એના માટે કઈ વસ્તુ પસંદ ફરમાવો છો ? જવાબ આપ્યો "મૌત" લોકોએ ફરી પ્રશ્ન કર્યો કે જો તે ન મરે (એટલે તમારી ઈચ્છા પ્રમાણે જલ્દી ન મરે અને એની ઝિંદગી લાંબી થાય) તો મૌત પછી શું પસંદ કરશો ? જવાબ આપ્યો કે એના "માલ" અને "અવલાદ"માં ઘટાડો થાય (એટલે તે ગરીબ રહે કે અલ્લાહને ભૂલી ન જાય.)

હઝરત અબૂ મલિક અશઅરી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું "ઓ અલ્લાહ ! જે માણસ આ વાત જાણતો હોય કે હું તારો રસૂલ છું તો દરેક મુસલમાનના માટે મૌત વહાલી બનાવી દે" (નેક કામોથી મૌત પ્રિય બની જાય છે એટલા માટે હકીકતમાં આ દુઆ ઈમાનદારો માટે સારા કામો કરવા માટેની થઈ.)

હઝરત સફ્વાન ઈબ્ને સુલૈજા (રદિ.) ફરમાવે છે કે, મૌત એ દરેક ઈમાનવાળા માટે દુનિયાની તકલીફોથી શાંતિનું કારણ છે જોઈએ તો એ મૌત (ઝાહિર-દેખાવમાં) કેટલીય તકલીફો અને અશાંતિનું કારણ કેમ ન હોય.

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે, "ઈમાનવાળા માટે (મૌતના સમયે) અલ્લાહને જોવાની ખુશીથી વધીને કોઈ ખુશી નથી." (એટલે દરેક મુસલમાનને મૌતના સમયે અલ્લાહના દીદાર નો શૌક થાય છે, જેનાથી મૌતની સખ્તી બિલકુલ નથી લાગતી અને ઘણી ખુશી સાથે જીવ આપવા માટે તૈયાર થઈ જાય છે.)

હઝરત અબૂ દરદાઅ (રદિ.) ફરમાવે છે કે, દરેક ઈમાનદારના માટે મૌત સારી વસ્તુ છે અને દરેક કાફિરના માટે (પણ) મૌત સારી વસ્તુ છે. જે માણસ મારી વાત ન માને તો (કુર્આન શરીફ)માં જોઈ લે. અલ્લાહતઆલા ફરમાવે છે, "વમાઈન્દલ્લાહિ ખયરૂન" અર્થાત : "અલ્લાહની પાસે જે બદલો મળશે તે નેક કામો કરવાવાળાઓ માટે (દુનિયાની બધી જ વસ્તુઓથી) કેટલોય ઘણો સારો છે." બીજા સ્થળે અલ્લાહતઆલા ફરમાવે છે કે, "વલાયહસબન્નલ્લઝીન કફરૂ" અર્થાત : "કાફિરો આવું ન સમજે કે હમો એમને જે ઢીલ આપીએ છીએ તે એમના માટે ઉત્તમ છે." (મતલબ આ છે કે કાફિરોને જે દુનિયાની નેઅમતો મળેલ છે અને એમના કરતુતોની સઝા આપવામાં (અલ્લાહ) વિલંબ-મોડું કરે છે એ તો માત્ર એક ઢીલ છે કે, એ નેઅમતોમાં મોજ-શોખમાં મસ્ત બનીને બેપરવા બની જાય. પછી ઓચિંતી એમની પકડ કરવામાં આવે. સાથે જ જેટલી નેઅમતો વધુ પ્રમાણમાં આપવામાં આવેલ છે એટલી વધુ

એમની પકડ કરવામાં આવશે એટલા જ માટે મૌતનું જલ્દી આવવું એ જ કાફિરના માટે ભલું સારું છે.

**ફાયદો :–** (૧) ઉપર વર્ણવેલ હદીષ શરીફ માં અમુક હદીષ-શરીફો એવી છે જેમાં ઝિંદગી કરતાં મૌત ઉત્તમ બતાવવામાં આવ્યું છે, તે અસલ અને મુખ્ય બાબત છે. જ્યારે અમુક હદીષોમાં મૌત કરતાં જીવન ઉત્તમ બતાવવામાં આવ્યું છે તે દુનિયામાં રહી વધુને વધુ નેક કામો કરે એટલા માટે આમ બંને પ્રકારની હદીષોમાં કોઈ વિરોધાભાસ નથી.

(૨) જે હદીષોમાં મૌતની તમન્ના-માંગણી કરવા ન કરવાનું વર્ણવ્યું છે તેને પણ વિરોધાભાસ ન સમજે કારણ કે જેમાં મૌતની માંગણી કરવાનું નથી ફરમાવ્યું તે એટલા માટે કે દુનિયાની તકલીફોથી ગભરાઈને મૌત ન માંગે કારણ કે એ અલ્લાહના હુકમો ફેસ્લાઓ પર રાજી ન રહેવાની નિશાની છે, અને જેમાં મૌતની માંગણી કરવાનું ફરમાવ્યું છે, તે એટલા માટે કે, આખિરતના શોકથી અને દુનિયામાં રહી ફિત્નાઓમાં પડી દીન બગડી જવાના ભયથી (મૌત માંગી લે.) **નોટ :–** માટે ઈમાન બગડવાની બીક હોય મૌત માંગવું જાઈઝ છે.

## પ્રકરણ પાંચમું :
## મૌતને યાદ કરી મરણ માટે તૈયાર રહેવું.

હઝ. ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, કોઈએ આપ (સ.અ.વ.) થી પૂછયું કયો મુસલમાન અકલમંદ-બુદ્ધિશાળી છે ? આપે ફરમાવ્યું, 'જે મૌતને વધુ યાદ કરે અને મરવા પછી કામ આવે તેવા નેક કામો કરે એ બુદ્ધિશાળી છે. અને (આ પણ) ફરમાવ્યું', 'હોંશિયાર તે છે જે પોતાની ઝાતને શરીઅતના હુકમોનો ફરમાંબરદાર બનાવે અને પોતાની ઝાતનો હિસાબ લે, અને એવા કામો કરે જે મરવા પછી કામ આવનાર છે, અને બેવકુફ તે છે જે પોતાના નફસની તાબેદારી કરે અને મન માની કરી અલ્લાહથી ષવાબની આશાઓ રાખે.

હઝરત વઝીન બિન અતા (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) જ્યારે પણ કોઈને મૌતથી બેપરવા જોતા તો એના બારણાં પાસે ઉભા રહી ત્રણ વખત બૂમ પાડતા એ લોકો ! એ ઈમાનવાળાઓ ! મૌત અવશ્ય આવશે, અને મૌત રહમત, આરામ અને બરકત લાવશે તે લોકો માટે જેઓ અલ્લાહના દોસ્ત છે અને આખિરતના માટે કામો કરતા હોય છે. યાદ રાખો કે દરેક કામનો અંત-છેડો હોય છે અને તે છેડો મૌત

છે. કોઈ આગળ તો કોઈ પાછળ જશે.

બીજી હદીષ શરીફ માં છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એક સભા પાસેથી પસાર થયા, જ્યાં લોકો જોર જોરથી હસતા હતા. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું "તમે લોકો ઈચ્છાઓને ખત્મ કરનાર વસ્તુને પણ યાદ કર્યા કરો." લોકોએ પૂછ્યું, એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! ઈચ્છાને ખત્મ કરનાર વસ્તુ શું છે ? આપે ફરમાવ્યું, "મૌત".

એક બીજી હદીષ શરીફ માં છે કે, લોકોએ પૂછ્યું એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! શહીદોની સાથે પણ કોઈને ઉઠાવવામાં આવશે ? આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, "હાં, તે માણસ જે મૌતને દરરોજ વીસ (૨૦) વખત યાદ કરે."

**ફાયદો :–** આલિમોએ ફરમાવ્યું છે કે, "જે (માણસ) મૌતને વધુ યાદ રાખશે તેને અલ્લાહ તઆલા ત્રણ કરામતો નેઅમતો આપશે. (૧) જલ્દી તૌબાની તૌફીક (૨) આત્માનો સંતોષ (૩) બંદગીમાં શાંતિ, અને જે મૌતને ભૂલી જશે એના ઉપર ત્રણ આફતો ઉતરશે. (૧) તૌબાની તૌફિક નહીં મળશે. (૨) થોડી વસ્તુથી સંતોષ નહીં થશે. (૩) ઈબાદતમાં આળશ કરશે.

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું કબ્ર એ તો અમલની પેટી છે, મૌત પછી એની ખબર પડશે એટલે જે પ્રમાણે માણસ પોતાની મહેનતના પૈસા પેટીમાં મૂકે છે એ જ પ્રમાણે (દુન્યામાં) જે સારા અથવા ખરાબ કામો કરે છે એ કબ્રની પેટીમાં મૂકાય છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, દુનિયામાં સારામાં સારો તકવો "મૌતને યાદ" કરવું છે, અને ઉત્તમ ઈબાદત "આખિરતની ફિક્ર" કરવું છે. જે માણસ મૌતની યાદ કરવાથી પરેશાન થઈ ગયો. પછી એ (પરેશાની) સુધારણા નેક કામો વડે કરી લે, જેનાથી એની અકકલ-બુદ્ધિની પરેશાની ખત્મ થઈ ગઈ, ભલે તબિયતની પરેશાની બાકી રહે, તો આવો માણસ પોતાની કબ્રને જન્નતના બાગોમાંનો એક બાગ સમાન નિહાળશે.

હઝરત અલી (રદિ.)એ ફરમાવ્યું, "બધા લોકો (હમણાં) ઉંઘમાં છે, જ્યારે મરણ પામશે ત્યારે જાગશે."

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું. 'દરેક માણસ મરવાના પછી પસ્તાવો કરે છે.' સહાબા (રદિ.)એ પૂછ્યું કઈ વાતનો પસ્તાવો કરે છે ? આપ (સ.અ.વ.)

એ જવાબ આપ્યો. "જો નેક કામો કરવાવાળો છે તો આ વાતનો પસ્તાવો કરે છે કે 'વધારે નેકી શા માટે ન કરી' અને જો ખરાબ કામો કરવાવાળો છે તો આ વાતનો પસ્તાવો કરે છે કે, 'ખરાબ કામો કરવાથી શા માટે ન રોકાયો."

**હદીષ :–** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'મૌતને વધારે યાદ કર્યા કરો એટલા માટે કે એનાથી ગુનાહો સાફ થઈ જાય છે, અને દુનિયાની ચાહના ઓછી થઈ જાય છે, જો તમો મૌતને પોતાની માલદારીની હાલતમાં યાદ કરશો તો એ (યાદ કરવું) સુખ શાંતિના નશાને ખત્મ કરી નાંખશે. અને જો તમો (મૌતને) ગરીબાઈમાં યાદ કરશો તો એ તમોને તમારી (ગરીબાઈથી) વર્તમાન પરિસ્થિતિ પર સબ્ર કરનાર બનાવી દેશે.'

**હદીષ :–** હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)ની પાસે એક માણસ આવ્યો, અને એણે અરજ-વિનંતી કરી, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! શું વાત છે કે મને મૌત વહાલી નથી લાગતી ?' આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, "તમારી પાસે માલ હશે ?" એ માણસે અરજ કરી, "હાં" એ પછી આપ (સ.અ.વ.) ફરમાવ્યું, એ (માલ)ને પહેલાં અલ્લાહના રસ્તામાં ખર્ચી નાંખો. કારણ કે મુસલમાનોનું દિલ એ માલ સાથે (લાગેલું અટકેલું) રહે છે. જે માણસ માલને પહેલા અલ્લાહના રસ્તામાં ખર્ચી નાંખે છે તો પછી એ પોતે પણ એવું ચાહે છે કે (એ માલની જેમ) હું પણ ખત્મ થઈ જાઉં."

**હદીષ :–** હઝરત અબૂ દરદહ (રદિ.)એ ફરમાવ્યું, "જે માણસ મૌતને વધુ યાદ કરશે તે કોઈની પણ અદેખાઈ ન કરશે અને ખુશીઓ પણ ઓછી મનાવશે."

**હદીષ :–** હઝરત તારિક (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ મને ફરમાવ્યું, "મૌત આવતા પહેલાં મૌતના માટે તૈયાર રહો."

**હદીષ :–** હઝરત અબૂ હાઝિમ (રદિ.) ફરમાવે છે કે દરેક તે કામ જેના કારણે 'મૌત આવે' તેવું તમો પસંદ કરતાં નથી. તો એ કામને જ છોડી દો એ પછી તમોને મૌત આવવાની રજમાત્ર પણ બીક ન રહેશે. જોઈએ ગમે ત્યારે મૌત આવે."

**હદીષ :–** હઝરત સર્રિય્યહ (રદિ.)થી રિવાયત છે કે, એક ઔરત હઝરત આઈશા (રદિ.) પાસે આવી અને પોતાના દિલની સખ્તાઈ

(કઠોરતા)ની ફરિયાદ કરી, તો હઝરત આયશા (રદિ.)એ ફરમાવ્યું, "મૌતને વધુ યાદ કર્યા કરો એ તમારા દિલની નરમ બનાવી દેશે."

**હદીષ :–** હઝરત અબૂ હુરયરહ (રદિ.) થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, "કબ્રસ્તાનમાં જયા (ઝિયારત કર્યા) કરો કારણ કે એ મૌતની યાદ અપાવે છે."

**હદીષ :–** હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "મેં તમોને કબ્રો પર જવાથી અટકાવી દીધા હતા, પરંતુ હવે કબ્રસ્તાનમાં જયા કરો. કારણ કે એનાથી દિલ નરમ બને છે, અને આંખોને આંસુથી ભરી આપે છે, અને આખિરતની યાદ અપાવે છે. નકામી વાતો અને બકવાસ ન કરો.

**હદીષ :–** હઝરત અબૂઝર (રદિ.) ફરમાવે છે કે મને નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું, "તમે કબ્રોની ઝિયારત કર્યા કરો એનાથી અદેખાઈનો રોગ દૂર થઈ જશે અને મોટી શિખામણ નસીહત મળશે અને જનાઝહની નમાઝ પઢયા કરો કે કદાચ એનાથી તમારા દિલ ઉપર કંઈ દુઃખ, દુર્દનો અસર થાય, અને પરેશાન થતો વ્યાકુળ માણસ અલ્લાહના છાંયડામાં રહે છે, અને દરેક ભલાઈને શોધે છે.

**ફાયદો :–** (૧) મૌતથી શારીરિક (તબિયતની) ગભરામણ તો બધાને જ થાય છે, જેમકે હઝરત આયશા (રદિ.) ફરમાવે છે કે, "મૌતનો અણગમો (ગભરામણ-ભાર) હમોને દરેકને થાય છે." હા, બુદ્ધિની દૃષ્ટિએ ગભરામણ ન થવી જોઈએ, એ બુદ્ધિની ગભરામણનો ઈલાજ નેક કામોની પાબંદી અને ગુનાહોથી બચવું છે. મૌતને યાદ કરવામાં સારા કામો કરવા અને ગુનાહોથી બચવાનો મુખ્ય ફાળો છે એટલા જ માટે અક્કલના અણગમાને દૂર કરવામાં મૌતને યાદ કરવાનો મુખ્ય ફાળો છે, અને મૌતની સ્વભાવિક ગભરામણ એ તો કોઈપણ રીતે નુકસાનકર્તા નથી, બલ્કે કુર્આન અને હદીષ શરીફથી સાબિત છે કે મૌતના સમયે તો પોતે અલ્લાહતઆલા "તબ્ઈ રગબત" (આત્મીય ચાહના) પોતાના દર્શનની પૈદા કરી આપે છે જેનાથી એને આત્મીય ગભરામણ તો બિલકુલ થતી જ નથી.

**ફાયદો :–** (૨) કબ્રોની ઝિયારત કરવાની આ તાકિદ મુસ્તહબ એટલા માટે છે કે એનાથી શિખામણ મેળવી આખિરતના કામોનો શોક પૈદા થાય છે. આ તાકિદ માણસો અને સ્ત્રીઓ બધા જ માટે છે. પરંતુ હદીષ શરીફમાં કબ્રોની ઝિયારત કરવાથી સ્ત્રીને જે રોકેલી છે તે એટલા

માટે કે એમનું દિલ નરમ હોવાથી રડતા કકળવાના લીધે ફિત્નો પૈદા થવાનો સંભવ છે. વર્તમાનકાળમાં તો ઔરતોમાં દીનની કમી ઘટાડાના લીધે કબ્રસ્તાનમાં ન જવા બાબતનો જ ફત્વો છે.

## પ્રકરણ છઠ્ઠું :
## અલ્લાહ તઆલાથી ખૌફ અને સારી આશા રાખવી

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) નેક નવજુવાન પાસે ગયા, તે મરવા પડયો હતો, આપ (સ.અ.વ.) એ એ (જુવાનને પૂછ્યું) "શું ખબર છે ?" કહ્યું, "અલ્લાહથી આશા રાખું છું અને મારા ગુનાહોથી ભયભીત છું." (આ સાંભળી) રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું. "મૌતની હાલતમાં જે માણસની અંદર આ બે વાતો અલ્લાહથી આશા અને ગુનાહોથી ડરવું જોવા મળે તો અલ્લાહતઆલા એની આશા પૂરી કરશે અને બીકથી સુરક્ષિત કરી લેશે."

હઝરત હસન બસ્રી (રહ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, અલ્લાહતઆલા ફરમાવે છે કે, "હું મારા બંદાઓ માટે બે પ્રકારનો ભય ભેગો ન કરીશ, બલ્કે જે દુનિયામાં મારાથી ડરશે એને આખિરતમાં પનાહ આપીશ, અને જે દુનિયામાં મારાથી નિડર રહેશે તેને આખિરતમાં ભયભીત કરી દઈશ."

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે અલ્લાહતઆલા ફરમાવે છે, "બંદો મારાથી જેવો ગુમાન-વિચાર રાખશે હું તેના હક્કમાં તેવો જ છું, હવે એની મરજીમાં આવે એવો ગુમાન રાખે જો એ મારી સાથે સારો ગુમાન રાખશે તો એના માટે ભલાઈ છે અને જો ખરાબ ગુમાન રાખશે તો એના માટે ખરાબી છે."

હઝરત મુઆઝ ઈબ્ને જબલ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "જો તમે લોકો ઈચ્છતા હોય તો બતાવું કે કયામતના દિવસે અલ્લાહતઆલા બધાથી પહેલાં ઈમાનવાળાઓને શું ફરમાવશે અને તેઓ શું જવાબ આપશે ?" સહાબા (રદિ.)એ અરજ કરી, 'હાં, ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) બતાવી આપો." આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'અલ્લાહ તઆલા કહેશે "ઓ ઈમાનવાળાઓ ! શું તમો મારી મુલાકાતને પસંદ કરતા હતા ?" તેઓ જવાબ આપશે "હાં, ઓ અલ્લાહ !" (અલ્લાહ તઆલા) ફરી પૂછશે શા

માટે (પસંદ કરતા હતા) તઓ કહેશે, "હમો તારાથી માફી અને બક્ષીશની આશા રાખતા હતા." અલ્લાહ તઆલા ફરમાવશે, "સારૂં મેં તમોને માફ કરી દીધા."

શુઅબુલ ઈમાનમાં હઝરત અબૂ ગાલિબ (રદિ.)થી આ હદીષ નકલ છે કે, હું શામ દેશમાં હતો ત્યાં કૈસ કુટુંબનો એક માણસ મારી પાસે આવ્યો, એનો એક ભત્રીજો હતો જે એનો ઘણો વિરોધી હતો, કાકા એને સમજાવતા, શિખામણ આપતા અને મારતા હતા, પરંતુ ભત્રીજો કંઈ સાંભળતો ન હતો, અચાનક તે બીમાર પડયો અને લગભગ મરવા જેવો થઈ ગયો, ત્યારે કાકાને બોલાવવા હું પોતે ગયો અને કાકાને સાથે લઈને આવ્યો, કાકાએ એને બુરૂ ભલું કહેવાનું શરૂ કર્યું કે, "એ ખુદાના દુશ્મન ! શું તે ફલાણું ફલાણું ખરાબ કામ નથી કર્યું ?" ભત્રીજાએ કહ્યું "એ કાકા ! જો આ સ્થિતિમાં અલ્લાહ તઆલા મારી માતાને સોંપી આપે તો (મારી માતા) મારી સાથે કેવો વર્તાવ કરશે ? કાકાએ કહ્યું, "તને જન્નતમાં લઈ જશે." ભત્રીજાએ કહ્યું, "અલ્લાહની કસમ ! ખુદા તઆલા મારી માતાથી પણ વિશેષ મારા ઉપર દયાળુ છે." એ હાલતમાં જુવાનનું મૃત્યુ થઈ ગયું. એના કાકાએ દફન-કફન કરી કબ્રમાં ઉતાર્યો, જ્યારે કબ્રના પાટિયાં વ્યવસ્થિત કર્યા તો અચાનક એક ઈંટ પડી ગઈ, કાકાએ (તે કાણાંમાંથી) અંદર જોયું, અને તરત જ પાછા હટી ગયા, (અબૂ ગાલિબ રદિ. કહે છે કે) મેં પૂછયું શું છે ? (કાકાએ) કહ્યું, "આખી કબ્ર નૂરથી ભરાઈ ગઈ છે, અને જ્યાં સુધી નઝર પડે છે માત્ર નૂરનું જ મેદાન દેખાઈ છે."

શુઅબુલ ઈમાનમાં હઝરત હમીદ (રદિ.)થી રિવાયત છે કે, મારો એક જુવાન ભાણજો બીમાર પડયો, મેં એની માતાને ખબર આપી તો તે આવી અને એના માથા પાસે બેસી રડવા લાગી, ભાણજાએ મને પૂછયું, 'ઓ મામા ! (મારી) માતા શા માટે રડે છે ?' મેં જવાબ આપ્યો. "તારી બીમારીના કારણે." ભાણજાએ ફરી કહ્યું, "શું એના દિલમાં મારી મુહબ્બત નથી." મેં જવાબ આપ્યો, મુહબ્બત અને દયા જરૂર છે જ. ભાણજાએ કહ્યું, "અલ્લાહતઆલા (મારી) માતાથી વધારે દયાળુ છે."

જ્યારે એનું મરણ થયું તો મેં એને કબ્રમાં ઉતારી પાટિયાં બરાબર વ્યવસ્થિત કરતાં કબ્રમાં નઝર પડી ગઈ, તો જોયું કે ઘણું મોટું મેદાન છે મેં મારા સાથીથી પૂછયું "શું તું પણ કબ્રમાં જુએ છે ?" જવાબ આપ્યો 'હા' જોઉં છું. આ તે શબ્દોનું પરિણામ છે જે એણે મૌતના

અણીના વખતે કહ્યું અને અલ્લાહતઆલા સાથે સારો ગુમાન રાખ્યો."

**હદીષ :-** હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)ને મૃત્યુના ત્રણ દિવસ પહેલા આ પ્રમાણે કહેતા સાંભળ્યું કે, "તમારામાંથી જે કોઈ પણ મરણ પામે તો એવી હાલતમાં મરણ પામે કે તે અલ્લાહ તઆલા સાથે સારો ગુમાન-વિચાર રાખે" (અલ્લાહ તઆલા સાથે સારો ગુમાન એ નેક કામો કરવાથી પૈદા થાય છે એટલે કહેવાનો અર્થ એ છે કે નેક કામોની પાબંદી એટલી બધી કરો કે મરતી વેળા અલ્લાહ સાથે હુસ્નેઝન-સારો ગુમાન પૈદા થઈ જાય.)

**હદીષ :-** હઝરત ઈબ્રાહીમ નખઅી (રહ.) ફરમાવે છે કે "પહેલાના લોકો આ વાતને પસંદ ફરમાવતા હતાં કે, મૌતના સમયે બંદાને એના નેક કામો યાદ અપાવે અને એનું જ રટણ કરવામાં આવતું કે જેથી (બંદા)ને પોતાના પાલનહાર સાથે સારો ગુમાન પૈદા થઈ જાય."

**હદીષ :-** ઉકબા બિન મુસ્લિમ (રદિ.) ફરમાવે છે કે, "બંદો અલ્લાહના દીદાર-દર્શનનો ચાહક બને એ આદત અલ્લાહને બંદાની બીજી આદતો કરતાં વધારે પસંદ છે."

**હદીષ :-** હઝરત અનસ (રદિ.)એ ફરમાવ્યું કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)નું ફરમાન છે કે : તમારામાંથી જે કોઈ પણ મરણ પામે તે એવી હાલતમાં મૃત્યુ પામે કે તે અલ્લાહથી સારો ગુમાન રાખતો હોય, કારણ કે અલ્લાહથી સારો ગુમાન રાખવો એ જન્નતની કિંમત અદા કરવા સમાન છે. (જેને અલ્લાહથી સારો ગુમાન પૈદા થઈ ગયો એ ખરેખર જન્નતી થઈ ગયો.)

**ફાયદો :-** (૧) નેક કામો કર્યા વગર મરતી વખતે અલ્લાહથી સારો ગુમાન નથી પૈદા થઈ શકતો. નેક કામો વગર અલ્લાહથી આશાઓ ઉમંગો બાંધવી એ સારો ગુમાન નથી, બલ્કે એ તો ખરેખર ધોકો છે.

## પ્રકરણ સાતમું :

## ઈમાન ઉપર ખાતિમો (મૃત્યુ) થવાની નિશાની

હઝરત ઉમર ઈબ્નુલહકમ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું જ્યારે અલ્લાહ તઆલા કોઈ બંદાને દોસ્ત બનાવે છે તે એને મધુરમ બનાવી આપે છે. (મધ જેવી મન પસંદ વસ્તુ આપે છે એટલે નેક કામો અને સુટેવોની તવફીક અર્પે છે) સહાબા (રદિ.) એ

પૂછયું કઈ રીતે મધુરમ બનાવી આપે છે ? આપ (સ.અ.વ.) એ જવાબ આપ્યો, "મરવા પહેલા નેક કામો કરે છે અહીંયા સુધી કે એના પડોશી એનાથી ખુશ રહે છે."

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, "જ્યારે અલ્લાહ તઆલા કોઈ બંદાને નેકબખ્ત (સદભાગી) બનાવે છે. તો મરવાથી એક વર્ષ પહેલાં (અલ્લાહ તઆલા) એની પાસે એક ફરિશ્તો મોકલે છે, જે એને ઠીક કરે છે અને નેક કામો કરવાનો શોખ અપાવે છે. અહીંયા સુધી કે તે નેક બની મરણ પામે છે અને બધા લોકો કહે છે કે, "આ માણસ નેક બની મરણ પામ્યો." અને જ્યારે મૌતના ફરિશ્તા હાજર થાય છે ત્યારે અલ્લાહ તઆલા એને આખિરતમાં રહેવાની જગ્યા બતાવે છે. (એટલે ત્યાનો સામાન અને આરામની વસ્તુઓ અલ્લાહે જે તૈયાર કરી છે તે બતાવે છે.) તોએ (મરનાર)ની રૂહ-પ્રાણ ખુશ થઈને બહાર નીકરવાનો વિચાર કરે છે અને અલ્લાહ એને મળવાનું પસંદ ફરમાવે છે. પછી "મલિકુલ મૌત" એની રૂહ ખેંચી લે છે, અને જ્યારે અલ્લાહ તઆલા કોઈ બંદાને ખરાબ બરબાદ કરે છે તો એના મરણથી એક વર્ષ પહેલાં એની પાસે એક શયતાન મોકલે છે, તે એને ગુમરાહ (ખોટા રસ્તે લઈ જઈ) અને બરબાદ કરે છે, અહીંયા સુધી કે ખરાબ મૌત મરે છે, અને બધા લોકો કહે છે કે, ખરાબ મૌતે મર્યો, અને જ્યારે "મલિકુત મવત" હાજર થાય છે તે વેળા અલ્લાહ તઆલા એને આખિરતમાં રહેવાનું સ્થાન બતાવે છે તો એની રૂહ-પ્રાણ બીકના કારણે સુકળાય જાય છે અને આ મરનાર માણસ અલ્લાહની મુલાકાત એટલે અલ્લાહની સામે આવવું પણ પસંદ નથી કરતો, પછી 'મલિકુત મૌત' કઠોરતાથી એની રૂહ-પ્રાણ ખેંચી લે છે.

'કિતાબુલ ઈફસહ'ના લેખક ઉપરોકત હદીષ શરીફના ખુલાસામાં લખે છે કે, મલિકુલ મૌતના બોલાવવાથી એના બદનમાંથી રૂહ એવી રીતે નીકળે છે જેમકે મદારી સાંપને એના દરમાંથી બોલાવે 'મુસલમાન' અને 'કાફિર' બન્નેના શરીરમાંથી રૂહ-પ્રાણ નીકળવાની તો એક સરખી જ સ્થિતિ છે. તફાવત ફકત એટલો જ છે કે મુસલમાનની રૂહ પોતે જ નીકળી જવાનું ચાહે છે જેમકે ઉલ્ટી (વોમેટ) અને કાફિરની રૂહ હોંઠ સુધી આવી ફરી પાછી શરીરમાં જવાનું ચાહે છે.

હઝરત સલ્માન ફારસી (રદિ.)થી રિવાયત છે કે, મેં રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું. આપ ફરમાવતા હતા કે, મય્યતને (મરનારને)

મરતી વેળા જો કપાળ ઉપર પરસેવો આવે, અને આંખમાંથી આંસુઓ નીકળે અને નાકનાં કાંણાઓ પહોળા થાય. તો એ અલ્લાહની રહમતની નિશાની છે જે એના ઉપર ઉતરી અને જો અવાઝ ગળામાં ઘૂંટાવવા લાગે, (જેમકે જુવાન ઊંટનુંગળું ઘોઘરે છે) અને એનો રંગ ખરાબ થઈ જાય છે, મોઢામાંથી ફીણ નીકળવા લાગે તો એ અલ્લાહના અઝાબની નિશાની છે.''

આલિમોએ ફરમાવ્યું છે કે, ખરાબ મૌત થવાના ચાર (૪) કારણો છે. (૧) નમાઝમાં આળશ કરવી. (૨) દારૂ પીવું. (૩) મા-બાપની નાફરમાની કરવી. (૪) મુસલમાનને તકલીફ આપવી. ઓ અલ્લાહ તઆલા ! દરેક મુસલમાન મર્દ અને ઔરતને સારા કામોની તૌફિક શકિત અતા ફરમાવો. આમીન

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું 'અલ્લાહ તઆલા જ્યારે કોઈ બંદા સાથે ભલાઈ કરવાનું ચાહે છે અને નેક ઈરાદો કરે છે તો એનાથી કામ લે છે.' લોકોએ પૂછયું અલ્લાહપાક (બંદા પાસેથી) કેવી રીતે કામ લે છે ? આપે ફરમાવ્યું, ''મૌત પહેલા એને સારા કામોની તૌફિક આપે છે.''

**ફાયદો :–** બુઝુર્ગોએ લખ્યું છે કે પોતાના ઈમાન ઉપર સતત અલ્લાહનો આભાર માનતા રહેવું અને નમાઝને જમાઅતથી અદા કરવી એ બન્ને કામોથી ઈમાન ઉપર ખાતિમ મૌત થાય છે.

## પ્રકરણ આઠમું :
## મૌતની સખ્તીનું વર્ણન

હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, મૌતના સમયે રસૂલુલ્લાહ (સ.અ.વ.) પાસે એક વાસણમાં પાણી હતું. આપ (સ.અ.વ.) પાણીમાં પોતાનો હાથ લીલો કરી વારંવાર મોઢા ઉપર ફેરવતા હતા અને ફરમાવતા હતા 'લાઈલાહ ઈલ્લલ્લાહ' મૌતની સખ્તી ઘણી જ છે.'

હઝરત વુહયબ ઈબ્નુલવર્દથી રિવાયત છે કે અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'જ્યારે હું કોઈ બંદા ઉપર દયા કરવા ઈચ્છું છું તો એણે જેટલા ગુનાહ કર્યા છે તેના બદલામાં એને બીમાર કરૂં છું એના ઘરવાળાઓને મુસીબતમાં નાંખી દઉં છું અને એની રોઝી ઓછી કરી આપું છું.' જેથી આ (મુસીબતોના બદલામાં) એના ગુનાહો સાફ થઈ જાય તે છતાં પણ જો કંઈ ગુનોહ બાકી રહી જાય તો મૌતના સમયે એના ઉપર

સખ્તાઈ કરૂં છું અહિંયા સુધી કે જ્યારે એ (બંદો) મારી પાસે આવે છે તો ગુનાહોથી એવો પાક અને સાફ આવે છે કે તે આજે જ એની માતાના પેટથી પૈદા થયો છે, અને જ્યારે કોઈ બંદાને અઝાબમાં નાંખવા ચાહું છું તો એણે જેટલા પ્રમાણમાં નેકીઓ કરી છે તેના બદલામાં હું એને તંદુરસ્ત કરી આપું છું. અને એની રોજી વધારી આપું છું અને એના ઘરમાં સુખ-શાંતિ સ્થાપી આપું છું, તે છતાં પણ જો કોઈ નેકી બાકી રહી જાય છે તો મૌતને એના માટે સરળ બનાવી આપું છું. પછી એની પાસે કોઈ પણ નેકી બાકી નથી રહેતી (કારણ કે નેકીઓના બદલામાં સુખ-શાંતિ ભોગવી લીધી) કે જેનાથી પોતાની ઝાતને દોઝખથી બચાવી શકે (આને જ ઢીલ આપવી કહેવામાં આવે છે.)

હઝરત ઝૈદબિન અસ્લમ (રદિ.)થી રિવાયત છે કે જ્યારે ઈમાનદાર માણસના શીરે કંઈ ગુનાહો બાકી રહી જાય છે, જે (ગુનાહોને) નેક કામો વડે ખત્મ ન કરી શકયો, તો મૌતની સખ્તી (તે ગુનાહોને) ખત્મ કરી એને જન્નતમાં પહોંચાડી આપે છે, અને જ્યારે કાફિર કોઈ નેક કામ કરે છે તો મૌત એના માટે સરળ બનાવી દેવામાં આવે છે જેથી (નેકીનો) બદલો દુનિયામાં જ મળી જાય, અને એ કાફિરનું (સ્થાન) દોઝખ છે.

હઝરત અલ્કમહ (રદિ.)થી રિવાયત છે કે તેઓ પોતાના ભત્રીજા પાસે ગયા, ત્યારે એ મૌતના નઝદીક હતો, અને એના કપાળ ઉપરથી પરસેવો નીકળી રહ્યો હતો. હઝરત અલ્કમહ (રદિ.) હસ્યા-સ્મિત ફરમાવ્યું, લોકોએ હસવાનું કારણ પૂછયું જવાબ આપ્યો કે મેં ઈબ્ને મસ્ઉદ (રદિ)થી સાંભળ્યું છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, "ઈમાનદારની રૂહ-પ્રાણ પરસેવા વાટે નીકળે છે, જ્યારે ખરાબ તથા કાફિરની રૂહ મોઢા વાટે નીકળે છે જેમકે ગધેડાની રૂહ મોઢામાંથી નીકળે છે, અને બેઈમાન માણસના ઉપર મૌતના સમયે આસાની કરવામાં આવે છે કે જેથી એની નેકીઓનો કફ્ફારો થઈ જાય.

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, બનુ ઈસ્રાઈલના અમુક માણસોએ મુસાફરી કરી એક કબ્રસ્તાનમાં પહોંચ્યા, પછી પરસ્પર કહેવા લાગ્યા કે, 'સારૂં તો એ જ છે કે આપણે દરેક બે રકાત નમાઝ પઢીયે કે જેની બરકતથી અલ્લાહતઆલા કોઈ મય્યત મૃતદેહથી આપણી મુલાકાત કરાવી આપે જે આપણને મૌત સંબંધિત વિગત બતાવે.' એઓએ નમાઝ પઢી દુઆ કરી. કબ્રમાંથી એક માણસ નીકળ્યો જેનો રંગ કાળો હતો, અને પેશાની ઉપર સિજદહની નિશાનીઓ

હતી, એણે કહ્યું, 'ઓ લોકો ! તમો શું જાણવા ચાહો છો ? મને મરવાને સો (૧૦૦) વર્ષો વીતી ગયા છે છતાં હજુ સુધી મૌતની ગરમીથી આરામ નથી મળ્યો, તમે લોકો અલ્લાહતઆલાથી દુઆ કરો કે મને મુર્દા (મૃત) (બેભાન) જેવો બનાવી દે. (કે જેથી કંઈ અસર ન થાય.)

હઝરત ઉમર ઈબ્ને હબીબ (રદિ.) થી રિવાયત છે કે, બની ઈસ્રાઈલના બે માણસો ઘણાં ઈબાદતગુઝાર હતા. વર્ષો સુધી બંદગી કરવાથી પોતાની જગ્યાએથી ગભરાઈ ગયા હતા. એક દિવસ બન્નેએ નકકી કર્યું કે કબ્રસ્તાન જઈએ અને ત્યાં રહી બંદગી કરીયે, કદાચ કોઈ દિવસ કોઈ મય્યતથી વાત કરવાની તક મળે, પછી બન્ને કબ્રસ્તાનમાં રહી બંદગી કરતા રહ્યા, એક દિવસ મૃતદેહ કબ્રમાંથી નીકળ્યો અને કહ્યું કે, 'હું એંસી વર્ષથી મરણ પામ્યો છું, પરંતુ હજુ સુધી મૌતની તકલીફ બાકી છે.'

હઝરત ઝહહાક (રદિ.)થી રિવાયત છે કે કોઈએ રસુલુલ્લાહ (સ.અ.)થી મૌતની તકલીફ વિશે સવાલ કર્યો, આપે ફરમાવ્યું, 'મૌતની ઘણી તકલીફો છે એ પૈકી સૌથી નાની તકલીફ એક હઝાર (વખત) તલવાર મારવા બરોબર છે. હઝ. કઅ્‌બુલ અહબાર (રદિ.) કહે છે કે, મૌતની સખ્તીઓ કિયામત સુધી બાકી રહે છે. આ જ પ્રમાણે હઝરત ઈમામ અવઝાઅી (રહ.)થી પણ રિવાયત છે.

હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે, હઝરત મુસા (અ.સ.)થી કોઈએ પૂછયું કે, મૌત સંબંધિત તમારો શું અભિપ્રાય છે ? જવાબ આપ્યો, લોખંડની 'શીંક' (લોખંડનો તે સળિયો જેમાં કબાબ પરોવી સેકવામાં આવે છે.) જેવી જેમાં અસંખ્ય કાંટાઓ છે. જે મારા પેટમાં નાંખવામાં આવી, જેના દરેક કાંટામાં એક એક નસ વિંટાઈ ગઈ પછી તે શીંકને ઘણી જ સખ્તીથી ખેંચવામાં આવી તે વેળા ગેબથી અવાજ આવ્યો, 'ઓ મુસા અ.સ. ! હમોએ તમારા ઉપર આસાની કરી.''

રિવાયત છે કે જ્યારે મુસા (અ.સ.)ની રૂહ અલ્લાહની પાસે પહોંચી, તો અલ્લાહ તઆલાએ પૂછયું તમોએ મૌતની તકલીફ કેવી જોઈ? અરજ કરી, મેં મારી જાતને એવી જોઈ જેમકે જીવતી ચકલીને તવા ઉપર સેકવામાં આવે ન તો મરણ પામે છે કે આરામ મળે, અને ન તો છૂટકારો પામે છે કે ઉડી જાય.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે નબી (સ.બ.વ.) એ ફરમાવ્યું, 'મૌતના સમયે ફરિશ્તાઓ બંદાને ચારે બાજુથી ઘેરી અને પકડી

લે છે. જો એવું ન કરવામાં આવે તો મૌતની સખ્તીથી જંગલો અને મેદાનોમાં નાસતા ફરે. આ જ પ્રમાણે ફુઝૈલ બિન અયાઝ (રદિ.)થી રિવાયત છે કે, માણસ કીડીના કરડવાથી ગભરાય છે અને મરતી વખત કેમ સંતોષથી રહે છે ? જવાબ આપ્યો કે ફરિશ્તાઓ એને પકડી રાખે છે.

હઝરત શહર બિન હવશબ (રદિ.)થી રિવાયત છે કે, કોઈએ રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી સવાલ કર્યો કે, મૌતની તકલીફ અને સખ્તી કેવી હોય છે ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો. "સહેલી મૌત એવી છે જેમ કે કાંટાવાળી ડાળીને રેશમમાં નાંખીને ખેંચવાથી દરેક કાંટાની સાથે રેશમ ટુકડે-ટુકડા થઈને નીકળે છે."

**હિકાયત :-** હઝરત ઈસા (અ.સ.) અલ્લાહના હુકમથી મુર્દાઓને જીવતા કરતા હતા. એક કાફિરે કહ્યું, "તમો નવા મુર્દાઓ (હમણાં મરી ગયેલા)ને જીવતા કરો છો, પહેલાના જમાનાના કોઈ મુર્દાને જીવતું કરો" આપે ફરમાવ્યું, 'જેને તું બતાવે તેને જીવતું કરી આપું' તે કાફિરે કહ્યું, 'હઝરત નૂહ (અ.સ.)ના પુત્ર 'સામ'ને જીવતો કરી આપો." આપે એની કબ્ર પાસે જઈ બે રકાત નમાઝ પઢી અને અલ્લાહ તઆલાથી દુઆ કરી, અલ્લાહ તઆલાએ એને જીવતો કર્યો, અને તે કબ્રમાંથી નીકળી ઉભો થઈ ગયો, એનું માથું અને દાઢીના બાલ સફેદ હતા. લોકોએ (એ પુત્રના બાલ નિહાળી) પૂછયું તમારા જમાનામાં તો કોઈના બાલ સફેદ ન થતા હતા ને તમારા બાલ કેવી રીતે સફેદ થઈ ગયા ? એ પુત્રે જવાબ આપ્યો કે જ્યારે જીવંત કરવાના માટે મને બૂમ પાડવામાં આવી, તો હું સમજ્યો કે કિયામત આવી ગઈ એ બીકથી જ મારા બાલ સફેદ થઈ ગયા. લોકોએ ફરી પૂછયું, તમો મરી ગયાને કેટલા વર્ષો થયા ? એમણે કહ્યું, "ચાર હઝાર વર્ષ પૂરા થઈ ગયા પરંતુ મૌતની સખ્તી હજુ બાકી છે."

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને યસાફ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અમ્ર બિન આસ (રદિ.) પર મૌતના ચિન્હો દેખાવા લાગ્યાં તો એમના છોકરાએ કહ્યું, ઓ પિતા તમો ઈચ્છા કરતા હતા કે કોઈ હોશિયાર માણસની મુલાકાત એની મૌતના સમયે થઈ જાય તો હું એનાથી મૌતની તકલીફ બાબત પૂછતે, હમણાં તમો જ અકલમંદ છો (અને તમારા ઉપર મૌતના ચિન્હો દેખાઈ રહ્યા છે) માટે તમે જ ફરમાવો તમારા ઉપર કેવી મુસીબત ગુઝરી રહી છે ? બાપે જવાબ આપ્યો "ઓ બેટા ! મને શ્વાસ લેવામાં એટલી તકલીફ પડી રહી છે જાણે હું સોયના કાણામાંથી શ્વાસ

લઈ રહ્યો છું, અને જાણે કે કાંટાવાળી ડાળી મારા શરીરમાં માથાથી પગ સુધી નાંખી ખેંચવામાં આવી રહી છે."

હઝરત ઈબ્ને અબી મુલયકહ (રદિ.)થી રિવાયત છે કે, હઝરત ઉમર (રદિ.)એ કઅ્બુલ અહબાર (રદિ.)થી પૂછયું કે મોતની વિગત મારી સામે વર્ણન કરો, કહ્યું, "ઓ અમીરૂલ મુઅમિનીન મોત એ કાંટાવાળા ઝાડ સમાન છે જ્યારે એ શરીરમાં આવે છે તો દરેક અવ્યવ અને દરેક નસમાં એના કાંટા પેસી જાય છે, પછી એક ઘણો જ તાકતવર માણસ (એટલે મલિકુલ મૌત) એને ખેંચે છે."

હઝરત શદ્દાદ બિન ઔસ (રદિ.)થી રિવાયત છે કે, ઈમાનદાર માટે મૌત એ દુનિયાની તકલીફોમાંથી સૌથી ભયંકર વસ્તુ છે, જો આરીથી ચીરી નાંખવામાં આવે, દેગમાં નાંખી સેકવામાં આવે અથવા કાતરથી ટુકડે-ટુકડા કરી નાંખવામાં આવે તો એનાથી પણ મૌત વધુ તકલીફ આપનાર છે, જો મુરદું કબરમાંથી નિકળી મૌતની તકલીફોનું વર્ણન કરે તો દુનિયાવાળાઓ માટે જીવવું મુશ્કેલ બની જાય અને ઉંઘ તથા સુખ શાંતિની રાહતને પણ ભૂલી જાય.

હઝરત કઅબ (રદિ.)થી રિવાયત છે, મૌતની તકલીફ મુર્દા માટે કયામત સુધી બાકી રહે છે, અને ઈમાનદાર માટે જે તકલીફો પહોંચનાર છે એમાં સૌથી વધુ તકલીફ મૌતની છે, અને કાફિરના માટે જે તકલીફો પહોંચનાર છે, તેમાં મૌતની તકલીફ એ સૌથી સરળ છે આજ પ્રમાણેની રિવાયત વહબ બિન મુનબ્બહ (રદિ.)થી છે. વિશેષ ફરમાવ્યું, 'મૌત એ કાફિર માટે પ્રથમ તકલીફ છે અને મુસલમાન માટે છેલ્લી.'

હઝરત વાસિલહ ઈબ્ને અસ્કઅ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "તમો મય્યત પાસે (રૂહ નિકળવાની તૈયારી હોય એવા સમયે) હાજર રહો, અને "લાઈલાહ ઈલ્લલ્લાહ" પઢીને સંભળાવો અને જન્નતની ખુશખબરી સંભળાવો કારણ કે જે તે મર્દ અને ઔરત સમજદાર અને હોશિયાર હોય છે તે પણ મૌતના સમયે ગભરાઈ જાય છે, અને શયતાન એમની પાસે આવી પોતાની ચિંતામાં જ રહે છે, કસમ છે પરવરદિગારની કે 'મલિકુલ મૌત'ને જોવું એ તલ્વારના હઝાર 'ઘા' કરવાથી પણ સખ્ત છે." આ પ્રમાણે "ઈબ્ને અબી દુન્યા"થી પણ રિવાયત છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, "જ્યારે ઈમાનદાર માણસના ઉપર મૌતની સખ્તી શરૂ થઈ જાય

છે તો એના અવ્યવો પરસ્પર એક બીજાને સલામ કરે છે, અને કહે છે, અસ્સલામુ અલયકુમ "હમો તમારાથી અને તમો હમારાથી કયામત સુધી એક બીજાથી જુદા થઈએ છીએ."

હઝરત અબૂ કતાદહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "શહીદને મૌતની તકલીફ માત્ર એટલી જ થાય છે જેમકે કીડીના કરડવાથી અથવા ચીમટી ભરવાથી થાય છે."

હઝ. મુહમ્મદ (રદિ.)થી રિવાયત છે કે, બધાથી છેલ્લે મલિકુલ મૌત મૌતનો ફરિશ્તો એટલે હઝરત ઈઝરાઈલ (અ.સ.)ની મૌત થશે. અલ્લાહનો હુકમ થશે કે, "ઓ ઈઝરાઈલ (અ.સ.) ! તમો મરી જાવ. તે વેળા હઝરત ઈઝરાઈલ (અ.સ.) એટલા જોરથી બૂમ પાડશે કે જો તે વેળા આકાશના ફરિશ્તાઓ અને જમીનના માણસો જીવતાં હોય તો માત્ર એ અવાજથી જ બધા મરી જાત. (બૂમ પાડી હઝરત ઈઝરાઈલ અ.સ. મરી જશે.)

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)એ કહ્યું કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, "ઈમાનદારની રૂહ થોડા ઝટકાની સખ્તીથી નીકળે છે, અને કાફિરની રૂહ એટલી બધી સહેલાઈથી નીકળે છે જેમ કે ગધેડાની રૂહ, એનો ભેદ આ છે કે ઈમાનદાર (કદી કદી) ગુનાહ પણ કરે છે. એટલે મૌતના સમયે થોડી સખ્તી કરવામાં આવે છે કે એ (સખ્તી) એના ગુનાહોને સાફ કરી આપે છે. (એટલે આ ઝાહિરી ગુસ્સો એ રહમતના રૂપમાં છે.) અને કાફિર (જીવનમાં કદી કદી) ભલા કામો પણ કરે છે, એટલે મૌતના સમયે એના ઉપર સહુલત કરવામાં આવે છે કે જેથી એને ભલાઈનો બદલો મળી જાય. (એટલા માટે આ દયા એ તો ગુસ્સાના રૂપમાં છે કે આખિરતમાં એના માટે કોઈ ભલાઈ બાકી જ ન રહે.)

**હદીષ :–** હઝરત આયશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "દરેક ઈમાનદારને પ્રત્યેક (નાપસંદ) વસ્તુનો બદલો દેવામાં આવશે. અહીંયા સુધી કે મૌતના સમયે આવેલ હેડકીને પણ બદલો આપવામાં આવશે."

**હદીષ :–** હઝરત અલ્કમહ બિન કૈસ (રદિ.) એક વેળા પોતાના પિત્રાઈ ભાઈની પાસે એવા સમયે પહોંચ્યા કે એમના મૃત્યુનો સમય આવી ગયો હતો. અલ્કમહ (રદિ.)એ એમનું કપાળ પકડયું જે પરસેવાથી ભીંગાંઈ ગયું હતું (એમણે ખુશ થઈ કહ્યું) 'અલ્લાહુ અકબર ! મને ઈબ્ને મસ્ઉદ (રદિ.) રિવાયત કરતા હતા કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું

કે ઈમાનદારની મૌતની નિશાની એ એના કપાળનો પરસેવો છે, અને દરેક ઈમાનદારના ગુનાહનો બદલો દુનિયામાં મળતો જ રહે છે, પરંતુ જે કાંઈ (ગુનાહ) બાકી રહી જાય છે તેના બદલે મૌતના સમયે સખ્તી કરવામાં આવે છે. (જેથી એ સખ્તીથી એના ગુનાહો સાફ થઈ જાય.)

**હદીષ** :– હઝરત સુફયાન (રહ.) રિવાયત કરે છે કે, લોકો પહેલા આ વાતને પસંદ ફરમાવતા હતા કે મરવાવાળાના કપાળ ઉપર પરસેવો આવી જાય. અમુક આલિમોએ લખ્યું છે કે, ઈમાનદાર માણસને જે પરસેવો આવે છે તે એટલા માટે કે અલ્લાહની નાફરમાની કરવાના કારણે તે અલ્લાહથી શરમાય છે. (કપાળ ઉપર પરસેવો) એટલા માટે થાય છે કે એના શરીરનો નીચેનો ભાગ તો મૃત-મુર્દા બની ચૂકયો છે. હવે ઝિંદગીની હરકત માત્ર ઉપરના ભાગમાં જ બાકી છે, અને શરમ આંખો વડે આવે છે જે ઉપરના ભાગમાં છે. જ્યારે કાફિર આ બધી જ બાબતોથી આંધળો હોય છે.

**હદીષ** :– હઝરત ઉમર બિન અબ્દુલ અઝીઝ (રહ.) ફરમાવતા હતા કે, "હું નથી ઈચ્છતો કે મૌતની બેચેની વ્યાકુળતા મારા માટે સરળ બનાવી દેવામાં આવે કારણ કે એ તો છેલ્લી તકલીફ છે. જેના ઉપર ષવાબ મળે છે.

**અસર** :– કોઈ માણસે હઝરત કઅ્બ બિન અહબાર (રહ.)થી પૂછ્યું કે તે બીમારી કઈ છે જેની કોઈ દવા જ નથી ? જવાબ આપ્યો 'મૌત' ઝૈદ બિન અસ્લમ (રહ.) કહે છે કે મૌત એક બીમારી છે અને એની દવા માત્ર અલ્લાહની ખુશ્નુદી-પ્રસન્નતા છે. (એટલે જ્યારે આ ભેદ ખુલી જાય કે અલ્લાહતઆલા મારાથી ખુશ છે તો મૌતની બધી જ તકલીફો ખત્મ થઈ જાય છે.)

**હદીષ** :– હઝરત ઉબૈદ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, હઝરત આયશા (રદિ.)થી મેં અચાનક મૌત સંબંધિત પૂછ્યું કે શું મૌતથી નફરત કરવી જોઈએ ? હઝરત આયશા (રદિ.)એ જવાબ આપ્યો શા માટે મૌતને નાપસંદ સમજવામાં આવે ? મેં રસૂલુલ્લાહ (સ.અ.વ.)થી મૌત સંબંધિત પૂછ્યું હતું તો આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો હતો કે મૌત એ તો ઈમાનદાર માટે આરામની વસ્તુ છે, હાં ખરાબ કામો કરવાવાળાઓ માટે દુ:ખ અને અફસોસની વસ્તુ છે.

**ફાયદો** :– (૧) આલિમોએ લખ્યું છે કે જે માણસ દાતણ વધુ કરશે એની રૂહ સરળતાથી નીકળશે અને જે માણસ મરવા પહેલાં નેક

કામો કરશે એની રૂહ પણ સરળતાથી નીકળશે.

(૨) ઉપર વર્ણન કરેલ હદીષોમાંથી "મૌતની સખ્તી" બાબતની જેટલી હદીષો છે તેમાંથી અમુક હદીષોની 'સનદ' ઝઈફ-નિર્બળ છે તે મતલબની સાબિતી માટે પુરતી નથી અને અમુક 'હસન' તથા 'સહીહ' હદીષો છે, તેમાં કોઈ શબ્દ 'સામુહિકતા' નો નથી જેનાથી એવું સમજી લેવામાં આવે કે દરેક માણસને (મૌતની) સખ્તી જરૂર થાય જ છે, જેમકે દુનિયામાં સર્જાતી ઘટનાઓ અકસ્માત થવું, વિજળીનું પડવું વગેરે. તો કેટલા એના ભોગ બને છે, અને કેટલા એનાથી બચી જાય છે. (એ જ પ્રમાણે મૌતની સખ્તી કોઈને થાય છે કોઈને નથી થતી.) અને જો 'મૌતની સખ્તી' માની જ લેવામાં આવે તો શારીરિક દ્રષ્ટિએ તકલીફ અને રૂહની આધ્યાત્મિક દ્રષ્ટિએ સહુલત માનવામાં આવશે. જ્યારે કે અમુક હદીષોમાં સરળતાથી મૌત નીકળવાનું પણ વર્ણન છે જેમકે ફ-તુસલ્લુ રૂહહુ અર્થાત- એની રૂહ એવી રીતે ખેંચવામાં આવશે જેમકે લોટમાંથી બાલ ખેંચી કાઢવામાં આવે છે." રૂહનું સરળતાથી નીકળવું એનો આધાર તો મુહબ્બતથી છે રાત-દિવસનો અનુભવ બતાવે છે કે, જો દુશ્મન કોઈને જોરથી દબાવે તો એ તકલીફ-દુ:ખ ગણવામાં આવે છે, અને જો કોઈ મહબૂબ-પ્રેમી દબાવે તો આરામ મળે છે. આ તફાવત રૂહની દ્રષ્ટિએ છે બાકી શરીર પર તો (શત્રુ દબાવે કે પ્રેમી) સરખી જ અસર થાય છે એટલે સૌથી મુખ્ય બાબત એ છે કે અલ્લાહથી મુહબ્બતનો સંબંધ વધારવામાં આવે પછી તો મુહબ્બતના કારણે કડવી વસ્તુઓ પણ મીઠી લાગે છે જેમકે અલ્લાહના વલીઓ કે જેમને મુસીબત હોવા છતાં રજમાત્ર પણ અસર થતી નથી દાખલા રૂપે આ પ્રમાણે સમજો કે બાદશાહ કહે કે હમો બધાને ખોળામાં જોરથી દબાવીશું જેનાથી બધા હાડકાં પાંસળા દુ:ખવા લાગશે. પછી જે લોકો નાફરમાન અને ગુનેહગાર સાબિત થશે તેમને કેદખાનામાં મોકલી આપીશું અને જે લોકો દોસ્ત અને ફરમાબરદાર સાબિત થશે તેમને દરબારમાં મોટો હોદ્દો આપીશું. (આ આદેશ સાંભળી) જે મહબૂબ અને દોસ્ત હશે તે ખુશ થશે કે મને ગળે વળગાડશે અને નિકટવર્તી (નજીકનો) બનાવશે જોઈએ તો હાડકાં-પાંસળા કેમ ન દુ:ખે એજ પ્રમાણે જે માણસ આ મહાન દોલત પ્રાપ્ત કરવા ચાહશે તો મહબૂબ વહાલો છે એવું અક્કલની દ્રષ્ટિએ સાબિત કરી આપશે.

હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.) ફરમાવે છે કે હું તો એથી પણ સ્પષ્ટ લખીશ કે, "મૌતની સખ્તીની તકલીફ એ (બધાને તો) નહિં પણ ઘણાંઓને નથી થતી જે પરેશાનીનું કારણ બનતી હોઈ"

એથી વિરુદ્ધ વારંવારનો અનુભવ છે કે શરીરના ઘણા ભાગમાંથી રૂહ નીકળી જાય છે, અને બીમાર શાંતિથી વાતો કરી રહ્યો છે એટલે આ સંભવ નથી કે એ (મરનાર) મૌતની સખ્તી ઝાહિર કરવાથી લાચાર છે. (કારણ કે વાતો કરી રહ્યો છે) માટે દરેકને મૌતની સખ્તી નથી. એ જ સહીહ છે. (મારૂં દિલ એ જ કહે છે.)

## પ્રકરણ નવમું :
## રૂહ નીકળતી વેળા શું પઢવું અને પઢાવવું જોઈએ ?

હઝરત અબૂ દરદા (રદિ.)થી રવિયાત છે કે, નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું, "જો મય્યતના માથા પાસે "સુરએ યાસીન શરીફ પઢવામાં આવે તો અલ્લાહતઆલા એના ઉપરથી મૌતની સખ્તી આસાન સહેલી કરી આપે છે."

હઝરત જાબિર બિન ઝૈદ (રદિ.)થી રિવાયત છે કે, મુસ્તહબ એ છે કે મય્યતના પાસે "સુરએ રઅદ" પઢવામાં આવે એનાથી મય્યતના ઉપર આસાની થાય છે, અને એની હાલત ઠીક રહે છે, અને રસૂલુલ્લાહ (સ.અ.વ.) પોતાની ઝિંદગીમાં મય્યતના માટે મરવાથી થોડીવાર પહેલાં આ પ્રમાણે દુઆ કરતા હતા, "ઓ અલ્લાહ ! એને બક્ષી દે અને એની સુવાની જગ્યાને શીતળ-ઠંડી બનાવ, એની કબ્ર પહોળી બનાવ, અને મરવા પછી આરામથી રાખ, અને એની રૂહને નેક લોકોની રૂહ સાથે મેળવી આપ અને આખિરતમાં હમોને અને એને આજુબાજુમાં જગ્યા આપ એને કોઈ મુસીબત તકલીફ ન પહોંચે." પછી રસૂલુલ્લાહ (સ.અ.વ.) દુરૂદ શ. પઢતા હતા અહીંયા સુધી કે તે મરણ પામતો હતો.

હઝરત શઅબી (રદિ.)થી રિવાયત છે કે, "અન્સારીઓ મય્યત પાસે મરવાથી થોડીવાર પહેલા "સુરએ બકરહ" પઢતા હતા."

રિવાયત છે કે રસૂલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે 'મરવાવાળાને લાઈલાહ ઈલ્લાહ 'શીખવો' અને આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, "જેનો છેલ્લો શબ્દ (મરતી વેળા) 'લાઈલાહ ઈલ્લલ્લાહ' હશે તે જન્નતમાં જશે. અને આપ (સ.અ.વ.)એ આ પણ ફરમાવ્યું કે બાળક જ્યારે બોલતું થાય તો એને "લા ઈલાહ ઈલ્લલાહ" શીખવો અને જ્યારે મૃત્યુ પામવા લાગે તો એને 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' પઢાવો કારણ કે (ઝિંદગીમાં) જેનો પહેલો અને છેલ્લો શબ્દ 'લાઈલાહ ઈલ્લલ્લાહ' હશે તો

હઝાર વર્ષો સુધી જીવતો રહી મરણ પામશે તો પણ ગુનાહો વિશે સવાલ કરવામાં આવશે નહીં.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અવફા (રદિ.)થી રિવાયત છે કે, એક માણસે આપ (સ.અ.વ.)ની પાસે આવી અરજ કરી. 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! ફલાણી જગ્યાએ એક છોકરો મૌતની તકલીફમાં સપડાયેલો છે, તેને કહેવામાં આવે છે કે 'લાઈલાહ ઈલ્લલ્લાહ' પઢ, પરંતુ તે પઢી શકતો નથી.' આપ (સ.અ.વ.) એ પૂછયું સારો હતો ત્યારે પઢી શકતો હતો કે નહિ ? જવાબ આપ્યો, 'પઢતો હતો.' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'તો પછી હમણાં કેમ નથી પઢી શકતો ? પછી આપ ઊભા થયા અને છોકરા પાસે જઈ ફરમાવ્યું, "ઓ છોકરા ! લાઈલાહ ઈલ્લલ્લાહ પઢ" છોકરાએ જવાબ આપ્યો. "હું નથી પઢી શકતો." આપ (સ.અ.વ.) પૂછયું, શું કારણ છે ? જવાબ આપ્યો કે, "મેં મારી માતાની ઘણી જ નાફરમાની કરી છે." આપ (સ.અ.વ.)એ ફરી પૂછયું શું તે જીવે છે ? જવાબ આપ્યો. 'હાં જીવે છે.' આપ (સ.અ.વ.) એ એની માતાને બોલાવી પૂછયું, શું આ તમારો છોકરો છે ? માતાએ જવાબ આપ્યો 'હા', આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "તમો મને આ વાતનો જવાબ આપો કે જો વધુ પ્રમાણમાં આગ સળગાવવામાં આવે અને તમોને કહેવામાં આવે કે 'જો તમે તમારા છોકરાની સિફારિશ ભલામણ નહિ કરશો તો એને આગમાં નાંખી દેવામાં આવશે." તો તે વેળા તું શું કરીશ ? માતાએ જવાબ આપ્યો "સિફારિશ કરીશ" પછી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, તું અલ્લાહને ગવાહ સાક્ષી બનાવી કહે કે "હું આ છોકરાથી ખુશ છું-રાજી છું." માતાએ કહ્યું, "હું એનાથી રાજી થઈ અને એની ભૂલો માફ કરી આપી. આપ (સ.અ.વ.)એ છોકરાને કહ્યું પઢ, "લાઈલાહ ઈલ્લલ્લાહ". એણે તરત "લાઈલાહ ઈલ્લલ્લાહ" પઢયું. પછી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "બધાજ વખાણો અલ્લાહનાજ માટે જેણે મારા પ્રતાપે એ (છોકરાને) દોઝખથી છૂટકારો આપ્યો."

હઝરત તલ્હા અને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, હમો રસૂલુલ્લાહ (સ.અ.વ.)ને આ પ્રમાણે કહેતા સાંભળ્યું કે, હું એક એવો કલિમો જાણું છું જો મૃત્યુ પામનાર એને પઢે એની રૂહ શરીરમાંથી નિકળતી વેળા આરામ પામશે અને કિયામતના દિવસે એના માટે 'નૂર' હશે અને મરતી વેળા મૌતની સખ્તી દૂર કરી દેશે અને એવી વસ્તુ બતાવશે જેનાથી તે ખુશ થઈ જશે તે શબ્દ 'લાઈલાહ ઈલ્લલ્લાહ' છે.

હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને મુહારિબી (રદિ.)થી રિવાયત છે કે એક માણસના ઈન્તેકાલનો સમય આવી ગયો તો લોકોએ એને 'લાઈલાહ ઈલ્લલ્લાહ' પઢવાનું કહ્યું એણે જવાબ આપ્યો, "હું નથી પઢી શકતો." કારણ કે હું તે કૌમ સાથે રહ્યા કરતો હતો જે મને હઝરત અબૂબક્ર (રદિ.) અને હઝરત ઉમર (રદિ.)ને ગાળો દેવાનું કહેતી હતી.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)ની રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવતા હતા કે, મૌતના ફરિશ્તા એક માણસ પાસે આવ્યા અને એના શરીરને ચીરીને જોયું તો એણે કોઈ એક પણ નેક કામ કર્યું ન હતું, પછી એના દિલને ચીરયું તો એમાં પણ કોઈ નેક નામ ન મળ્યું પછી એનું મોઢું ચીરયું તો જોયું કે ઝુબાન હલે છે અને 'લાઈલ્લાહ ઈલ્લલ્લાહ' કહે છે. તો અલ્લાહ તઆલાએ એ કલિમહની બરકતથી એ મય્યતને બક્ષી દીધી.

હઝરત અબૂ હુરયરહ અને અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું. "જે માણસ મૌતના સમયે 'લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ-વલા-કુવ્વત ઈલ્લા બિલ્લા:હિલ અલિય્યીલ અઝીમ'' પઢશે તો એને દોઝખની આગ કદી પણ ન ખાશે-ન બાળશે.

બીજી રિવાયતમાં છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, "તમો લોકોને હું ઈસ્મે અઅઝમ (હઝરત યુનુસ (અ.સ.)ની દુઆ) શા માટે ન બતાવું 'લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્ત મિનઝ ઝાલિમીન' જે માણસ પોતાની મૌતની બીમારીમાં એ ચાલીસ વખતે પઢશે, અને મરી જશે તો એને શહીદનો સવાબ આપવામાં આવશે અને જો (મૃત્યુ ન પામ્યો) અને (બીમારીથી) સારો થઈ ગયો તો પણ ગુનાહોથી પાક સાફ થઈ ગયો.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.) થી અમુક શબ્દો સાંભળ્યા જેને માણસ મરતી વેળા પઢશે તો તે જન્નતમાં દાખલ થશે. તે શબ્દો આ છે. 'લાઈલાહ ઈલ્લલાહુલ હલીમુલ કરીમ' ત્રણ વખત 'અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બીલઆલમીન' ત્રણ વખત અને 'તબારકલ્લઝી બિયદિહિલ મુલ્કુ વહુવ અલા કુલ્લી શયઈન કદીર.'

હઝરત શદ્દાક ઈબ્ને ઔસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જ્યારે તમો મય્યતના પાસે જાઓ તો એની આંખ બંધ કરી દો કારણ કે આંખ મૌતને જતાં રૂહને નીકળતા જુએ છે.

અને સારી વાત કહો એટલે મરનારના માટે દુઆ કરો. કારણ કે ઘરવાળાઓની દુઆ પર ફરિશ્તાઓ આમીન કહે છે.'

એક સહાબી (રદિ.) ફરમાવે છે કે, "આંખ બંધ કરતી વેળા 'બિસ્મિલ્લાહિ-વઅલા-મિલ્લતિ રસુલિલ્લાહ' પઢો."

## પ્રકરણ દસમું : મલિકુલ મૌત અને એમની સાથે આવનાર ફરિશ્તાઓ બાબત

અલ્લાહતઆલા ફરમાવે છે કે, 'હત્તા ઈઝા જાઅ અહદ કુમુલ મવતુ' અર્થાત-'જ્યારે તમારામાંથી કોઈની મૌત આવી જાય છે તો હમારા ફરિશ્તાઓ એની રૂહ લઈ લે છે અને તેઓ કંઈ ઝુલ્મ નથી કરતા.' હઝ. ઈબ્ને અબ્બાસ (રદિ.) ઉપરની આયતની તફસીર :- વ્યાખ્યામાં લખે છે કે, આયતમાં 'હમારા ફરિશ્તાનું વર્ણન છે એટલે મલિકુલ મૌતની મદદ કરનાર ફરિશ્તા, અને વહબ બિનમુનબ્બહ (રહ.) કહે છે કે, જે ફરિશ્તાઓ માણસ પાસે આવે છે અને એની ઉમર લખે છે તે જ (ફરિશ્તા) એની રૂહ ખેંચે છે પછી મલિકુલમૌતને આપી દે છે અને મલિકુલમૌત એ બધાના સરદાર છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અલ્લાહ તઆલાએ આદમ (અ.સ.)ને પૈદા કરવાનો વિચાર કર્યો તો જે ફરિશ્તાઓએ અલ્લાહનો અર્શ કુરસી ઉઠાવી છે તેમાંથી એક ને જમીન તરફ મોકલ્યો કે (ત્યાંથી) થોડી માટી લાવે. જ્યારે માટી લેવાનો વિચાર કર્યો તો જમીને કહ્યું, "તને કસમ છે તે પવિત્ર જાતની જેણે તને મોકલ્યો છે કે મારી અંદરથી માટી ન લે (કારણ કે) કાલે કિયામતના દિવસે એને આગમાં બળવું પડશે.' ફરિશ્તાએ, એ સાંભળી માટી ન લીધી. જ્યારે અલ્લાહના પાસે ગયો તો અલ્લાહે કહ્યું, "તને મારા હુકમનું પાલન કરવાથી કોણે રોક્યો ?" ફરિશ્તાએ જવાબ આપ્યો, "ઓ અલ્લાહ ! એણે તારી કસમ ખાધી એટલે મેં (માટી) ન લીધી. પછી અલ્લાહતઆલાએ બીજા ફરિશ્તાને મોકલ્યો. તેને પણ જમીને કસમ આપી અહીંયા સુધી કે અલ્લાહ તઆલાએ એક એક કરી બધા જ ફરિશ્તાઓને માટી લાવવા મોકલ્યા પરંતુ તેઓ ન લાવી શકયા ત્યારે અલ્લાહ તઆલાએ "મલિકુલ મૌત" ને માટી લેવા મોકલ્યા, 'મલિકુલ-મૌતે" માટી લેવાનો વિચાર કર્યો તો જમીને (અગાઉ બધાને કસમ આપી હતી એ જ પ્રમાણે) કસમ આપી. "મલિકુલમૌતે" જવાબ આપ્યો, "જેણે મને મોકલ્યો છે એ જાતના

હુકમનું પાલન કરવું જરૂરી છે.''(એટલે માટી લઈશ) જેથી જમીનના દરેક સારા-નરસા ભાગમાંથી થોડી થોડી માટી લઈ અલ્લાહની પાસે હાજર થયા, અને જન્નતના પાણીમાં (એ માટી ભીંગારી) ગાર બનાવી જેનાથી આદમ (અ.સ.)નું શરીર તૈયાર કર્યું ઈમામ જૌહરી (રહ.)એ આજ પ્રમાણે રિવાયત કરેલ છે અને લખ્યું છે કે પહેલા (માટી લેવા જનાર) 'ફરિશ્તા હઝરત ઈસ્રાફીલ' હતા અને બીજા 'મીકાઈલ' હતા. જ્યારે ઈબ્ને મસ્ઉદ (રદિ.) અને બીજા ઘણાં સહાબાએ કહ્યું છે કે પહેલા ફરિશ્તા 'જીબ્રઈલ' અને 'મીકાઈલ' (અ.સ.) હતા.

હઝરત ઝૈદ ઈબ્ને ષાબિત (રદિ.)થી રિવાયત છે જે ઘણા મુહદ્દિષોએ રિવાયત કરી છે કે અલ્લાહ તઆલાએ દુન્યાનો બંદોબસ્ત ચાર ફરિશ્તાઓના હવાલે કર્યો છે. જેની વિગત આ છે. હઝરત જિબ્રઈલ (અ.સ.) વહી લાવવા અને ફરિશ્તાઓની જમાઅત ઉપર મુકર્રર કર્યા છે.

અને હઝરત મીકાઈલ (અ.સ.)ને પાણી વરસાવવા અને ઘાસચારો ઉગાડવા ઉપર રોજી માટે મુકર્રર કર્યા છે. અને હઝ. ઈઝરાઈલ (અ.સ.)ને રૂહો કબ્ઝે કરવા ઉપર મુકર્રર કર્યા છે. અને હઝ. ઈસ્રાફિલ (અ.સ.) અલ્લાહ તઆલાના હુકમો તેમની પાસે પહોંચાડે છે અને કિયામત માટે સૂર ફૂંકશે.

ઈમામ જલાલુદ્દીન સુયૂતી (રહ.) એ 'અદદુર્રૂલહિઆન'માં રિવાયત કરી છે કે, અલ્લાહતઆલાએ અર્શના નીચે એક ઝાડ પૈદા કર્યું છે જેના પાદડાં દુનિયાની બધી મખ્લૂકની સંખ્યા બરાબર છે. એ ઝાડનું નામ 'શજરતુલ મુન્તહા' છે જ્યારે કોઈ બંદાની ઝિંદગી પૂરી થવાને ચાલીસ દિવસો બાકી રહે છે, તો હઝરત ઈઝરાઈલ (અ.સ.)ના સામે તે ઝાડનું એક પાંદડું ખડે છે, તેના ઉપર તે બંદાનું નામ લખેલું હોય છે. ત્યારથી જ બધા ફરિશ્તા એને મુર્દુજ ગણે છે, અને તે ચાલીસ દિવસ સુધી જીવંત રહે છે જો તે નેક હોય છે તો એના નામની ચારેય બાજુ (વર્તુળાકાર) એક નૂરની લીટી જુએ છે જ્યારે ચાલીસ દિવસો પૂરા થઈ જાય છે. તો 'મલિકુલ મૌત' એની પાસે આવી સામે બેસે છે, તે વખતે બીમાર પોતાની તકલીફમાં હોય છે જ્યારે 'મલિકુલ મૌત' ને જુએ છે તો ગભરાઈને પૂછે કે તમે કોણ છો ? અને તમારો શું વિચાર છે ? તે જવાબ આપે છે હું 'મલિકુલ મૌત' છું અને તારી રૂહ ખેંચવાનો મને હુકમ થયો છે, આ સાંભળી મોઢું ફેરવી લે છે અને આંખોમાં અંધકાર છવાઈ જાય છે. 'મલિકુલમૌત' કહે છે તું મને નથી ઓળખતો હું તેજ છું જેણે તારી

અવલાદ અને માં-બાપની રૂહ કાઢી છે, અને આજે તારી રૂહ ખેંચીશ-કાઢીશ, અને તું તારી અવલાદ અને સગા-સંબંધીઓને જોઈ લઈશ. હું તે મૌત છું. જેણે આગલા લોકોને ખત્મ કરી દીધા તેઓ તારાથી વધુ શકિતશાળી અને માલદાર હતા. તેં દુનિયાને કેવી નિહાળી અને એની હાલત કેવી દેખાઈ ? બંદો કહે છે. 'મેં દુનિયાને અપ્રમાણિક અને દગાબાઝ જોઈ' પછી અલ્લાહ-તઆલાના હુકમથી દુનિયા એની પાસે આવશે અને કહેશે, 'ઓ નાફરમાન તેં તારા અલ્લાહની કેટલી બધી નાફરમાની કરી, કેટલી બધી શિખામણની વાતો સાંભળી પરંતુ તું સમજ્યો કે હું દુનિયામાં હમેશાં રહીશ. યાદ રાખ હું તારાથી અને તારા કૃત્યો અમલોથી પાક છું પછી એનો માલ સામે આવશે અને કહેશે, 'ઓ નાફરમાન ! તેં નાજાઈઝ રીતે મને હાસિલ પ્રાપ્ત કર્યો, જો તું ગરીબ અને ફકીર લોકો પર મને ખર્ચ કરતે તો (એનો બદલો) આજ તને મળતે.'

રિવાયત છે કે, જ્યારે માણસની ઝુબાન બંધ થઈ જાય છે તો ચાર (૪) ફરિશ્તા એની પાસે આવે છે અને સલામ કરે છે. પહેલો ફરિશ્તો આવી સલામ પછી કહે છે ''ઓ અલ્લાહના બંદા ! હું તારી રોઝી માટે નકકી કરવામાં આવ્યો હતો, મેં પૂર્વથી પશ્ચિમ સુધી બધી જ જમીન ઉપર શોધખોળ કરી પરંતુ તારી રોઝીનો એક પણ દાણો ન મળ્યો.'' પછી બીજો ફરિશ્તો આવી સલામ પછી કહે છે, 'ઓ અલ્લાહના બંદા ! તારા માટે પાણીની વ્યવસ્થા કરવામાં નકકી હતો મેં પૂર્વથી પશ્ચિમ સંપૂર્ણ જમીન ઉપર તારા માટે પાણીની શોધ કરી પરંતુ તારા પીવા માટે પાણીનું એક પણ ટીપું જોવા ન મળ્યું.' પછી ત્રીજો ફરિશ્તો આવી સલામ પછી કહે છે, 'ઓ અલ્લાહના બંદા ! હું તારા માટે શ્વાસના બંદોબસ્ત માટે નકકી કરવામાં આવ્યો હતો, મેં પૂર્વથી પશ્ચિમ સુધી બધે જ શોધખોળ કરી પરંતુ તારે શ્વાસ લેવા માટે કોઈપણ ઠેકાણે શ્વાસ ન દેખાયો-હવા ન જોવા મળી, પછી ચોથો ફરિશ્તો આવી સલામ પછી કહે છે ઓ અલ્લાહના બંદા ! હું તારી ઝિંદગીની ઉમર ઉપર નકકી કરવામાં આવ્યો હતો. મેં પૂર્વથી પશ્ચિમ સુધી શોધખોળ કરી પરંતુ તારે જીવવા માટે ઉમર વર્ષનો એક ભાગ મિનિટ સેકન્ડ જોવા મળી નથી.' ત્યાર પછી એની પાસે નામએ અઅમાલ'-એના કરતુતો એના ચોપડા લખવાવાળા બે ફરિશ્તાઓ આવે છે, અને સલામ પછી કહે છે, 'ઓ અલ્લાહના બંદા ! હમો તારા કરતુતો અમલો લખવા માટે નકકી હતા. પછી નામએ આઅમાલ-અમલોનો ચોપડો એને બતાવશે કે જો આ તારા અમલોનું દફતર છે, તે વેળા મય્યતની આંખમાંથી આંસુઓ નીકળવા લાગે છે અને જમણી ડાબી

બાજુ જુએ છે, અને અમલોના ચોપડાને પઢવાથી ગભરાય છે. ત્યાર પછી મલિકુલ મૌત એની રૂહ જીવ કાઢી લે છે.

હઝરત રબિઅ ઈબ્ને અનસ (રદિ.)થી રિવાયત છે કે, એમનાથી કોઈએ પૂછ્યું કે, ફકત એકલા 'મલિકુલમૌત' જ બધાની રૂહ ખેંચી લે છે કે એમના સાથે મદદમાં બીજા ફરિશ્તાઓ પણ હોય છે ? જવાબ આપ્યો રૂહ ખેંચવાનું કામ તો એમને જ સોંપવામાં આવેલું છે, પરંતુ આ કામમાં મદદ માટે એમને ઘણાં ફરિશ્તાઓ આપવામાં આવેલા છે, અને મલિકુલ મૌત બધાના સરદાર છે, તેમનો દરેક પગ દુનિયાની પૂર્વ અને પશ્ચિમ દિશા બરાબર છે, આ પણ પૂછવામાં આવ્યું કે ઈમાનવાળાઓની રૂહો જીવો કયાં રાખવામાં આવે છે ? જવાબ આપ્યો, 'સાતેવ આકાશોના ઉપર' સિદરતુલ મુન્તહા ની પાસે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, 'મલિકુલમૌત'ની સાથે ઘણાં ફરિશ્તાઓ હોય છે જે મય્યતની રૂહ ખેંચતી વેળા સાથે આવે છે, તેમાંથી અમુક ફરિશ્તા રૂહને લઈ જાય છે, અને ફરિશ્તા મય્યતના માટે દુઆ કરવાવાળાઓની સાથે આમીન કહે છે, અને અમુક ફરિશ્તા જનાઝહની નમાઝ થતાં સુધી મય્યતના માટે બક્ષીશની દુઆ કરે છે.

હઝરત ખઝરજ (રદિ.)થી રિવાયત છે કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું આપ ફરમાવતા હતા કે, "મેં એક અન્સારીના માથા પાસે 'મલિકુલ મૌત'ને જોયા. મેં એમનાથી કહ્યું, 'ઓ મલિકુલમૌત' મારા સાથી પર આસાની કરજે તે ઈમાનદાર છે. 'મલિકુલમૌતે' જવાબ આપ્યો, તમો સંતોષ રાખો, અને ખુશ થાઓ હું દરેક ઈમાનવાળાઓ માટે આસાની જ કરૂં છું, હું જ્યારે આદમના ફરઝંદની રૂહ ખેંચું છું તો એના ઘરવાળા રડે છે ત્યારે હું રૂહને હાથમાં લઈ ઘરમાં કહું છું. "તમે લોકો શા માટે રડો છો ? કસમ છે પાલનહારની હમે એના ઉપર ઝુલ્મ નથી કર્યો, અને મૃત્યુના સમયથી પહેલાં એની રૂહ નથી ખેંચી, રૂહ ખેંચવામાં હમોએ ગુનોહ નથી કર્યો, જો તમો લોકો અલ્લાહના હુકમ પર સબ્ર કરશો તો ષવાબ મળશે, અને સબ્ર નહિ કરશો તો ગુનેહગાર થશો, હમો તમારે ત્યાં ફરી આવીશું અને ફરી પણ આવીશું, ચૂપ રહો-ચૂપ રહો અને ઘરવાળાઓ જોઈએ તો એ સારા હોય અથવા ખરાબ ધરતી ઉપર રહેતા હોય કે પહાડ ઉપર, રાત-દિવસ હું એને શોધું છુ, અને હું દરેક નાના-મોટાને એવી રીતે ઓળખું છું જેટલો એ પોતાને નહિ ઓળખતો હશે. અલ્લાહની કસમ ! હું

એક મચ્છરની રૂહ કાઢવા ચાહું તો નથી કાઢી શકતો જ્યાં સુધી અલ્લાહનો હુકમ ન થાય.'

જઅફર બિન મુહમ્મદ (રહ.) કહે છે કે, 'મલિકુલ મૌત' બધા લોકોમાં માણસને શોધે છે અને જ્યારે મૌતના સમયે રૂહ કાઢવામાં આવે છે તો જો મય્યત નમાઝી છે તો શયતાન જે એની પાસે હોય છે તેને કાઢી મૂકે છે, અને એવા તકલીફના સમયે એને 'લાઈલાહ ઈલ્લલ્લાહ મુહમ્મદુર્રસુલુલ્લાહ શીખવાડે છે, ત્યાર પછી રૂહ કાઢે છે.

હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે, જમીન ઉપર જેટલાં ઘરો છે તેમાંથી દરેક ઘરવાળાને 'મલિકુલમૌત' દરરોજ ત્રણ વખત શોધે છે. પછી જેની રોઝી પૂરી થઈ ગઈ હોય, અને દુનિયાની ઝિંદગીની ઉમર પૂરી થઈ ગઈ હોય તેની રૂહ ખેંચી લે છે. પછી જ્યારે ઘરવાળાઓ રડે છે તો 'મલિકુલમૌત' દરવાજા-બારણા પાસે ઉભા રહે છે અને કહે છે હમો તારી સાથે કંઈ અન્યાય નથી કર્યો. હમો અલ્લાહના હુકમના તાબે છે, અલ્લાહની કસમ ! હમો એની રોજી નથી છીનવી લીધી, એની ઉમર ઓછી નથી કરી દીધી, હમે ફરી તમારી પાસે આવીશું. અહીંઆ સુધી કે તમારામાંથી કોઈને જીવતો નહીં રહેવા દઈશું.'' હઝરત હસન (રદિ.) કહે છે કે, ''અલ્લાહની કસમ ! જો ઘરવાળા (મલિકુત મૌત)ને નિહાળતે અને એમની વાત સાંભળતે તો પોતાના મુર્દા મય્યતને ભૂલી જાત અને પોતાની હાલત પર રડતે.''

હઝરત મયમૂન (રદિ.)થી રિવાયત છે કે મુત્તલિબ બિન અબ્દુલ્લાહ બિન હન્તબ જ્યારે માંદા પડયા તો હમો લોકો એમને જોવા માટે ગયા, તે વેળા એમના ઉપર મૌતની સખ્તી જોઈ કહ્યું, ''ઓ અલ્લાહ એમના ઉપરથી મૌતની સખ્તી ઓછી કરો. એવણ આવા (સખી) આવા (નેક) હતા.'' મુત્તલિબે જોઈ પૂછયું આ શબ્દો કોણ બોલ્યું ? લોકોએ જવાબ આપ્યો, ''આ માણસ'' તે માણસે કહ્યું : ''મલિકુલમૌત કહે છે કે, હું દરેક ઈમાનદાર અને સખીના ઉપર આસાની કરૂં છું. (એટલે મેં એ શબ્દો કહ્યા) એ પછી ઈન્તેકાલ થઈ ગયો. ઉબૈદ ઉમેર (રદિ.)થી રિવાયત છે કે, હઝરત ઈબ્રાહીમ (અ.સ.) એક દિવસ પોતાના ઘરમાં હતા, અચાનક જોયું કે એક રૂપાળો માણસ ઘરની અંદર છે. આપે ફરમાવ્યું, ''ઓ અલ્લાહના બંદા ! રજા વગર તમે મારા ઘરમાં કેમ આવ્યા, આવવાની પરવાનગી કોણે આપી ?'' એણે કહ્યું, ''ઘરના માલિકે.'' આપે ફરી ફરમાવ્યું, ''ખરેખર ઘરનો માલિક રજા આપવાને લાયક જ છે, તું

કોણ છે ?'' કહ્યું, ''મલિકુતમૌત છું.'' આપે ફરમાવ્યું. 'મલિકુલમૌતના જે ગુણો હું જાણું છું તે તમારામાં નથી જોતો' મલિકુલમૌતે કહ્યું, 'તમો તમારૂં મોઢું બીજી બાજુ ફેરવી લો' આપે મોઢું ફેરવ્યા બાદ જોયું તો સામે માથામાં આંખ છે, અને માથાના પાછળ પણ આંખ છે, અને શરીરના બધા બાલ ભાલાની અણીના જેમ અણીદાર છે. ઉભા થયેલા હતા. આપે આ હાલતથી પનાહ માંગી અને ફરમાવ્યું, પહેલાં જેવી સુરત-શકલ હતી તેવા થઈ જાઓ.' તે પહેલાં જેવા (રૂપાળા) થઈ ગયા, અને કહ્યું, 'ઓ ઈબ્રાહીમ (અ.સ.) ! જ્યારે અલ્લાહતઆલા મને એવા બંદાઓ તરફ મોકલે છે જે અલ્લાહની મુલાકાતને પસંદ કરે છે તો (એવા બંદાઓ પાસે) હું મારી પ્રથમવાર જે સુરત-દેખાવ હતો તે ખૂબસુરત દેખાવમાં જાઉં છું.'

હઝરત ઈબ્ને મસ્ઉદ અને ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે જ્યારે અલ્લાહતઆલાએ હઝરત ઈબ્રાહીમ (અ.સ.)ને પોતાના દોસ્ત બનાવ્યા તો મલિકુલ મૌતે અલ્લાહ તઆલાથી અરજ કરી કે, 'જો મને રજા આપો તો હું હઝરત ઈબ્રાહીમ (અ.સ.)ને ખુશખબરી સંભળાવી આપું કે (અલ્લાહે આપને દોસ્ત બનાવ્યા છે) અલ્લાહતઆલાએ રજા આપી. તો મલિકુલ મૌતે હઝરત ઈબ્રાહીમ (અ.સ.) પાસે આવી ખુશખબરી સંભળાવી આપી. (તે વેળા) આપે ફરમાવ્યું, 'એ મલિકુતમૌત તમો મને એ બતાવો કે, કાફિરોની રૂહ, પ્રાણ તમો કેવી રીતે કાઢો છો ? મલિકુલમૌતે કહ્યું : 'તમો એ જોવાની તાકત નથી રાખતા.' આપે ફરમાવ્યું. 'સાચી વાત પરંતુ કંઈક તો બતાવો !' મલિકુલ મૌતે કહ્યું : 'તમો તમારૂં મોઢું બીજી બાજુ ફેરવી લો.' આપે મોઢું ફેરવી લીધું, પછી જોયું કે એક કાળો માણસ છે એનું માથું આકાશ સાથે મળેલું છે, એના મોઢામાંથી આગના ભડકા નિકળે છે, અને શરીર ઉપર જેટલા પ્રમાણમાં બાલ છે તે બધા જ માણસોના રૂપમાં (માનવ સ્વરૂપ) છે અને બધા જ 'મોં' અને 'કાન'માંથી આગના ભડકા નિકળે છે. આ જોઈ હઝરત (ઈબ્રાહીમ અ.સ.) બેભાન થઈ ગયા, તો મલિકુલ પોતાના અસલ સ્વરૂપમાં આવી ગયા. જ્યારે આપ ભાનમાં આવ્યા તો ફરમાવ્યું, એ મલિકુલમૌત જો કાફિર મૌતની તકલીફ ન ઉઠાવતે અને માત્ર તમારી સુરત જ જોઈ લે તો એ એના માટે બસ છે પૂરતું છે' ફરી આપે કહ્યું, 'ઓ મલિકુલમૌત મને એ બતાવો કે ઈમાનદારોની રૂહ કેવી રીતે કાઢો છો ?' કહ્યું : 'તમારૂં મોઢું બીજી બાજુ ફેરવી લો' જ્યારે આપે મોઢું ફેરવી લીધું તો જોયું કે એક જુવાન ઘણાં જ રૂપાળા ચેહરાવાળો છે, તેની

સુગંધ પણ સારી આવે છે પોશાક સફેદ છે. આપે ફરમાવ્યું, 'ઓ મલિકુલ મૌત જો મુસલમાન મરતી વેળા અલ્લાહની રહમત અને કરામતના બદલે તમારી સુરત જોઈ લેત તો એટલું જ એના માટે પૂરતું હતું.'

હઝરત અશઅશ ઈબ્ને સલીમ (રદિ.)ની રિવાયત છે કે, હઝરત ઈબ્રાહીમ (અ.સ.)એ મલિકુલમૌતથી પૂછયું તમે કઈ રીતે રૂહ કાઢો છો ? જ્યારે કે એક રૂહ દુનિયાના પૂર્વ અને બીજી પશ્ચિમમાં, વળી કોઈ મકાન નીચે દબાયલું હોય, વળી જ્યારે લડાઈ ચાલુ હોય અને બન્ને બાજુએથી પરસ્પર વાર થતા હોય ? તો મલિકુલ મૌત જવાબ આપ્યો કે અલ્લાહના હુકમથી રૂહો-જીવો (પ્રાણ)ને હું બૂમ પાડું છું તો તે મારી બે આંગળીઓની વચમાં આવી જાય છે અને જમીન સંકોચીને મારી સામે એક તબાક (થાળ બરોબર કરી દેવામાં આવે છે એટલે હું જ્યાંથી ઈચ્છું છું ત્યાંથી રૂહ કાઢી લઉં છું.')

હઝરત હકમ (રદિ.)થી રિવાયત છે કે, હઝરત યાકુબ (અ.સ.) એ મલિકુલ મૌતથી પૂછયું તમો દરેક જીવવાળી વસ્તુની રૂહ કાઢો છો પણ આપ હમણાં તો મારી પાસે છો અને દરેક જીવવાળી વસ્તુ તો આખી દુનિયામાં જુદી-જુદી જગ્યાએ છે ? જવાબ આપ્યો અલ્લાહ તઆલાએ દુનિયાને મારા તાબે બનાવી આપી છે જેમકે તબાક, કે એની અંદર કોઈ વસ્તુ મુકી દેવામાં આવે તો સહેલાઈથી જે વસ્તુ હાથથી લેવી હોય લઈ શકાય છે એ જ પ્રમાણે દુનિયા મારી સામે છે.

હઝરત શહર બિન હવશબ (રદિ.)થી રિવાયત છે કે, મલિકુલ મૌત એ તો બેસી જ રહે છે અને દુનિયા એમની સામે જ છે, અને જે પાટીયા ઉપર માણસની ઉમર લખવામાં આવે છે તે પણ એમની સામે જ છે. અને ઘણાં ફરિશ્તાઓ એમની પાસે ઊભેલા છે. મલિકુત મૌત હંમેશા એ પાટીયાને જોયા કરે છે જે બંદાની ઉમર પૂરી થઈ જાય છે તેના માટે ફરિશ્તાઓને હુકમ કરે છે કે એની રૂહ ખેંચી લો.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એમને કોઈએ પૂછયું કે બે માણસોને જેમાંથી એક પૂર્વ અને બીજો પશ્ચિમમાં રહે છે, અને બન્નેનું મૌત પણ એક જ સમયે છે તો મલિકુલમૌત એક જ સમયે એ બન્નેની રૂહ કઈ રીતે ખેંચે છે ? જવાબ આપ્યો કે, મલિકુતમૌતને દુનિયામાં રહેતા પૂર્વ અને પશ્ચિમના સજીવો (માણસ, પશુ પક્ષી કીડા-મંકોડા વગેરે) અને દરિયામાં રહેતા બધા જ જાનવરો પર એવી તાકત છે જેમકે કોઈના સામે દસ્તરખાન પાથરેલ છે જ્યાંથી મન થાય

ત્યાંથી ખાઈ લો.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે મલિકુલમૌત આખી દુનિયા પર એવી શકિત ધરાવે છે જેમકે દરેક માણસ પોતાના હાથ ઉપર, અને એમની પાસે એક જમાઅત રહમતના ફરિશ્તાઓની અને એક અઝાબના ફરિશ્તાઓની હાજર રહે છે. જ્યારે નેક લોકોની રૂહ કાઢે છે તો રહમતના ફરિશ્તાઓને સોંપી આપે છે અને જ્યારે જ્યારે ખરાબ લોકોની રૂહ ખેંચે છે તો અઝાબના ફરિશ્તાઓને સોંપી આપે છે. આજ પ્રમાણે અબુલમુસન્ના'થી પણ રિવાયત છે.

હઝરત ખયસમા (રદિ.)થી રિવાયત છે કે 'મલિકુલમૌત' એક વેળા હઝરત સુલૈમાન (અ.સ.)ની મજિલસ-સભામાં આવ્યા અને એક માણસના તરફ તઅજ્જુબ આશ્ચર્યથી જોવા લાગ્યા. જ્યારે મલિકુલમૌત-મૌતના ફરિશ્તા ચાલ્યા ગયા. તો એણે હઝરત સુલૈમાન (અ.સ.)થી પૂછ્યું કે, 'એ માણસ કોણ છે ?' આપે જવાબ આપ્યો. 'મલિકુલમૌત' છે. તે માણસે કહ્યું : 'એ મારા તરફ એવી રીતે જોતા હતા કે એમનો વિચાર મારી રૂહ ખેંચવાનો છે.' હઝરત સુલૈમાન (અ.સ.)એ ફરમાવ્યું તું શું ઈચ્છે છે ? એ માણસે જવાબ આપ્યો મને હિન્દુસ્તાન પહોંચાડી આપો.' આપે 'હવા' ને હુકમ કર્યો કે, 'એને ઉંચકીને હિન્દુસ્તાન મોકલી આપો' હવાએ એને હિન્દુસ્તાન પહોંચાડી દીધો. પછી મલિકુલમૌત હઝરત સુલૈમાન (અ.સ.) પાસે આવ્યા, તો આપે પૂછ્યું, 'તમો એ માણસના તરફ ધ્યાનપૂર્વક શા માટે જોતા હતા ? જવાબ આપ્યો, મને આશ્ચર્ય અને નવાઈ એ વાતની હતી કે અલ્લાહ તઆલાનો હુકમ મને મળ્યો છે કે એની રૂહ હિન્દુસ્તાનમાં ખેંચો અને એ તો તમારી પાસે બેઠો હતો.'

હઝરત ખયસમા (રદિ.)થી રિવાયત છે કે, હઝરત સુલૈમાન (અ.સ.)એ મલિકુલમૌતથી કહ્યું : કે 'જ્યારે મારા મરણનો સમય આવી લાગે તો પહેલાં મને ખબર આપજો.' મલિકુલમૌતે જવાબ આપ્યો આપનાથી વધારે હું નથી જાણતો જે પ્રમાણે તમોને મૌતની ખબર નથી એજ પ્રમાણે મને પણ ખબર નથી. જ્યારે અર્શના નીચેથી મને કાગળ મળે છે અને તેમાં જેનું નામ લખેલું હોય છે. તેની રૂહ ખેંચી લઉં છું. આજ પ્રમાણે મુઅમ્મર (રદિ.)થી રિવાયત છે, અને ઈબ્ને જુરયજથી રિવાયત છે કે, 'અલ્લાહના તરફથી હુકમ થાય છે કે ફલાણાંની રૂહ ફલાણાં વખતે ખેંચી લો.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એક ફરિશ્તાએ

અલ્લાહથી રજા માંગી કે, હું ઈદ્રીસ પયગમ્બરની મુલાકાત કરૂં, જ્યારે એમને રજા મળી તો એ હઝરત ઈદ્રીસ (અ.સ.) પાસે આવ્યા અને સલામ કરી, આપે પૂછ્યું કે, "મલિકુલમૌત" સાથે તમારી મુલાકાત થાય છે ? જવાબ આપ્યો કે એતો મારા દોસ્ત છે. આપે કહ્યું : તમે એમના વડે મને કંઈ લાભ પહોંચાડી શકો છો ? ફરિશ્તાએ જવાબ આપ્યો કે મૌતના (નકકી કરેલ) સમયમાં વધારો ઘટાડો નથી કરાવી શકતો, પરંતુ એમનાથી વાત કરીશ કે મૌતના સમયે આપના ઉપર નરમી કરે." પછી ફરિશ્તાએ કહ્યું : તમો મારા બાજુ (પાંખો) ઉપર સવાર થઈ જાઓ, .'આપ સવાર થઈ ગયા તો ફરિશ્તો ઉડયો અને સાતેવ આકાશના ઉપર લઈ જઈ મલિકુલમૌતથી મુલાકાત કરી એને કહ્યું : 'તમારાથી મારે કંઈ કહેવું છે.' મલિકુલમૌતને કહ્યું : 'હું જાણું છું કે હઝરત ઈદ્રીસ (અ.સ.)ના વિષે કંઈ કહેશો. (પરંતુ સાંભળો) એમનું નામ જીવતા લોકોની લિસ્ટમાંથી ખત્મ થઈ ગયું છે, અને હવે એમની ઉમર અર્ધો પલકારો મારવા બરાબર બાકી છે.' તે વેળા ફરિશ્તાની પાંખોમાં હઝરત ઈદ્રીસ (અ.સ.)નો ઈન્તેકાલ થયો.

હઝરત જાબિર ઈબ્ને ઝૈદ (રદિ.)થી રિવાયત છે કે, પહેલાના જમાનામાં 'મલિકુલમૌત' અચાનક આવી રૂહ ખેંચી લેતા હતા, તે સમયે માણસને કોઈ બીમરી (કે કોઈ એવી નિશાની પણ દેખાતી ન હતી કે હવે એ મરવા પડયો છે.) આથી લોકોએ 'મલિકુલમૌત'ને ગાળો દેવાનું ફિટકાર વરસાવવાનું શરૂ કરી દીધું મલિકુલમૌતે અલ્લાહતઆલાથી (આ બાબતની) ફરિયાદ કરી તો અલ્લાહ તઆલાએ બીમારીઓ પૈદા કરી અને એ બીમારીઓથી માણસો મરવા લાગ્યા એટલે કહેવા લાગ્યા કે 'ફલાણો બીમારીમાં મરણ પામ્યો' અને મલિકુલમૌતને ભૂલી ગયા.

ઈમામ અહમદ બઝઝાઝ અને હાકિમે હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત કરી છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું 'મલિકુલમૌત' પહેલા માણસોના રૂપમાં આવી રૂહ કાઢી લેતા હતા હઝરત મુસા (અ.સ.) ઘણાં ગુસ્સાવાળા પયગમ્બર હતા એટલે જ્યારે 'મલિકુલમૌત' એમની પાસે આવ્યા તો (ગુસ્સામાં) એક લાફો-તમાચો મારી દીધો જેનાથી એક આંખ જતી રહી-નાબૂદ થઈ ગઈ, 'મલિકુલમૌતે' અલ્લાહથી ફરિયાદ કરી કે ઓ અલ્લાહ ! તારા બંદા મુસાએ મારી આંખ ફોડી નાંખી છે. જો તેં એમની બુઝુર્ગી ન આપી હોત તો હું પણ એમને મુસીબતમાં નાંખી દેત' અલ્લાહે હુકમ આપ્યો કે, મારા બંદા પાસે જાઓ અને જો

તેઓ હજુ જીવતા રહેવાનું ચાહતા હોય તો કહો કે, 'તે પોતાનો હાથ એક ગાયની પીઠ ઉપર મૂકે, તેમના હાથ નીચે જેટલા બાલ હશે તેટલા વર્ષો જીવતા રાખીશ.'' મલિકુલમૌતે હઝરત મુસા (અ.સ.) પાસે આવી અલ્લાહનો હુકમ સંભળાવ્યો. આપે પૂછયું (એટલા વર્ષો જીવતા રહેવા) પછી શું થશે ? જવાબ આપ્યો, 'મૌત' હઝરત મુસા (અ.સ.)એ ફરમાવ્યું, 'તો પછી હમણાં જ રૂહ ખેંચી લો.' મલિકુલમૌતે આપને સુંઘયા, અને પછી રૂહ ખેંચી લીધી. અલ્લાહતઆલાએ 'મલિકુલમૌત' ની આંખ ઠીક કરી આપી. આવો બનાવ બનવા પછી 'મલિકુલમૌત' (રૂહ કાઢવા માટે) સંતાઈને આવવા લાગ્યા કે કોઈ જોઈ નહીં શકે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, 'હઝરત દાવુદ (અ.સ.) ઘણાં શરમાળા હતા, જ્યારે બહાર નીકળતા તો બારણું બંધ કરી દેતા હતા, એક દિવસ ઘેરથી બારણું બંધ કરી નીકળ્યા, જ્યારે પાછા આવ્યા તો બારણું ખુલ્લું જોયું ઘરમાં એક માણસ ઊભેલો હતો. આપે પૂછયું તું કોણ છે ? જવાબ આપ્યો કે, 'હું તે માણસ છું કે જે બાદશાહોથી નથી ડરતો, અને ચોકીદારો મને અંદર આવવાથી પણ રોકી નથી શકતા.' આપે ફરમાવ્યું, 'ખુદાની કસમ ! તમે મલિકુલમૌત છો, અલ્લાહનો હુકમ લાવ્યા છો, આવું ફરમાવી તે જ જગ્યાએ ચાદર ઓઢી સૂઈ ગયા, અને ''મલિકુલ મૌતે'' આપની રૂહ કાઢી લીધી.

તબ્રાનીએ હઝરત હુસૈન (રદિ.)થી રિવાયત કરી છે કે, રસૂલુલ્લાહ (સ.અ.સ.) પાસે મૌતની બીમારીમાં હઝરત જિબ્રઈલ (અ.સ.) ખબર-અંતર પૂછવાના માટે આવ્યા, કે આપની તબિયત કેમ છે? આપે જવાબ આપ્યો, ''ઓ જિબ્રઈલ બીમારીની તકલીફ વધુ છે.'' એ જ વેળા મલિકુલમૌતે બારણા પાસે બૂમ પાડી અને અંદર આવવાની રજા માંગી, હઝરત જિબ્રઈલ (અ.સ.)એ કહ્યું : 'ઓ મુહમ્મદ (સ.અ.વ.) ! આ મલિકુલમૌત તમારા પાસે આવવાની રજા માંગે છે, આથી પહેલાં (આ પ્રમાણે) કોઈની પાસે રજા માંગી નથી અને આપના પછી પણ કોઈની પાસે રજા માંગશે નહીં' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'અંદર આવવા દો.' હઝરત જિબ્રઈલ (અ.સ.)ને રજા આપી તો 'મલિકુલ મૌત' સામે આવી ઉભા રહ્યા અને કહ્યું : 'અલ્લાહ તઆલાએ મને આપની પાસે મોકલ્યા અને હુકમ આપ્યો કે આપના હુકમનું પાલન કરૂં, માટે જો તમો રજા આપતા હોય તો તમારી રૂહ ખેંચી લઉં અને જો રજા ન આપશો

તો નહિં ખેંચીશ.' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'શું તમો એજ પ્રમાણે કરશો ? જવાબ આપ્યો, 'હા ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! અલ્લાહે મને એ જ પ્રમાણે હુકમ આપ્યો છે.' પછી હઝરત જિબ્રઈલે (અ.સ.) આપ (સ.અ.વ.)ને કહ્યું : "ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! અલ્લાહ તઆલા આપની મુલાકાતના ચાહક-ઈચ્છુક છે." આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું. "ઓ મલિકુલમૌત ! અલ્લાહના હુકમનું પાલન કરો." એ પછી મલિકુત મૌતે આપની રૂહ જીવ ખેંચી લીધો.

હઝરત અતા ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે, કોઈ પણ ઘર એવું નથી કે એમાં રહેતા લોકોને મલિકુલમૌત દરરોજ પાંચ વખત તપાસ કરતા ન હોય કે શું એવું છે કે એની રૂહ કાઢી લઉં. હઝરત કઅબ (રદિ.)થી રિવાયત છે કે ઘરના બારણા ઉપર ઉભા રહી સાત વખત નઝર નાંખે છે કોઈ એવો માણસ કે જેની રૂહ ખેંચી લઉં.

હઝરત ષાબિત બુનાની (રદિ.) રિવાયત કરે છે કે, રાત-દિવસના ૨૪ કલાક હોય છે. તેમાંથી કોઈ પણ ઘડી એવી નથી પસાર થતી કે મલિકુલમૌત લોકો પાસે ન આવતા હોય, જો રૂહ ખેંચવાનો હુકમ હોય છે તો ખેંચે છે નહિ તો પાછા ચાલ્યા જાય છે.

ઈબ્ને નજ્જારે 'તારીખે બગદાદ'માં હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે, 'મલિકુલમૌત' દરરોજ દરેકના ચેહરાને સિત્તેર (૭૦) વખત જુએ છે, અને જેની રૂહ ખેંચવા માટે ગયા છે જો તે હંસે છે તો કહે છે, 'હાય અફસોસ ! હું એની રૂહ ખેંચીશ અને એ હંસે છે.'

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, મેં સાંભળ્યું, રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવતા હતા કે, અલ્લાહ તઆલાએ 'મલિકુલમૌત'ને શોહદાએ બહર (દરિયામાં ડૂબીને શહીદ થનારા) વગર બધાની જ રૂહ કાઢવા માટે નક્કી કરવામાં આવ્યા છે. 'શોહદાએ બહર' તે છે જેઓ હજ્જ કરવા માટે દરિયાઈ માર્ગે ગયા અને રસ્તામાં ઈન્તિકાલ થઈ ગયો. અલ્લાહતઆલા એની રૂહ પોતે કાઢે છે.

હઝરત બરાઅ ઈબ્ને આઝિબ (રદિ.)થી રિવાયત છે કે, હમો લોકો એક અન્સારી માણસના જનાઝહમાં રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સાથે ગયા. કબ્રસ્તાન પહોંચ્યા તો હજુ લાશ કબ્રમાં ઉતારવામાં આવી ન હતી. રસુલુલ્લાહ (સ.અ.વ.) બેસ્યા તો હમે લોકો પણ આપની આજુબાજુ માથું ઝુકાવી નમાવી બેસી ગયા, આપના હાથમાં એક લાકડી હતી જેનાથી જમીન ખેરતા હતા, પછી આપે માથું ઉઠાવ્યું અને બે વાર અથવા ત્રણવાર

ફરમાવ્યું. 'કબ્રના અઝાબથી અલ્લાહ પાસે પનાહ માંગો.' પછી ફરમાવ્યું, જ્યારે ઈમાનદાર દુનિયાથી વિદા થાય છે અને આખિરતના તરફ ધ્યાન આપે છે તો આકાશમાંથી ફરિશ્તાઓ એની પાસે આવે છે, જેમના ચહેરાઓ સૂર્ય જેવા સફેદ અને ચળકતા હોય છે, તેઓ પોતાની સાથે જન્નતમાંથી ફકત ખુશ્બુ-સુગંધિત વસ્તુ લાવે છે, પછી એ માણસની જટેલા દૂર સુધી નઝર પહોંચે છે, ત્યાં એની સામે બેસે છે પછી 'મલિકુલમૌત' આવી એના માથા પાસે બેસી કહે છે, ઓ પવિત્ર આત્મા ! શરીરમાંથી બહાર આવ અને પોતાના પરવરદિગાર તરફ રવાના-વિદા થા' (આ સાંભળી) રૂહ એવી સરળતાથી નીકળે છે જેમ કે મશકમાંથી પાણીનું ટીપું ટપકે છે. (ઝાહિરમાં તમોને ભલે તકલીફ દેખાતી હોય) પછી મલિકુતમૌત રૂહને લઈ લે છે તરત જ ફરિશ્તાઓ હાથો હાથ લઈ જન્નતનું કફન પહેરાવી જન્નતની ખુશ્બુ લગાવે છે, હવે તેમાંથી કસ્તુરીથી વધારે સુગંધ આવે છે. પછી એને આકાશ તરફ લઈ જાય છે, જ્યારે કોઈ ફરિશ્તાઓની જમાઅતથી મુલાકાત થાય છે તો પૂછે છે આ બરકતવાળી રૂહ કોની છે ? તેઓ જવાબ આપે છે આ ફલાણા ઈબ્ને ફલાણાની રૂહ છે અને દુનિયામાં એનું જે નામ હોય છે તે ઘણાં અદબથી બતાવે છે, અહીંયા સુધી કે પહેલા આકાશ પર પહોંચે છે અને બારણું ખોલાવે છે, ત્યાંના ફરિશ્તા પણ સાથે થઈ જાય છે. આ જ પ્રમાણે સાતેવ આકાશ પસાર કરે છે તો અલ્લાહ તઆલા ફરમાવે છે કે, 'એનાં કરતુતોનું દફતર ઉચ્ચસ્થાને રાખો એને એની (મિસાલી) રૂહને જમીન તરફ પાછી મોકલી દો, કારણ કે મેં એને માટીથી પૈદા કર્યો છે અને માટીમાં જ મિલાવી દઈશ, અને તેમાંથી જ ફરી જીવતો કરીશ.' પછી એની રૂહ શરીરમાં નાંખી દેવામાં આવે છે, અને બે ફરિશ્તાઓ આવે છે જે એને બેઠો કરી પૂછે છે. 'તારો પાલનહાર કોણ છે ?' જવાબ આપે છે 'અલ્લાહ'. ફરી પૂછે છે 'તારો ધર્મ શું છે ?' જવાબ આપે છે 'મારો ધર્મ ઈસ્લામ' છે, ફરી પૂછે છે કે આ તમારી પાસે બેસ્યા છે તે માણસ કોણ છે ? જવાબ આપે છે 'અલ્લાહના રસૂલ' છે. પછી બન્ને ફરિશ્તાઓને પૂછે છે, તે એમને કઈ રીતે ઓળખ્યા ? તે જવાબ આપે છે, હું કુર્આન શરીફ પઢયો અને એના ઉપર ઈમાન લાવ્યો, એમની સત્યતાને જાણી. ત્યારે વાદળમાંથી એક એઅલાન કરનાર બૂમ પાડશે, સાચું કહ્યું મારા બંદાએ એના માટે જન્નતનું પાથરણું પાથરો, એને જન્નતનો પોશાક પહેરાવો. એના માટે જન્નતનું બારણું ખોલી દો કે ત્યાંથી હવા અને ખુશ્બુ આવે અને એની કબ્ર નઝર પહોંચશે એટલી પહોળી કરી દેવામાં આવશે, પછી એની પાસે એક માણસ આવશે જેનો ચહેરો

નૂરવાળો અને પોશાક સુગંધવાળો હશે તે કહેશે. તને આ આરામ-રાહત મુબારક છે. અને આજ દિવસનું વચન તને દુનિયામાં આપવામાં આવ્યું હતું, તે પૂછશે તમે કોણ છો ? તમારો ચહેરો નેક લાગે છે.' તે કહેશે. હું તારા નેક કામો છું જે તે દુનિયામાં અલ્લાહના માટે કર્યા હતા, મુર્દુ કહેશે, 'ઓ અલ્લાહ ! કયામત કાઈમ કર કે જેથી હું જલ્દીથી મારા ઘરવાળાઓની મુલાકાત કરૂં અને સારા-ભલાનાં સમાચાર આપું.'

રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જ્યારે કાફિર દુનિયાથી વિદા થાય છે અને આખિરતના તરફ લક્ષ આપે છે તો આસમાનમાંથી કાળા ચહેરાવાળા ફરિશ્તાઓ એની પાસે આવે છે, હાથમાં કમ્મલ અને જેટલી દૂર એની નજર જાય છે તેટલે છેટે મય્યત સામે બેસી જાય છે પછી મલિકુલ મૌત એની પાસે આવી બેસે છે અને કહે છે, 'ઓ નાપાક રૂહ ! શરીરમાંથી નીકળ અને અલ્લાહના ગુસ્સા માટે તૈયાર થઈ જા.' (આ સાંભળી) એની રૂહ શરીરમાં પેસી જાય છે તો મલિકુલમૌત સખ્તાઈથી રૂહ એવી રીતે ખેંચે છે જેમકે લોખંડની કાંટાવાળા શીંકને રેશમમાં નાંખી ખેંચવામાં આવે છે, જ્યારે રૂહ નીકળી જાય છે તો એને કમ્મલમાં વીંટી લેવામાં આવે છે પછી એમાંથી સળી ગયેલા મૃતદેહ (મુર્દા)થી પણ વધારે દુર્ગંધ ખરાબ વાસ આવે છે, પછી એને આકાશ તરફ લઈ જવામાં આવે છે, જ્યારે રસ્તામાં ફરિશ્તાઓની જમાઅત પાસેથી ગુઝ થાય છે તો પૂછે છે આ કયા બદમાશની રૂહ છે ? દુનિયામાં જે એનું નામ હતું તેનાથી પણ ખરાબ નામ બતાવવામાં આવે છે. આમ પહેલા આસ્માન સુધી પહોંચે છે અને બારણું ખોલાવે છે પરંતુ એના માટે બારણું ખોલવામાં નથી આવતું એ પછી આપ (સ.અ.વ.) એ આ આયતે શરીફા પઢી 'લા તુફત્ત-હુ' અર્થાત - 'એના માટે આકાશના દરવાજાઓ ખોલવામાં નહિ આવશે.' પછી અલ્લાહનો હુકમ થશે એના કરતુતોના ચોપડાને 'સિજ્જીન'માં લાખો, જે ધરતીનો સૌથી નીચેનો ભાગ છે પછી એની રૂહ 'સિજ્જીન'માં નાંખી દેવામાં આવે છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) એ આ આયતે શરીફા પઢી 'વમંય યુશ્રીક બિલ્લાહિ.'

**અર્થાત :–** એટલે જે માણસ અલ્લાહતઆલાની સાથે કોઈને ભાગીદાર બનાવે છે તો જેમકે આકાશ પરથી ગબડી પડયો. અને ચકલીઓએ એને પીંખવાનું શરૂ કર્યું અથવા તો 'હવા' એ એને ઉંડી ખાઈમાં ધકેલી દીધો ત્યાર પછી એની રૂહ એના શરીરમાં નાંખી દેવામાં આવશે, અને બે ફરિશ્તા આવી એની પાસે બેસી પૂછશે, 'તારો અલ્લાહ કોણ છે ?' તે

જવાબ આપશે, અફસોસ-અફસોસ હું નથી જાણતો,' ફરી પૂછશે, 'તારો ધર્મ શું છે ?' જવાબ આપશે 'અફસોસ અફસોસ હું નથી જાણતો, ફરી પૂછશે. આ કોણ છે જે તમારી પાસે પયગમ્બર બનાવી મોકલવામાં આવ્યા હતા ?' તે જવાબ આપશે, ''અફસોસ-અફસોસ હું નથી જાણતો.'' તે વેળા આકાશમાંથી એક 'મુનાદી' બૂમ પાડશે 'મારો બંદો જૂઠો છે, એના માટે આગનું પાથરણું પાથરો અને આગનો પોશાક પહેરાવો, અને દોઝખના બારણાંઓ ખોલી આપો કે તેમાંથી દોઝખની ગરમી અને સખ્તી એને પહોંચશે અને એની કબ્ર સાંકડી બનાવી દેવામાં આવશે, એ પ્રમાણે કે એની પાંસળીઓ ટુકડે-ટુકડા થઈ જશે અને એની પાસે એક કદરૂપા ચહેરાવાળો માણસ આવશે કે જેનો પોશાક ખરાબ અને દુર્ગંધ મારતો હશે, કહેશે, 'આ અઝાબ તને મુબારક. આજ દિવસોનો વાઅદો તને દુનિયામાં કરવામાં આવ્યો હતો. એ પૂછશે તું કોણ છે ? તારા ચહેરાથી વાસ આવી રહી છે તે કહેશે, 'અલ્લાહ કિયામત ન આવે કે શારીરિક અને હકીકી અઝાબથી બચેલો રહું જો કે જાહિરી શરીરના ઉપર તો બરઝખમાં પણ અઝાબ થાય છે.'

હઝરત અબૂ યઅલા અને ઈબ્ને અલી દુનિયાએ હઝરત તમીમેદારી (રદિ.)થી રિવાયત કરી છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'અલ્લાહ તઆલા મલિકુલમૌતને હુકમ કરે છે કે, મારો એક દોસ્ત છે જેને મેં ''આરામ'' અને ''તકલીફ'' માં સપડાવી એની પરીક્ષા પણ કરી લીધી છે, તે દરેક હાલતમાં (રાહત અને તકલીફમાં) મારાથી ખુશ છે, (અય મલિકુલમૌત !) તું એની પાસે જાય છે કે દુનિયાની તકલીફોથી એને રાહત આપું ? મલિકુલમૌત પાંચસો (૫૦૦) ફરિશ્તાઓને લઈ એની પાસે જશે, એમની પાસે એનું કફન અને સુગંધિત ફુલોની કલ્ગી હશે, જેનું એક મૂળ હશે એને એની ટોચ ઉપર જુદા જુદા રંગના સુગંધવાળા ફુલો હશે, અને દરેકની સુગંધ જુદી હશે, અને ચોખ્ખું મુશ્ક (કસ્તુરી) હશે, મલિકુલમૌત એના માથા પાસે બેસશે અને બીજા ફરિશ્તાઓ ચારેય બાજુથી એને ઘેરી બેસશે, અને પોતાના હાથ એના અવ્યયો પર મૂકશે, જ્યારે રેશમ માથાથી પગ સુધી ઓઢાવી દેશે, અને કસ્તુરીની સુગંધથી સુગંધિત બનાવી આપશે, પછી જન્નત તરફનાં બારણાંઓ ખોલી એની રૂહને જન્નતનો શોખ અપાવશે કે આ તમારું ''ઘર'' છે આ તમારી ''હુરો'' છે આ તમારો ''પોશાક'' છે આ તમારે ખાવાનાં ''ફળો'' છે જે પ્રમાણે નાનાં છોકરાઓ રડે છે અને તેમને પટાવવામાં આવે છે (એ જ પ્રમાણે એને પણ શોખ આપવામાં આવશે.)

જન્નતની હુરો પણ એના તરફ ઢળશે. આ હાલત જોઈ એની રૂહ નીકળવાના માટે બેચેન થઈ જશે ત્યારે મલિકુલમૌત કહેશે, ''ઓ પવિત્ર રૂહ ! શરીરમાંથી બહાર આવ અને પોતાના પરવરદિગાર તરફ ચાલ, અને કાંટા વગરની બોરડીઓ તરફ, અને ઢગલાબંધ કેળાંઓ તરફ અને લાંબા વિશાળ છાંયડાઓ અને વહેતા પાણીના તરફ ચાલ.'' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, તે વેળા મલિકુલમૌત એની સાથે એવી નમ્રતા કરે છે કે, માં પણ પોતાના છોકરા પર એટલી દયા નથી કરતી કારણ કે આ રૂહ અલ્લાહના દોસ્તની છે, અલ્લાહ એના ઉપર મહેરબાન અને એનાથી ખુશ છે, પછી મલિકુલમૌત એની રૂહ એવી રીતે કાઢે છે જેમકે આટા ખમીરમાંથી બાલ, જ્યારે રૂહ નીકળશે તો બધા ફરિશ્તા કહેશે, 'તમારી ઉપર સલામ છે, તમો તમારા અમલોના કારણે જન્નતમાં જાઓ.' જ્યારે 'મલિકુલમૌત' રૂહ ખેંચી લેશે, તો રૂહ શરીરને કહેશે, 'અલ્લાહ તને સારો બદલો આપે કે અલ્લાહની બંદગી કરવામાં તું મને મદદ કરતું હતું. અને ખરાબીઓથી ગુનાહોથી રોકતું હતું. આજનો દિવસ તારા માટે બરકતવંત છે, કે તેં (અલ્લાહના અઝાબથી) છૂટકારો મેળવ્યો અને મને પણ છૂટકારો અપાવ્યો,' આજ પ્રમાણે 'શરીર' પણ 'રૂહ'થી કહેશે. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'એ માણસના મરવાથી ચાલીસ (૪૦) દિવસ સુધી જમીનનો દરેક ભાગ રડશે, જેના ઉપર એણે બંદગી કરી હતી અને આકાશમાં તે બધા જ દરવાજાઓ રડશે જ્યાંથી એના નેક કામો ઉપર જતા હતા, અને એની રોઝી ઉતરતી હતી. પછી તે પાંચસો ફરિશ્તાઓ એની લાશ પાસે ઉભા રહેશે. અને નવડાવતી વેળા પાસુ બદલવાની જરૂરત પડશે તો ફરિશ્તાઓ પાસુ બદલાવશે, અને કફન પહેરાવશે. તથા સુગંધ લગાડશે, અને (મય્યતના) ઘરથી કબ્ર સુધી ફરિશ્તાઓ હારબંધ ઉભા રહેશે, અને ઈસ્તિગફાર પઢતા રહેશે, તે વેળા શયતાન અફસોસ કરી એટલા જોરથી ચીરાય છે બૂમ પાડે છે, કે એના અમુક હાડકાં પણ તૂટી જાય છે, અને પોતાના લશ્કરથી (ચેલાઓથી) કહે છે કે, 'ઓ બદમાશો ! તમારી જાળમાંથી આ માણસ કઈ રીતે બચી ગયો ? એના ચેલાઓ જવાબ આપે છે કે એ તો ગુનાહોથી પાક છે, એના બધા ગુનાહો માફ કરી દેવામાં આવ્યા હતા. જ્યારે મલિકુલમૌત એની રૂહ લઈને આકાશમાં પહોંચશે તો હઝરત જિબ્રઈલ (અ.સ.) પોતાની સાથે સિત્તેર હઝાર ફરિશ્તાઓને લઈને સ્વાગત માટે આવશે. અને બધા ફરિશ્તા અલ્લાહના તરફથી ખુશખબરી આપશે પછી જ્યારે મલિકુલમૌત અર્શ (અલ્લાહની ખુરસી) પાસે પહોંચશે. તો સિજદો કરશે, અલ્લાહતઆલા મલિકુલમૌતને હુકમ આપશે

કે. 'આ રૂહને લઈ જાઓ અને કયામત આવતા સુધી એને કબ્રમાં રાખો.' આ તો રૂહ-પ્રાણની વિગત થઈ, અને શરીરની હાલત એ થશે કે, જ્યારે કબ્રમાં દફન કરી પાછા આવે તો 'નમાઝ' એની જમણી બાજુ રોઝહ ડાબી બાજુ, અને કુર્આન શરીરૂ તથા ઝિક્ર વિગેરે એના માથા પાસે અને નમાઝના માટે મસ્જિદે 'આવવું જવું' એ પગોના તરફ અને સબ્ર કબ્રના બહાર હાજર રહે છે. પછી અલ્લાહતઆલા અઝાબ ઉતારે છે, એ અઝાબ જમણી બાજુએથી મુર્દા-મૃતદેહ પાસે આવે છે. તો નમાઝ કહે છે. 'દૂર જા. હટી જા આ બાજુએથી તારા માટે રસ્તો નથી અલ્લાહની કસમ એણે આખી ઝિંદગી મહેનત કરી હતી, હવે આરામ છે જ્યારે કે એ કબ્રમાં આવ્યો, (પછી) અઝાબ ડાબી બાજુએથી આવે છે, તો રોઝહ પણ એ જ પ્રમાણે કહે છે. અઝાબ માથા તરફથી આવે છે તો કુર્આન શરીરૂ અને ઝિક્ર વગેરહ એ જ પ્રમાણે જવાબ આપે છે, પગોના તરફથી આવે છે તો પણ એ જ જવાબ મળે છે. જ્યારે ચારેય બાજુએથી લાચાર થઈ જાય છે અને જુએ છે કે ઈબાદત બંદગીએ એની બધી જ બાજુથી હિફાઝત કરી છે તો અઝાબ પાછો ચાલ્યો જાય છે, પછી સબ્ર બધી જ બંદગી (નમાઝ, રોઝહ, કુર્આન શરીરૂ)થી કહે છે (જે અત્યાર સુધી ચૂપ હતો) કે 'જો તમો બધા (અઝાબનો સામનો કરવાથી) લાચાર થઈ ગયા હોત તો હું એકલો એનો સામનો કરતે અને અઝાબ દૂર ખસેડી નાંખતે.' હવે 'પૂલ સિરાત' અને 'ન્યાયના ત્રાજવા પાસે મારું કામ કરીશ.' એ પછી અલ્લાહતઆલા બે ફરિશ્તાઓ કબ્રમાં મોકલે છે, જેમની આંખો વિજળીની જેમ ચમકતી, અવાજ વિજળીના કડાકા જેવો, દાંત ગાયના શિંગડા જેમ શ્વાસમાંથી આગના અંગારા નીકળતા હશે, શરીર પર અસંખ્ય બાલ, બંને ખભાઓના વચમાં ઘણું અંતર હશે એમના દિલમાં ઈમાનદારોના વગર કોઈના માટે દયા નહિ હશે જેમાંથી એકનું નામ 'મુન્કર' અને બીજાનું નામ 'નકીર' છે, બંનેના હાથમાં એટલો ભારે ગઝ હશે કે જો બધા માણસો અને જિન્નાતો ઉંચકવા ચાહે તો ન ઉઠાવી શકશે, એ બંને ફરિશ્તાઓ મય્યતથી કહ છે 'બેસ' તો તે બેસે છે અને (તે વેળા) એનું કફન કમર સુધી આવી જાય છે, પછી પૂછે છે (૧) તારો અલ્લાહ કોણ છે ? (૨) તારો ધર્મ શું છે ? (૩) અને તારા નબી કોણ છે ? મય્યત જવાબ આપે છે મારો પાલનહાર એક અલ્લાહ છે એનો કોઈ ભાગીદાર નથી, ધર્મ મારો ઈસ્લામ છે, નબી મારા મુહમ્મદ (સ.અ.વ.) છે તે 'ખાતિમુન્નબીય્યીન' છે. ફરિશ્તાઓ કહે છે, 'તેં સાચું કહ્યું' પછી કબ્રને ચારેય બાજુએથી પહોળી કરે છે, અને કહે છે 'ઉપર જા', જ્યારે મય્યત ઉપર જુએ છે તો જન્નત

દેખાય છે. ફરિશ્તાઓ કહે છે. એ અલ્લાહના દોસ્ત ! આ તારું ઘર છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) ફરમાવ્યું, 'કસમ છે તે પવિત્ર જાતની કે જેના કબજામાં મુહમ્મદ (સ.અ.વ.)નો જીવ છે એટલે અલ્લાહની કસમ તે વેળા મય્યતના દિલમાં એવી ખુશી પૈદા થશે કે જે કદી પણ ન નીકળશે.' ફરી ફરિશ્તાઓ કહેશે.' નીચે જો જ્યારે મય્યત નીચે જુએ છે તો દોઝખ દેખાય છે. ફરિશ્તાઓ કહેશે, 'ઓ અલ્લાહના દોસ્ત તેં આ (દોઝખથી) છૂટકારો મેળવ્યો.' રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'અલ્લાહની કસમ! તે વેળા મય્યતના દિલમાં એવી ખુશી પૈદા થશે કે જે કદી પણ ન ખત્મ થશે.' પછી એના માટે જન્નતના સિત્તોતેર (૭૭) દરવાજા ખોલી દેવામાં આવશે. જ્યાંથી જન્નતની ખુશબુ અને ઠંડક કિયામત સુધી આવતી રહેશે.

રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે અલ્લાહતઆલા મલિકુલમૌતથી ફરી ફરમાવશે. "મારા દુશ્મન તરફ જાઓ છો ? કે આજે હું એનાથી બદલો લઉં" મેં દુનિયામાં એને રોઝી વધારે આપી અને દરેક પ્રકારની નેઅમતો આપી પરંતુ એણે મારી નાફરમાની કરી. મલિકુલમૌત એની પાસે એવી ખરાબ સુરત (કદરૂપા રૂપ)માં જશે કે એવો કદરૂપો માણસ કદી પણ જોયો ન હશે. બાર (૧૨) આંખો હશે, સાથે લોખંડની શીંક હશે જેની અણીઓ કાંટાવાળી હશે. પાંચસો ૫૦૦ ફરિશ્તાઓ એની સાથે હશે અને એમની સાથે દોઝખના કોયલા અને ધુમાડો હશે અને ચાબૂક હશે જેમાંથી આગના અંગાર નીકળતા હશે. મલિકુલમૌત (લોખંડની) શીંક એના શરીરમાં નાંખશે. શીંકની દરેક અણી એના બાલની જળોના અંદર સુધી પેસી જશે. જે દરેક નસને પકડી લેશે, પછી મલિકુલમૌત દરેક નસને બરાબર મજબૂતીથી પકડી ખેંચશે. એની રૂહ પગના નખોથી કાઢી એળીના તરફ લઈ જશે તે વેળા અલ્લાહનો દુશ્મન સખ્ત અઝાબમાં સપડાય જશે, અને ફરિશ્તાએ એનું મોઢું તથા પીઠને ચાબૂકથી ફટકારશે. પછી મલિકુલમૌત રૂહ ખેંચી 'જાંગો' સુધી લાવશે અને ફરિશ્તાઓ ચાબૂક ફટકારશે, એ જ પ્રમાણે છાતી અને ગળા સુધી ચાબૂક ફટકારતાં એની રૂહ ખેંચશે પછી ધુમાડો અને કોયલો એના ગળા ઉપર મૂકી અઝાબ આપશે. 'મલિકુલમૌત' કહેશે, 'ઓ નાપાક રૂહ ! શરીરમાંથી નીકળ અને ગરમી તથા આગના તરફ રવાના થા.' જ્યારે રૂહ નીકળે છે તો શરીરથી કહે છે, તને અલ્લાહ બરબાદ કરે. તું દુનિયામાં મને અલ્લાહની નાફરમાનીઓ કરાવતું હતું અને મને બંદગીથી રોકતું હતું તો હવે તું બરબાદ થા અને મને પણ બરબાદ કરીશ. શરીર પણ રૂહને આ જ પ્રમાણે કહે છે અને બુરૂ ભાંડે છે. અને જે જે જમીન ઉપર

અલ્લાહની નાફરમાની કરી તે પણ એના ઉપર ફિટકાર વરસાવે છે. તે વેળા શયતાનના ચેલાઓ પોતાના સરદાર શયતાન પાસે જઈને ખુશખબરી સંભળાવે છે કે, 'હમેં લોકોએ આદમની અવલાદમાંથી એકને દોઝખમાં નંખાવી દીધો.' જ્યારે એને કબ્રમાં ઉતારવામાં આવે છે તો કબ્ર સંકોચાઈને સરખી થઈ જાય છે, અહીંયા સુધી કે એના હાડકાં ટુકડે-ટુકડા થઈ જાય છે, જમણાં ભાગની પાંસળીઓ ડાબી બાજુ અને ડાબી બાજુની પાંસળીઓ જમણી તરફ ભેગી થઈ જાય છે. અલ્લાહતઆલા એના તરફ ઘણાં સાપો મોકલશે જે એને કરડશે. પછી અલ્લાહતઆલા બે (૨) ફરિશ્તાઓ મોકલશે જે એને પૂછશે. (૧) તારો પરવરદિગાર કોણ છે ? (૨) તારો ધર્મ શું છે ? (૩) તારા નબી કોણ છે ? તે જવાબ આપશે 'હું નથી જાણતો.' ફરિશ્તાઓ કહેશે તેં ન તો જાણ્યું અને ન તો પઢયો પછી એવો માર મારશે કે કબ્ર આગના અંગારાથી ભરાઈ જશે. પછી કહેશે, 'ઉપર જો' નઝર કરશે તો જન્નત દેખાશે, ફરિશ્તાઓ કહેશે, "એ અલ્લાહના દુશ્મન ! જો તું અલ્લાહના હુકમોનું પાલન કરતે તો તને અહીં સ્થાન-જગ્યા મળતે. રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'અલ્લાહની કસમ! એના દિલમાં એટલો બધો પસ્તાવો થશે કે જે કદી પણ ન નીકળશે.' પછી એક દરવાજો દોઝખ તરફનો ખોલી દેવામાં આવશે અને એને કહેશે. 'એ અલ્લાહના દુશ્મન ! તેં અલ્લાહની નાફરમાની કરી તો હવે આ જગ્યા તારા માટે છે,' અને એના માટે દોઝખના સિત્તોતેર દરવાજા ખોલી દેવામાં આવશે જ્યાંથી એના માટે દોઝખની ગરમી કયામત સુધી આવતી રહેશે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, 'ઈમાનદાર જ્યારે આખિરતના તરફ રવાના થાય છે અને દુનિયાથી ઉઠે છે તો ફરિશ્તાઓની એક જમાઅત ઉતરે છે. જેમના ચહેરાઓ સૂર્યના જેમ ચમકતા હશે, જેઓ પોતાની સાથે જન્નતથી કફન અને ખુશ્બુ લાવે છે અને જ્યાં સુધી એની નઝર પહોંચે છે એટલે દૂર મય્યતના સામે બેસે છે. જ્યારે એની રૂહ નીકળે છે તો જેટલા ફરિશ્તાઓ 'આકાશ' અને 'જમીન'ના વચમાં છે તો બધા એની (જનાઝહની) નમાઝ પઢે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, 'જ્યારે ઈમાનદારની રૂહ ખેંચવામાં આવે છે, તો રહમતના ફરિશ્તાઓ જન્નતમાંથી સફેદ રેશમી કપડું લાવે છે અને કહે

છે. એ રૂહ ! શરીરથી બહાર નીકળી આવ, તારાથી અલ્લાહ ખુશ છે અને તું અલ્લાહથી ખુશ છે.' રૂહ શરીરમાંથી નીકળે છે તો તેમાંથી કસ્તુરીથી પણ વધારે સારી સુગંધ આવે છે, પછી ફરિશ્તાઓ એ (રૂહ)ને હાથોહાથ લઈ પહેલા આસ્માનના દરવાજા સુધી લાવે છે, ત્યાંના ફરિશ્તાઓ કહે છે, આ સુગંધ કે જે દુનિયા તરફથી આવી રહી છે તે કેટલી સારી છે. આજ પ્રમાણે જ્યારે સાતેવ આસ્માનો પર પહોંચે છે તો ફરિશ્તાઓ એવું જ કહે છે. સાતેવ આકાશના ઉપર જ્યાં ઈમાનવાળાઓની રૂહ હોય છે ત્યાં એની રૂહ લાવે છે. ત્યાંની રૂહો એ રૂહને જોઈને એટલી બધી ખુશ થાય છે જેમકે ખોવાયેલા માણસના મળી જવાથી એના ઘરવાળા ખુશ થાય છે. અને એનાથી (દુનિયામાં રહેતા માણસોની) ખબર પૂછે છે કે 'ફલાણાં શું કરે છે ?' પછી અવાઝ સંભળાય છે કે થોડીવાર થોભી જાઓ, જરા આરામ લેવા દો. એણે દુનિયાની મુસીબત અને તકલીફથી છુટકારો મેળવ્યો છે, રૂહ જવાબ આપે છે, 'એ તો મરણ પામ્યો છે શું એ તમારી પાસે નથી આવ્યો ?' તેઓ જવાબ આપે છે કે, 'અફસોસ તે પોતાના નીચેના રહેઠાણ પર ગયો.' અને જ્યારે કાફિરની રૂહ ખેંચવામાં આવે છે તો અઝાબના ફરિશ્તાઓ કમ્મલ લઈને આવે છે અને કહે છે. 'ઓ નાપાક રૂહ ! અલ્લાહના અઝાબ અને ગુસ્સા તરફ ચાલ તું અલ્લાહથી ખુશ ન હતી, અલ્લાહ તારાથી પણ નારાઝ અને ગુસ્સામાં છે.' રૂહ નીકળે છે તો સડી ગયેલા મૃતદેહથી પણ વધારે ગંધ આવે છે પછી એને જમીનના પહેલા ભાગમાં લઈ જવામાં આવે છે તો ત્યાં ના ફરિશ્તાઓ કહે છે, કેટલી બધી ખરાબ દુર્ગંધ છે આ જ પ્રમાણે સાતેવ જમીનના ફરિશ્તાઓ કહે છે, પછી એને જ્યાં કાફિરોની રૂહો રાખવામાં આવે છે ત્યાં લઈ જવામાં આવે છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે ઈમાનદાર માણસ અલ્લાહના રસ્તામાં શહીદ થઈ જાય છે, તો એનું લોહીનું પહેલું ટીપું જમીન ઉપર પડતાં જ અલ્લાહ તઆલા એના સર્વ ગુનાહો માફ કરી આપે છે, અને જન્નતથી એક કપડું મોકલવામાં આવે છે. જેમાં એની રૂહ ખેંચી રાખવામાં આવે છે. અને જન્નતમાંથી એક (મિસાલી) શરીર મોકલે છે તેમાં એની રૂહ (પરત) આવી જાય છે અને આકાશમાં જઈ ફરિશ્તાઓ સાથે એવો ભળી જાય છે કે જાણે હકીકતમાં ફરિશ્તો એ જ છે. અને અલ્લાહ પાસે જઈ સિજદો કરે છે ત્યાર પછી બધા ફરિશ્તાઓ સિજદો કરે છે અને આ (શહીદ થનારની) માફી થાય છે-અને પાક-સાફ કરવામાં આવે છે, પછી હુકમ થાય છે કે એને શહીદો

પાસે લીલાછમ બાગમાં લઈ જાઓ જ્યાં રેશમના મિનારાઓ બનાવવામાં આવ્યા છે. બાગમાં ગાયો અને માછલીઓ હશે એ (બન્ને પ્રાણીઓ) શહીદોને દરરોજ એવું ખાવું ખવડાવે છે કે એ પહેલા એમણે કદી એવું ખાવું ખાધું નહિ હશે. માછલીઓ આખો દિવસ જન્નતની નહેરોમાં દોડા-દોડ કરે છે અને જન્નતની સુગંધિત વસ્તુઓ ખાય છે. સાંજના ગાય પોતાના શિંગડાથી એને ઝુબહ કરે છે અને રંધાયને તૈયાર થાય છે, જ્યારે શહીદો એને ખાય છે તો જન્નતની સંપૂર્ણ સુંગધ એમાંથી મળે છે. ગાય આખી રાત જન્નતમાં ચરે છે અને જન્નતના દરેક પ્રકારના 'મેવાઓ' ખાય છે, સવારમાં માછલીઓ પોતાની પૂંછડી વડે એ (ગાય)ને ઝુબહ કરે છે અને રંધાયને તૈયાર થાય છે, જ્યારે એનું ગોશ્ત તૈયાર થાય છે તો જન્નતના દરેક ફળોનો સ્વાદ એ ગોશ્ત)માંથી મળે છે. અને જ્યારે અલ્લાહ તઆલા ઈમાનવાળાઓની રૂહ કબ્ઝ કરે છે તો તેની પાસે બે ફરિશ્તા મોકલે છે, એમની પાસે જન્નતનું કાપડ અને ખુશ્બુ હોય છે, તેઓ કહે છે, ઓ પાક પવિત્ર રૂહ ! બહાર આવ અને પોતાના પાલનહાર તરફ ચાલ જે તારાથી રાઝી છે.' તે વખતે રૂહ શરીરમાંથી નીકળે છે, તેમાંથી અસલી કસ્તુરીથી પણ સારી સુગંધ આવે છે, અને આકાશના બન્ને કિનારાઓ ઉપર ફરિશ્તાઓ સફ બાંધી (હારબંધ) ઊભા રહી જાય છે અને કહે છે, 'સુબ્હાનલ્લાહ ! આજે ધરતી પરથી દુનિયામાંથી પવિત્ર રૂહ આવે છે, સાતેવ આસ્માનના બારણાંઓ એના માટે ખોલી દેવામાં આવે છે અને દરેક આસ્માનનાં ફરિશ્તા એના માટે અલ્લાહથી રહમત અને બક્ષીશની દુઆ કરે છે. અહિંયા સુધી કે એને અલ્લાહ પાસે લાવે છે અને (ફરિશ્તાઓ અલ્લાહને) સિજદો કરે છે અને કહે છે કે, 'ઓ અલ્લાહ ! આ તારો ફલાણો બંદો છે. તું જાણે છે કે હમે એની રૂહ ખેંચી લીધી છે.' અલ્લાહતઆલા ફરમાવે છે કે, એને સિજદો કરવાનું કહો. (એ સાંભળી) રૂહ સિજદો કરે છે. પછી હઝરત મીકાઈલ (અ.સ.)ને હુકમ કરવામાં આવે છે, 'એ રૂહને ઈમાનવાળાઓની રૂહ સાથે રાખો, કયામતના દિવસે એ રૂહ વિષે હું તમને પૂછીશ' ફરી હુકમ કરવામાં આવે છે કે, 'એ રૂહને કબ્રમાં લઈ જાઓ. કબ્રને સિત્તેર મીટર પહોળી અને સિત્તેર મીટર લાંબી કરવામાં આવે છે અને એમાં રેશમનું પાથરણું પાથરે છે, સાથે જ અત્તરથી સુગંધિત પણ કરવામાં આવે છે, એ મરનારે દુનિયામાં કુર્આન શરીફની તિલાવત કરી હશે તો એ (તિલાવતનું) નૂર કબ્રને પ્રકાશિત કરી આપે છે, અને જો એ કુર્આન શરીફ નહિ પઢયો હશે તો અલ્લાહતઆલા એની કબ્રમાં સૂર્યના પ્રકાશ જેમ નૂર આપે છે, અને જન્નત તરફનો દરવાજો

ખોલી દેવામાં આવે છે, સવાર-સાંજ પોતાને જન્નતમાં રહેવાની જગ્યા એ જુએ છે.

અને જ્યારે અલ્લાહતઆલા કાફિરની રૂહ ખેંચે છે તો એની પાસે બે ફરિશ્તાઓ મોકલે છે જેમની પાસે ચાદર હોય છે જે દુનિયાની બધી જ દુર્ગંધવાળી વસ્તુથી વધારે દુર્ગંધ મારતી હશે અને બધી વસ્તુઓથી કડક અને કાંટાવાળી હશે. ફરિશ્તાઓ કહે છે, 'ઓ નાપાક રૂહ ! શરીરમાંથી નીકળ, અને દોઝખનો અઝાબ તથા અલ્લાહના ગુસ્સા તરફ ચાલ.' રૂહ નીકળે છે તો એમાંથી ઘણી ખરાબ વાસ આવે છે. આસ્માનની બંને બાજુએ ફરિશ્તાઓ હારબંધ ઊભા રહી જાય છે. અને કહે છે, સુબ્હાનલ્લાહ ! દુનિયામાંથી નાપાક રૂહ આવી રહી છે એના માટે આસ્માનના દરવાજાઓ ખોલવામાં ન આવે, પછી કબ્રમાં નાંખી દેવામાં આવે છે અને કબ્રને સાંકડી બનાવી દેવામાં આવશે કબ્રમાં ઘણાં સાપ ભરી દેવામાં આવશે, જે ઊંટની ડોક બરાબર હશે જે એના ગોશ્ત અને હાડકાં ખાશે, પછી બેહરા અને આંધળા ફરિશ્તાઓ હાથમાં લોખંડનો હથોડો લઈને આવે છે જેનાથી એને મારે છે અને દોઝખ તરફનો દરવાજો ખોલી આપે છે. આ રિવાયતને (હદીષને) 'હન્નાદ બિન સરીએ કિતાબુઝ-ઝુહદમાં, 'અબ્દુર્રહમાન બિન હુમેદે' પોતાની તફસીરમાં, અને 'તબ્રાનીએ કબીર'માં વર્ણન કરેલ છે એટલા માટે એના બધા જ રાવીઓ (વર્ણનકર્તાઓ) ભરોસાપાત્ર છે.

હઝરત મુઆવિયહ (રદિ.) રિવાયત કરે છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું આપ ફરમાવતા હતા કે, 'પહેલાના સમયમાં એક માણસ ઘણો જ ખરાબ હતો જે રાતના ગુનાહના કામોમાં લાગેલો રહેતો હતો, એણે સત્તાણું (૯૭) નિર્દોષ-ગુનાહ વગરના માણસોને મારી નાંખ્યા હતા. એક દિવસ પોતાના ઘરેથી નીકળ્યો અને એક ઈબાદતખાનહ (બંદગી કરવાનું સ્થળ)માં જઈ આબિદ-બંદગી કરનારથી પૂછયું કે, 'જો કોઈ માણસ સત્તાણું ગુનાહ વગરના માણસોને મારી નાંખે તો શું હવે એની તૌબા-માફીની કોઈ રીત છે કે નહિ ? આબિદે જવાબ આપ્યો, 'ના.' આ સાંભળતાંજ એ માણસે તે આબિદને પણ મારી નાંખ્યો. પછી બીજા આબિદ પાસે જઈ અગાઉ પ્રમાણેજ પ્રશ્ન પૂછયો. તો એ આબિદે પણ એવોજ જવાબ આપ્યો, એટલે એને પણ મારી નાંખ્યો, પછી ત્રીજા આબિદ પાસે ગયો તો એ જ સવાલ અને એ જ જવાબ મળ્યો જેથી એને પણ મારી નાંખ્યો (નવ્વાણું તો પૂરા સોની કહેવત તો યાદ હશે જ) પછી

ચોથા આબિદ પાસે જઈ પૂછયું કે, મેં એકસો (૧૦૦) નિર્દોષ માણસોને મારી નાંખ્યા તો હવે એની તૌબા માફીની કોઈ રીત-માફીની કંઈ જોગવાઈ છે કે નહિ ? આબિદે જવાબ આપ્યો, 'ખુદાની કસમ ! જો હું એવો જવાબ આપું કે અલ્લાહ તૌબા કબૂલ નહિ કરશે તો હું જુઠો છું. સામે ઈબાદતખાનું છે ત્યાં અલ્લાહના બંદા ઈબાદત-બંદગીમાં લાગેલા છે તું પણ બંદગીમાં લાગી જા.' તે માણસ શરમાતો શરમાતો તૌબા કરતો-કરતો ઈબાદત ખાનાહ તરફ રવાના થયો જ્યારે અર્ધા રસ્તે પહોંચ્યો તો 'મલિકુલમૌત' આવ્યા અને એની રૂહ ખેંચી લીધી. હવે અઝાબ અને રહમતના ફરિશ્તા આવ્યા અને અંદર અંદર ઝઘડવા લાગ્યા, અઝાબના ફરિશ્તા એને તકલીફ આપવાનું ચાહતા હતા - જ્યારે રહમતના ફરિશ્તા એને સુખ-શાંતિ આપવા ચાહતા હતા. અલ્લાહતઆલાએ ફેસ્લા માટે એમની પાસે બીજો એક ફરિશ્તો મોકલ્યો કે તમો અંદર ઝઘડો ન કરો. બલ્કે આ માણસ જ્યાંથી આવ્યો છે તે જગ્યા અને જ્યાં જઈ રહ્યો છે તે જગ્યા એ બંનેને માપો. જે બાજુ વધારે નઝદીક હોય એ પ્રમાણે ફેસ્લો કરો,' એ હુકમ પ્રમાણે જમીનની માપણી કરવામાં આવી તો એ આબિદના સ્થળ તરફ એક આંગળી વધારે હતી એટલે (એ પોતાના ગુનાહોની માફી માટે ઈબાદત ખાનહ તરફ જઈ રહ્યો જેથી) અલ્લાહે એના ગુનાહો માફ કરી દીધા, બુખારી શરીફની રિવાયત-હદીષમાં આ પ્રમાણે છે કે અલ્લાહે બંને બાજુની જમીનોને હુકમ આપ્યો તો જ્યાંથી એ આવતો હતો તે જમીન વધી ગઈ અને આબિદોના તરફ જઈ રહ્યો હતો તે જમીન ઓછી થઈ ગઈ આ હદીષ શરીફને 'અબૂઉમર' મિકદાદ બિન મઅદીકરબ અને 'અબૂ હુરયરહ (રદિ.)' એ રિવાયત કરી છે.

હઝરત અબૂહુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, ઈમાનવાળા માણસની રૂહ ત્યાં સુધી નથી ખેંચવામાં આવતી જ્યાં સુધી એ એને ખુશ કરવાવાળી વસ્તુઓને જોઈ ન લે જ્યારે એની રૂહ કાઢીને લઈ જવામાં આવે છે તો મય્યત બૂમ પાડીને કહે છે કે, મને 'અરહમુર્રા હિમીન' રહમ કરવાવાળાઓમાં સૌથી વધુ રહમ કરનાર તરફ લઈ ચાલો.' એના એ અવાજને માણસો અને જિન્નાતો વગર જેટલા નાના-મોટા જાનવરો એના ઘરમાં હોય છે તે સૌ સાંભળે છે પછી જ્યારે કબ્રસ્તાનમાં લઈ જવા માટે ખાટલાં ઉપર-જનાઝહ ઉપર સૂવડાવવામાં આવે છે તો મય્યત કહે છે, 'શા માટે ધીમા ધીમા લઈ જાઓ છો ? જ્યારે કબ્રમાં સૂવડાવી કબ્રને ઉપરથી સરખી કરવામાં આવે છે, તો મુર્દુ બેઠું થાય છે અને જન્નતમાં પોતાના રહેવાની જગ્યા અને અલ્લાહે જે જે વસ્તુઓનો (દુનિયામાં) વાઅદો કર્યો

હતો તે બધી જ વસ્તુઓને જુએ છે. અને એની કબ્ર સારી વસ્તુઓ અને સુગંધથી ભરી દેવામાં આવે છે, આ બધું જોઈને કહે છે. 'ઓ અલ્લાહ ! મને આગળ લઈ જાઓ એટલે જન્નતમાં દાખલ કરો.' ગૈબથી અવાઝ આવે છે કે, 'થોડા દિવસો માટે થોભી જા (કારણ કે) હજુ સુધી તારા ભાઈઓ અને બહેન વગેરહ નથી આવ્યાં, આરામથી સૂઈ જા.' હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે, 'અલ્લાહની કસમ ! કોઈ પણ માણસ આવી અલ્પ-થોડી અને મીઠી ઉંઘ નથી ઉંઘી શકતો. અહીંયા સુધી કે ઉંઘથી જ્યારે એ માથું ઉઠાવશે તો એ કિયામતનો દિવસ હશે અને પોતાના અમલો કામોનો ષવાબ જોઈ લેશે.'

હઝરત રબિઅ (રદિ.)થી રિવાયત છે કે, 'હમો ચાર ભાઈઓ હતા. તેમાંથી એક ભાઈ કે જેનું નામ રબિઅ હતું. તે હમારાથી નમાઝ પણ વધુ પઢતા હતા અને રોઝહ પણ વધુ રાખતા હતા. લોકોએ મને કહ્યું કે તમારા ભાઈનો ઈન્તિકાલ મરણ થઈ ગયો છે હું દોડતો આવ્યો જોયું તો એની લાશ ચાદરથી ઢાંકેલ હતી. હું મારા ભાઈના માથા પાસે બેસી ગયો અને 'સુબ્હાનલ્લાહ' તથા 'ઈન્નાલિલ્લાહ' પઢવા લાગ્યો. અચાનક 'રબિએ' ચાદરમાંથી મોઢું કાઢી 'અસ્સલામુ અલયકુમ' કહ્યું હમોએ 'વઅલયકુમુસ્સલામ' કહી જવાબ આપ્યો અને પૂછયું તમે મરી જવા પછી સલામ' કરો છો ? જવાબ આપ્યો 'હાં.' હું અલ્લાહ પાસે ગયો અને અલ્લાહને મેં (મારાથી) રાજી અને ખુશ જોયા અને મારા ઉપર અતિ દયા અને મહેરબાની ફરમાવી અને મને જન્નતનો રેશમી લીલો પોશાક પહેરાવ્યો, તમો લોકો ખબરદાર થઈ જાવો, હઝ. મુહંમદ (સ.અ.વ.) મારી જનાઝહની નમાઝ પઢવાની રાહ જોઈ રહ્યા છે. એટલે તમો મારા કફન-દફનમાં ઉતાવળ કરો અને મોડું ન કરો, આટલું કહી તે ચૂપ થઈ ગયો.' પછી હઝરત રબિઅ (રદિ.)એ હઝરત આઈશા (રદિ.) ના હવાલાથી રિવાયત કરી કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)ને આ પ્રમાણે ફરમાવતા સાંભળ્યા હતા કે 'મારી ઉમ્મતનો એક માણસ મરવા પછી વાતો કરશે.' ઈમામ બયહકી (રહ.)એ આ હદીષ શરીફને દલાઈને નબુવ્વત' નામની કિતાબમાં વર્ણન કરેલ છે અને કહ્યું છે કે, 'એની સનદ સહીહ છે અને એ હદીષમાં વર્ણન કરેલ વિષયના સત્ય હોવામાં કોઈ શંકા નથી.'

હઝરત અબાન બિન અબી અય્યાશ (રદિ.)થી રિવાયત છે કે, હમો લોકો મૂઅર્રીકે અજલીના પાસે મૃત્યુ સમયે હાજર થયા. જ્યારે રૂહ

ખેંચી લેવામાં આવી અને ચાદર ઓઢાડી આપી તો હમે એક નૂર એના માથા પાસેથી ઉંચે ચઢી ઘરના છાપરાથી વાદળ સુધી જતાં જોયું પછી એના પગ પાસેથી પણ એ જ પ્રમાણે નૂર ચઢયું. પછી એની છાતી પાસેથી પણ એ જ પ્રમાણે નૂર ચઢયું. થોડીવાર સુધી હમો ચૂપ રહ્યાં. પછી મય્યતે ચાદરમાંથી માથું ઉંચકયું અને કહ્યું : 'તમે લોકોએ કંઈક જોયુ ?' હમોએ જવાબ આપ્યો 'હાં', જોયું અને જે કાંઈ જોયું હતું (નૂર) તે પણ વર્ણન કરી દીધું એમણે કહ્યું : એ તો 'સૂરએ સજદહ' નું નૂર હતું જેને હું દરરોજ રાત્રે પઢયા કરતો હતો જે નૂર માથા પાસેથી નીકળ્યું એ પહેલી દસ આયતોનું છે અને જે નૂર પગ તરફથી નીકળ્યું એ પછીની દસ આયતોનું છે અને જે છાતી પાસેથી નીકળ્યું એ 'સૂરએ સજદહ'માં જે સજદહની આયત છે તેનું આ નૂરે વાદળો સુધી જઈ મારી શિફારિશ કરી અને 'તબારકલ્લઝી'ની સુરત કે જેને હું દરરોજ રાત્રે પઢતો હતો તે મારી હિફાઝત કરે છે.' આ પ્રમાણે કહી તે ચૂપ થઈ ગયો. આ હદીષને 'જુવયબરે' પોતાની તફસીરમાં લખી છે.

હઝરત મુઅર્રીખ અજલીથી રિવાયત છે કે, હમો લોકો એક માણસ પાસે ગયા જે મૌતના કારણે બેભાન હાલતમાં હતા. હમે જોયું કે એક નૂર એમના માથા પાસેથી નીકળ્યું અને છાપરાથી ઉપર ચાલ્યું ગયું, પછી એમની દુંટીથી એક નૂર નીકળ્યું જે અગાઉના જેમ ઉપર ચઢી ગયું, પછી એક નૂર પગના તરફથી નીકળ્યું એ પછી તેઓ ભાનમાં આવ્યા તો હમોએ પૂછ્યું કે, તમારા શરીરમાંથી જે નૂરો નીકળ્યા તેને તમો જાણો છો? જવાબ આપ્યો, 'હા' જે નૂર માથા પાસેથી નીકળ્યું તે 'અલીફ લામ-તન્ઝીલ' નું છે અને જે દુંટીમાંથી નીકળ્યું તે 'સુરએ સજદહ'ની આયાતનું છે, અને જે પગો તરફથી નીકળ્યું તે 'સુરએ સજદહ'ની છેવટની આયતોનું છે. આ ત્રણેવ નૂરોએ અલ્લાહની પાસે મારી ભલામણ કરી છે અને 'તબારકલ્લઝી મારી સંભાળ રાખે છે. આ બંને સુરતોને હું દરરોજ રાત્રે પઢયા કરતો હતો. આ હદીષ શરીફ ને ઈબ્ને અબીદદુન્યાએ પોતાની કિતાબ 'મરવા પછી જીવતા થવું'માં વર્ણન કરી છે અને આજ પ્રમાણે રિવાયત કરી છે ષાબિત બિન બનાવી એ સુતરિરક બિન અબ્દુલ્લાહના હાલાતમાં.

હઝરત હારિષ ગનવીથી રિવાયત છે કે, રબિએ કસમ ખાધી કે મારું ઠેકાણું કયાં છે ? એ હું જ્યાં સુધી જોઈ નહિ લઈશ ત્યાં સુધી ન દાંત કાઢીશ-(એટલે જ આખી ઝિંદગી ન હસ્યા.) અને મૌત પછી હસ્યા. મૌત

પછી એમણે એમનું ઠેકાણું જોઈ લીધું હશે એટલે કસમ પ્રમાણે અમલ કર્યો.) એ જ પ્રમાણે એમના ભાઈ રબીએ પણ કસમ ખાધી કે, કદી પણ ન હસીશ જ્યાં સુધી મારું ઠેકાણું જન્નત અથવા દોઝખ છે એ હું ન જોઈ લઉં, હઝરત હારિષ કહે છે કે, જેણે એમને નવડાવ્યા તે કહેતો હતો કે, 'તેઓ નવડાવતી વખતે બરાબર હસતા જ રહ્યા.'

હઝરત મુગીરહ (રદિ.)થી રિવાયત છે કે 'રવયહ' નામની એક ઔરતનો ઈન્તેકાલ થયો, જ્યારે એને ગુસ્લ અને કફન પહેરાવી નવરા થયા તો તે હસવા લાગી હમોએ એના તરફ જોયું તો તેણે હમોને કહ્યું : 'તમોને મુબારકબાદ, જેનાથી તમો ડરતા હતા તેને મેં મૃત્યુ પછી આસાન-સરળ જોઈ, અને આ વાત પણ જોઈ કે તે માણસ પણ જન્નતમાં નહીં જશે જેણે પોતાના સગાંસંબંધીઓથી હળવું-મળવું છોડી દીધું, અને જે હંમેશાં દારૂ પીતો રહ્યો અને જેણે અલ્લાહની સાથે અન્યોને ભાગીદાર બનાવ્યા.'

હઝરત બશીર (રદિ.)થી રિવાયત છે કે, 'હું' મદાઈન શહેરમાં એક મય્યતના ઘરે ગયો જોયું તો એના પેટ ઉપર એક ઈંટ મૂકેલી હતી અને ઘણાં જ માણસો એના પાસે બેઠેલાં હતા. હું પણ ત્યાં બેસી ગયો. થોડીવાર પછી તે (મરનાર) ગભરાઈને ખાટલા ઉપરથી કુદી પડયો, (આ જોઈ) બધા લોકો ત્યાંથી નાસ્યા, એની પાસે જઈ પૂછયું તારી શું ખબર છે? અને તેં શું જોયું ? એણે જવાબ આપ્યો હું 'કુફા' શહેરના અમુક ઘરડા માણસો પાસે અવન જવન કરતો હતો, તે લોકોએ મને પોતાના ધર્મમાં ખેંચી લીધો હતો, અને હઝરત અબૂબક્ર (રદિ.) તથા હઝરત ઉમર રદિ.ને બુરૂભલું કહેવામાં મને પણ ભાગીદાર બનાવી લીધો હતો.' હઝરત બશીર (રદિ.) કહે છે, 'મેં એને ઈસ્તિગફાર પઢવાનું કહ્યું અને હવે પછી એવું ન બોલવાની સુચના આપી એણે જવાબ આપ્યો, ('એવું કરવાથી) હવે મને કંઈ લાભ નહીં થશે મને ફરિશ્તાઓ દોઝખમાં નાંખવા માટે લઈ ગયા છે. અને મેં દોઝખને જોઈ લીધી છે.' ફરિશ્તાઓએ કહ્યું કે, થોડીવારના માટે જ તને સમય આપવામાં આવે છે કે તું તારા સાથીઓને આ વિગત વર્ણન કરે અને તારૂં ઠેકાણું આ (દોઝખજ) છે. આવું કહી ગબડી પડયો અને મરણ પામ્યો.

હઝરત ઈબ્ને અસાકિર (રદિ.)થી રિવાયત છે કે જ્યારે માજેશૂન (નામના માણસનું) મરણ થયું તો એમના છોકરાએ કહ્યું : 'હમે નવડાવવા માટે એમને પાટલા ઉપર મૂકયા. નવડાવનાર આવ્યો તો એણે જોયું કે (એના) પગના નીચે તળિયામાં આગ જેવી ગરમી લાગી રહી છે

એટલે (નવડાવવાનું પડતું મૂકી) એ જ હાલતમાં છોડી દીધો. તે ચોથા દિવસે ઉભો થઈ બેસી ગાયો અને કહ્યું 'સત્તુ લાવો' (માંગણી પ્રમાણે) સત્તુ (ઘઉં-વગેરેનો લોટ) પાણીમાં ઘોરીને આપ્યો, તે પી ગયો. પછી હમેં કહ્યું, 'તમારી વિગત અને તમે જે કંઈ જોયું એ હમોને કહો' એણે જવાબ આપ્યો. મારી રૂહને કાઢી ફરિશ્તાઓ ચાલવા લાગ્યા અને જ્યારે વાદળો પસાર કરતા સાતમાં આકાશે પહોંચ્યા તો એક માણસે ફરિશ્તાઓને પૂછ્યું તમારી સાથે આ કોણ છે ? જવાબ આપ્યો 'માજિશૂન' છે પૂછનારે કહ્યું હજુ એને લાવવાનો સમય નથી આવ્યો (કારણ કે) હજુ તો આટલા વર્ષ અને આટલા મહીનાની એની ઝિંદગી બાકી છે. પછી મને ત્યાંથી નીચે ઉતારી દેવામાં આવ્યો.

હઝરત ઈબ્રાહીમ ઈબ્ને અબ્દુર્રહમાનથી રિવાયત છે કે અબ્દુર્રહમાન ઈબ્ને ઔફ મૌતની બીમારીમાં બેભાન થઈ ગયા સર્વ લોકો એવું સમજ્યા કે ઈન્તિકાલ થઈ ગયો એટલે ચાદર ઓઢાવી ચાલ્યા ગયા. જ્યારે ભાનમાં આવ્યા તો કહ્યું મારી પાસે ભયંકર અને પત્થર દિલના બે ફરિશ્તાઓ આવ્યા અને કહ્યું, 'હમારી સાથે ચાલ અલ્લાહને ત્યાં તારો ફેસ્લો થશે.' મને સાથે લઈ ગયા. (તો રસ્તામાં એમને બીજા) બે નરમ દિલ અને દયાળુ ફરિશ્તાઓ મળ્યા, એમણે પૂછ્યું એને કયાં લઈ જાઓ છો ? એને છોડી આપો એ તો માતાના પેટમાંથી ભાગ્યશાળી પૈદા થયો છે.' ત્યાર પછી બે મહીના જીવતા રહ્યા બાદ ઈન્તિકાલ થયો. હાકિમે પોતાની મુસ્તદરકમાં આ હદીષ રિવાયત કરેલ છે.

હઝરત અબૂ કિલાબહ (રદિ.)થી રિવાયત છે કે, મારો એક ભત્રીજો બીમાર પડયો જે ખરાબ કામો કરતો હતો, તે મુદ્દત સુધી બીમાર રહ્યો પરંતુ હું તેને જોવા માટે નહીં ગયો, એક દિવસ બજારમાં ગયો, દિલમાં વિચાર આવ્યો કે તે મારો ભત્રીજો છે. હિદાયત આપવાનું કામ અલ્લાહના કબઝામાં છે. (આ વિચાર આવતાં) હું તેની પાસે ગયો અને આખી રાત એની પાસે જ રહ્યો, અચાનક જોયું કે, બે કાળા ફરિશ્તાઓ છાપરા પરથી કુહાડી લઈ ઉતર્યા. એકે-બીજાથી કહ્યું એની પાસે કંઈ નેક કામો છે કે નહીં ? તે (ફરિશ્તો) મારા ભત્રીજા પાસે આવ્યો અને એના માથાને સુંઘયું. માથામાં કુર્આન શરીફ ન હતું, પછી પટે સુંઘયું તો એક દિવસ પણ રોઝહ રાખેલ ન જણાયો, પછી પગો સુંઘ્યા તો (એ પગોને) ઉભા રહી નમાઝ પઢતા ન જોયા, અને ન તો મસ્જિદ તરફ જતા જોયા ત્યારબાદ એનો બીજો સાથી (ફરિશ્તો) આવ્યો અને એણે પણ એનું માથું

પેટ અને બંને પગો સુંઘ્યા અને પોતાના સાથીથી કહેવા લાગ્યો, 'હાય અફસોસ ! એ મુહમ્મદ (સ.અ.વ.)ની ઉમ્મતમાંથી છે અને એનામાં (મુહમ્મદ) (સ.અ.વ.)ની ઉમ્મતના વિશેષણો મોહમ્મદી આદતો (સુન્નતો પૈકી) એક પણ વિશેષણ નથી' અને બે વાર જોયો અને મોઢું ખોલી ઝુબાન દબાવી અને પોતાના સાથીને કહ્યું : 'સુબ્હાનલ્લાહ ! એણે એક વખત 'ઈન્તાકિયા' શહેરમાં સાચા દિલથી 'અલ્લાહુ અકબર' કહ્યું હતું જેની સુંગધ આવી રહી છે' એ પછી બંને ફરિશ્તાઓ દરવાજાની બહાર ઉભા રહી ગયા તેવામાં મલિકુતમૌત આવ્યા અને એની રૂહ ખેંચી લીધી જતાં જતાં મલિકુલમૌતે એ બંને ફરિશ્તાઓથી કહ્યું, 'તમો ચાલ્યા જાઓ, (મય્યત) સાથે તમોને જવાની રજા નથી.' જ્યારે સવાર પડી તો હઝરત અબુ કિલાબહ (રદિ.)એ આ બનાવ લોકો સમક્ષ વર્ણન કર્યો. (તો) લોકોએ કહ્યું એણે 'સાકિનહ' નામની જગ્યાએ 'અલ્લાહુ અકબર' કહ્યું છે.' અબુ કિલાબહ (રદિ.)એ કહ્યું : અલ્લાહની કસમ ! મેં ફરિશ્તાઓના મોઢેથી સાંભળ્યું છે કે એણે ઈન્તાકિયા શહેરમાં 'અલ્લાહુ અકબર કહ્યું છે.' પછી બધા લોકો જનાઝહની નમાઝના માટે રવાના થયા આ રિવાયતને તિરમિઝી (રહ.) એ નવાદિરમાં વર્ણવી છે.

હઝરત અબુ મુસા (રદિ.)થી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું કે, "જ્યારે મરનાર માણસ મલિકુલ મૌતને જુએ છે, ત્યારથી એ બીજાઓને નથી ઓળખતો.

હઝરત ફુઝાલહ (રદિ.)થી રિવાયત છે કે, હું મુહંમદ બિન વાસિઅ પાસે ગયો તે વેળાએ મૌતની હાલતમાં હતા, અચાનક કહેવા લાગ્યા કે, 'મુબારકબાદી મારા અલ્લાહના ફરિશ્તાઓને લાહવ્લ વલાકુવ્વત ઈલ્લા બિલ્લાહ' (મને તે વખત એવી સુંદર સુગંધ આવી કે એનાથી સારી સુગંધ કદી પણ નથી આવી) એ પછી આકાશ તરફ જોયું અને ઈન્તિકાલ ફરમાવી ગયા.'

હઝરત હસન ઈબ્ને સાલિહ (રદિ.)થી રિવાયત છે કે, મારો ભાઈ અલી બીમાર થયો હું રાતના એની પાસે (હાજર) રહ્યો તો મને કહ્યું : પાણી આપો, તે વેળા હું નમાઝ પઢતો હતો જ્યારે નમાઝ પઢી નવરો થયો તો એની પાસે પાણી લઈને ગયો અને કહ્યું : 'પી લો' એણે જવાબ આપ્યો, 'મેં તો હમણાં પાણી પી લીધું.' મેં પૂછ્યું આ ઘરમાં મારા અને તારા વગર બીજું કોઈ નથી (તો પછી) તને કોણે પાણી આપ્યું ? જવાબ આપ્યો કે હઝરત જિબ્રઈલ (અ.સ.) એ લાવી હમણાં જ પીવડાવ્યું

અને કહ્યું કે 'તું' અને 'તારો ભાઈ' અને 'તારી મા' તે લોકોમાંથી છે જેમને અલ્લાહે પોતાનું ઈન્આમ આપ્યું છે એટલે નબીઓ, સિદ્દીકો, શહીદો અને નેક લોકોમાંથી છે. પછી મરણ પામ્યા.

હઝરત મુહમ્મદ ઈબ્ને અલી (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે માણસ મૃત્યુના નિકટ નઝદીક હોય છે, તો એના સારા અને ખરાબ અમલો-કામોનું સ્વરૂપ એના સામે રજુ કરવામાં આવે છે તો નેકીઓ (સારા કામો)ને બરાબર જુએ છે અને ગુનાહોને જોઈને પોતાનું માથું નમાવી લે છે.

હઝરત હસન (રદિ.)એ કહ્યું : જે ફરિશ્તાઓ (માણસના) અમલો-કામો લખે છે તેજ (ફરિશ્તા) મરતી વેળા એની સામે એના સારા અને ખરાબ કામો રજુ કરે છે, સારા કામો જોઈને ખુશ થાય છે અને ખરાબ કામોને જોઈ મોઢું બગાડે છે. અલ્લાહતઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે, "યુનબ્બઉલ ઈન્સાનુ" અર્થાત્-માનવીને તે દિવસે જે કાંઈ આગળ અને પાછળ કર્યું છે તે બધું જ બતાવી દેવામાં આવશે.

હઝરત હન્ઝલહ ઈબ્ને અસ્વદ (રદિ.) કહે છે કે જ્યારે મારા માલિક (શેઠ)નું મૃત્યુ થવા લાગ્યું તો તે વેળા, (એ) કદી કદી પોતાનું મોઢું ઢાંકી લેતા અને કોઈ વાર ખોલી નાંખતા હતા અને વારંવાર એ જ પ્રમાણે (મોડે સુધી) કરતા રહ્યા મે મુજાહિદ (રહ.)થી આ વિગત વર્ણન કરી એમણે જવાબ આપ્યો કે, 'જ્યાં સુધી ઈમાનવાળા (મુઅમિનીન)ની સામે એવી નેકીઓ અને ગુનાહો રજુ કરવામાં નથી આવતા ત્યાં સુધી એની રૂહ નથી કાઢવામાં આવતી, અને આ દુઃખ અને ખુશી એ પોતાના અમલો જોવાથી જ ઉત્પન્ન થાય છે.'

હઝરત સલ્માન ફારસી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એક અન્સારી માણસના પાસે ગયા તે મરવા પડયો હતો. આપે પૂછયું શું ખબર છે ? એણે જવાબ આપ્યો, સારી રીતે છું પરંતુ મારી પાસે સફેદ અને બીજો કાળા રંગનો આમ બે માણસો આવ્યા છે.' આપ (સ.અ.વ.) પૂછયું એ બન્નેમાંથી તારી નજદીક કોણ છે ? એણે જવાબ આપ્યો 'કાળા રંગવાળો' આપ (સ.અ.વ.) ! એ ફરમાવ્યું 'તમારા ગુનાહો વધારે છે અને નેકીઓ ઓછી છે.' એણે કહ્યું, 'એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આપ દુઆ ફરમાવી મારી મદદ ફરમાવો' આપે દુઆ કરી 'ઓ અલ્લાહ (જે ગુનાહો) વધારે છે તેને માફ કરી આપો અને (જે નેકીઓ) ઓછી છે તેને વધારે કરીને આપો (આ દુઆ પછી) આપે પૂછયું

હવે કેવું દેખાય છે ? શું જુએ છે ? એણે જવાબ આપ્યો, 'મારા માતા-પિતા આપના ઉપર કુર્બાન, હવે જોઉં છું-નિહાળું છે કે, નેકીઓ વધી રહી છે અને ગુનાહો ઓછા થઈ રહ્યા છે અને પેલો કાળો માણસ દૂર જઈ રહ્યો છે.'

હઝરત વહબ ઈબ્નુલવર્દથી રિવાયત છે કે, મુસલમાન જ્યાં સુધી એના અમલો લખનાર બંને ફરિશ્તાઓને નથી જોઈ લેતો ત્યાં સુધી એનુ મૌત નથી થતું. જો એણે અલ્લાહના હુકમોનું પાલન કર્યું છે તો એ બંને કહે છે, 'અલ્લાહતઆલા હમારા તરફથી તમોને સારો બદલો આપે તમે હમારા સારા સાથી હતા, તમોએ હમોને સારી મજલિસ બેઠકમાં બેસાડયા અને હમારા સમક્ષ સારા કામો કર્યા અને હમોને સારી વાતો સંભળાવી (અમલ લખનાર ફરિશ્તા હમેશાં માણસની સાથે જ રહે છે એટલે એ જેવા કામો-વાતો કરે છે ત્યાં હાજર હોય છે.) અલ્લાહતઆલા તમોને (અનેક કામો અને સારી વાતોનો) બદલો આપે' જો એણે એવા કામો કર્યા છે જેનાથી અલ્લાહ રાજી નથી તો કહે છે, 'અલ્લાહતઆલા તમોને હમારા તરફથી સારો બદલો ન આપે (કારણ કે) તેં હમોને ખરાબ સભામાં બેસાડયા અને હમારા સામે જ ખરાબ કામો કર્યા અને ખરાબ વાતો સંભળાવી અલ્લાહતઆલા હમારા તરફથી તને સારો બદલો ન આપે અને હવે તું ફરી પાછો (દુનિયામાં) આવનાર નથી' એટલા માટે મય્યત એના તરફ ટગરટગર (એકટસે-તાકીને) જુએ છે. હઝરત સુફયાન (રદિ.)થી પણ આ પ્રમાણેની રિવાયત છે.

હઝરત ઉબાદા ઈબ્ને સામિત (રદિ.)થી રિવાયત છે કે, 'હઝ. મુહમ્મદ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જે માણસ અલ્લાહની મુલાકાતને પસંદ કરે છે અલ્લાહતઆલા પણ એનાથી મુલાકાત કરવાનું અને મળવાનું પસંદ ફરમાવે છે.' આ સાંભળી હઝરત આઈશહ (રદિ.)એ ફરમાવ્યું હમો લોકો (આપણે બધા જ) મૌતને પસંદ નથી કરતા અને મૌત એ તો અલ્લાહથી મળવાનું માધ્યમ-સાધન છે તો જ્યારે મૌતને પસંદ નથી કરતા તો એનો અર્થ એ જ થયો કે અલ્લાહની મુલાકાતને પણ પસંદ નથી કરતા તો (અલ્લાહને ત્યાં) હમારી શું હાલત થશે ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, 'એ આઈશહ (રદિ.) ! એનો મતલબ એવો નથી બલ્કે અર્થ આ છે કે, મુસલમાન પાસે જ્યારે મલિકુલમૌત આવે છે તો અલ્લાહના તરફથી અલ્લાહની) ખુશીના સમાચાર સંભળાવે છે અને એની દયા રહમત અને બક્ષીશના વાઅદાઓ સંભળાવે છે, તે વેળા એને આખિરતના

વગર બીજી કોઈ વસ્તુ પસંદ નથી હોતી અને અલ્લાહની મુલાકાતને પસંદ કરે છે. તો અલ્લાહ પણ એનાથી મળવાનું પસંદ કરે છે. અને કાફિરના પાસે જ્યારે મલિકુલમૌત આવે છે, તો અલ્લાહના અઝાબની ખબર સંભળાવે છે તે વેળા એને આખિરત સૌથી વધુ નાપસંદ હોય છે અને અલ્લાહથી મળવાનું પણ પસંદ નથી કરતો, તો અલ્લાહ પણ એને મળવાનું પસંદ નથી ફરમાવતા.' અલ્લાહથી મળવાને પસંદ કરવું ન કરવું એ 'મલિકુલમૌત' આવે તે વેળાની વાત છે ન કે દુનિયામાં જીવન જીવતા હોય ત્યારે.' અબ્દુર્રહમાન ઈબ્ને અલી લય્લાએ પણ આ પ્રકારની હદીષ રિવાયત કરેલ છે.

હઝરત ઈબ્ને જુરયજ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ હઝરત આઈશહ (રદિ.)ને ફરમાવ્યું કે 'મુસલમાન મૌતના સમયે ફરિશ્તાઓને જુએ છે. તો ફરિશ્તાઓ એને કહે છે, હમે તને દુનિયામાં મોકલી આપીએ ? તે જવાબ આપે છે મને તકલીફ અને મુસીબતના તરફ મોકલવાનું કહો છો ! મને અલ્લાહના ઘર તરફ લઈ લો, અને જ્યારે કાફિરને પૂછે છે કે, શું તને હમે દુનિયામાં મોકલી આપીએ ? તો તે કહે છે, 'હાં, દુનિયામાં મોકલી આપો, કે કંઈ સારા કામો કરૂં કારણ કે આજ સુધી મેં કદી નેક કામ કર્યું જ નથી.'

હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે કોઈ વલી (અલ્લાહવાળો માણસ)ના પાસે મલિકુલમૌત આવે છે, અને એને સલામ કરી કહે છે, 'અસ્સલામુ અલયકુમ એ અલ્લાહના વલી ! દુનિયાના ઘરને તમે ખરાબ કર્યું (એટલે આખિરતની તૈયારી કરવામાં એની પરવા ન રાખી) તો હવે એને છોડી દો અને (અલ્લાહના હુકમોનું પાલન કરી) આખિરતને આબાદ કરી તો હવે ત્યાં ચાલો, અને જો મય્યત અલ્લાહ વાળી નથી તો ફરિશ્તાઓ કહે છે, 'દુનિયાના ઘરને તો તેં આબાદ કર્યું જ છે ?' (આખિરત તો બરબાદ કરી નાંખી)

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે, 'જ્યારે અલ્લાહતઆલા મુસલમાનની રૂહ કાઢવા ચાહે છે તો મલિકુલમૌતથી કહે છે, તમે એની પાસે જઈ કહો કે તારા પાલનહારે તને સલામ કહી છે.' (આ સાંભળતાં જ) અલ્લાહની મુલાકાતના શૌકમાં રૂહ (શરીમાંથી) નીકળી આવે છે.

હઝરત અબુ સઈદ (રદિ.)થી રિવાયત છે કે મેં સાંભળ્યું છે કે

મારા વાલિદ સા. આ પ્રમાણે કહેતા હતા કે, મેં અમુક કિતાબોમાં વાંચ્યું છે કે, અલ્લાહતઆલા મલિકુલમોતની હથેળી ઉપર પોતાની કુદરતથી નૂરાની શબ્દોમાં બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ લખે છે, અને હુકમ કરે છે કે ફલાણો મારો ખાસ બંદો છે મરતી વેળા એને તમારી હથેળી બતાવો. જ્યારે રૂહ હથેળી જુએ છે તો આંખનો પલ્કારો મારવાથી પણ જલ્દી નીકળી આવે છે. આ હદીષ શરીફને હાફિઝ સલફી (રહ.)એ પોતાની કિતાબ 'મશાઈખે-બગદાદ'માં વર્ણવી છે.' અને ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અલ્લાહતઆલા આ ઉમ્મતના ગુનેહગાર બંદાઓની રૂહ કાઢવાનો હુકમ આપે છે તો ફરમાવે છે કે એણે દુનિયામાં (જે ખરાબ કામો કર્યા છે) પહેલાં તેનો બદલો લઈ લો પછી જન્નતની ખુશખબરી સંભળાવો.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'શું તમો આ નથી જોતા કે માણસ જ્યારે મરી જાય તો એની આંખ ખુલ્લી રહી જાય છે ?' સહાબા (રદિ.)એ જવાબ આપ્યો, 'હાં,' (હમો નિહાળીયે છીએ)એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) !' પછી આપે (કારણ) જણાવ્યું કે, જ્યારે મલિકુલમૌત એની રૂહ વાદળના તરફ લઈ જાય તો તે (મરનાર) રૂહને જુએ છે (એટલે આંખ ખુલ્લી રહી જાય છે.)

હઝરત સુફયાન થૌરી (રહ.)થી રિવાયત છે કે 'જ્યારે મલિકુલમૌત ગરદન-ડોકની નસ પકડી લે છે તો એની ઝુબાન બંધ થાય છે અને કોઈને નથી ઓળખતો. દુન્યા અને દુન્યામાં જે કાંઈ છે તે બધું જ ભૂલી જાય છે. (તે વેળા) એના ઉપર મૌતની સખ્તી અને કઠોરતા ન હોય તો તલવાર લઈને બધાને જ કત્લ કરી નાંખતે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, 'જે માણસ જુમઅહના દિવસે મારા ઉપર એક હઝાર વખત દુરૂદ શરીફ પઢશે તે મરવા પહેલાં જન્નતમાં પોતાનું રહેઠાણ જોઈ લેશે.' આ વિષયની હદીષ કિતાબોમાં અસંખ્ય છે.

**ફાયદો :–** ઉપરની હદીષ શરીફથી ષાબિત થયું કે નેક અને સારા બંદાઓ સાથે મલિકુલમૌત પણ દયા રહમ અને મુહબ્બતનો વર્તાવ કરે છે, અને સારી સુરત-રૂપમાં એની પાસે આવે છે, એટલે બીકના બદલે અલ્લાહની મુલાકાતનો શૌક પૈદા થાય છે, દરેક મુસલમાન સાથે આ જ પ્રમાણે વર્તાવ કરે છે. 'હાં કાફિરો સાથે એનાથી ઉલ્ટો વર્તાવ કરે છે.'

## પ્રકરણ અગીયારમું :
## અગાઉ જેઓ મરી ગયા છે તેમની રૂહો મય્યતથી મુલાકાત કરે છે અને સગાંવહાલાંઓની ખબર પૂછે છે.

હઝરત અબૂ અય્યુબ અન્સારી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે મુસલમાનની રૂહ ખેંચી લેવામાં આવે છે તો અલ્લાહના નેક બંદાઓની રૂહો એની મુલાકાત માટે આવે છે જે પ્રમાણે દુનિયામાં કોઈ ખુશ ખબરી (વધાઈ) આપનારની મુલાકાતના માટે લોક આવે છે. પછી અંદર અંદર કહે છે, જરા થોડીવાર એને ફુરસદ નવરાશ આપો કે આરામ કરી લે (કારણ કે) એ સખ્ત તકલીફમાં હતો' પછી પૂછે કે ફલાણાં માણસનું શું થયું ? ફલાણા માણસે શાદી કરી કે નહિ ? (આ રૂહો જીવો) કોઈ એવા માણસની ખબર પૂછે જે આ મરનારના પહેલા મરણ પામ્યો હોય છે) (તો હમણાં મૃત્યુ પામનાર) રૂહ કહે છે, 'એ તો મારાથી પહેલાં મરણ પામ્યો છે.' (ત્યારે) રૂહો કહે છે, 'ઈન્ના લિલ્લાહિ વ ઈન્ના ઈલય્હી રાજિઉન' એને નીચેના ભાગમાં જગ્યા મળી જે ઘણી ખરાબ જગ્યા છે.' પછી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, તમારા તે સગાંવહાલાં જેઓ પહેલા મરી ચૂકયા હતા તેમને તમારા અમલો-(સારા ખરાબ કામો) બતાડવામાં આવે છે જો (સારા) અમલો કામો (જુએ છે) તો ખુશ થાય છે, અને કહે છે, 'ઓ અલ્લાહ ! આ તારી દયા અને મહેરબાની છે, તારી નેઅમતો એના માટે વધારી દે અને એ (સારા અમલો) પરજ એને મૌત આપ,' અને એના ખરાબ કામો પણ દેખાડવામાં આવે છે તો કહે છે. 'ઓ અલ્લાહ ! એને સારા કામોની તૌફિક-શકિત આપ કે જેનાથી તું ખુશ રહે.'

હઝરત લબિબહ (રદિ.)થી રિવાયત છે, 'જ્યારે બિશ્રનો ઈન્તિકાલ થયો તો એમની માતાને ઘણું દુઃખ થયું જેના કારણે વધુ પ્રમાણમાં રડયા કરતાં હતાં. એક દિવસ રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાજર થયાં અને કહ્યું માણસો મરણ પામે છે તો જો એમની રૂહો એકબીજાને ઓળખતી હોય તો હું બિશ્રને સલામ કહેવડાવું ?' આપે ફરમાવ્યું, 'અલ્લાહની કસમ ! જરૂર ઓળખે છે. પરસ્પર એવી રીતે ઓળખે છે જેવી રીતે ચકલીઓ ઝાડ પર એક બીજી (ચકલીઓ)ને ઓળખે છે.' (એ પછી) જ્યારે પણ બિશ્રના કુટુંબનો કોઈપણ બીમાર માણસ મરવા પડતો હતો તો બિશ્રની માં એની પાસે જઈ કહેતાં કે,

'મારા છોકરા બિશ્રને મારા તરફથી સલામ કહેજે.'

હઝરત મુહમ્મદ ઈબ્ને મુન્કદિર (રહ.)થી રિવાયત છે કે, 'જાબિર ઈબ્ને અબ્દુલ્લાહના પાસે હું ગયો તો તે મરણના નઝદીક હતા, મેં, એમને કહ્યું : 'કે રસુલુલ્લાહ (સ.અ.વ.)ને મારા સલામ કહેજો.'

બીજી રિવાયતમાં છે કે, 'જ્યારે અબુકતાદહ (રદિ.)નો ઈન્તિકાલ થયો તો પંદર દિવસ પછી એમની છોકરી 'ઉમ્મુલબનીન' અબ્દુલ્લાહ ઈબ્ને અનસ (રદિ.) કે જેઓ બીમાર હતાં તેમની પાસે આવી કહ્યું : 'ઓ મારા કાકા ! મારા વાલિદને સલામ કહેજો. (બુખારી શરીફ)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું કે, 'જ્યારે મુસલમાનને મૌત આવે છે અને જન્નતની વસ્તુઓ જુએ છે, તો એની રૂહ શરીરમાંથી જલદી નીકળી જવાનું ચાહે છે, અને અલ્લાહ પણ એની મુલાકાતને પસંદ ફરમાવે છે, અને મુસલમાનનો દેહ આકાશ તરફ જાય છે તો (અગાઉ મરી ગયેલા) મુસલમાનોની રૂહો એની મુલાકાત માટે આવે છે અને દુનિયામાં મળતા મિત્રોની ખબર પૂછે છે, જ્યારે એ જવાબ આપે છે કે, ફલાણો તો હજુ દુન્યામાં છે તો આ રૂહો ખુશ થાય છે અને જ્યારે એવું કહે છે કે, 'એ તો મરણ પામ્યો.' તો (આ રૂહો) કહે છે કે, અફસોસ કે તે હમારી પાસે ન આવ્યો.' અહીંયા સુધી કે દુન્યામાં એને ઘેરે બિલાડી હતી તો એની પણ ખબર પૂછે છે.

હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને મહદી (રહ.)થી રિવાયત છે કે જ્યારે સુફિયાન થૌરી (રહ.)ને બીમારીમાં તકલીફ પડી તો ગભરાઈ ગયા અને બેસબ્રી સહિષ્ણુતા દર્શાવી, મરહુમ ઈબ્ને અબ્દુલ અઝીઝ એમના પાસે આવ્યા અને કહ્યું, આટલી બધી બેસબ્રી સહિષ્ણુતા શા માટે ? તમો તે પાલનહાર તરફ જઈ રહ્યા છો જેની બંદગી તમે (૬૦) (સાંઠ) વર્ષો કરી, દરરોજ રોજા રાખ્યા, નમાઝો પઢી, હજ્જ કરી જો કોઈના ઉપર તમો એહસાન ઉપકાર કર્યો, અને તમો એને મળવા જાઓ તો શું તમોને આ વિચાર ન આવશે કે તે મારા ઉપકારનો બદલો આપશે !' આમ કહેવાથી એમને સંતોષ થયો અને બેસબ્રી ખત્મ થઈ.

હઝરત અબૂ નઈમ (રદિ.)એ કહ્યું : કે હઝરત ઈમામ હસન (રદિ.)ના ઉપર મૌતની તકલીફ વધી ગઈ તો ગભરાઈ ગયા, એક માણસે એમને કહ્યું : 'આ ગભરામણ શા માટે ? જો તમારી રૂહ ખેંચી લેવામાં આવી તો તમો તમારા 'બાપ' હઝરત અલી (રદિ.) અને 'માતા' હઝરત-

ફાતિમહ (રદિ.) પાસે, અને 'નાના' હઝરત મુહમ્મદ (સ.અ.વ.) તથા 'નાની' હઝરત ખદિજહ (રદિ.) પાસે, અને 'કાકા' હઝરત હમઝહ (રદિ.) તથા હઝરત અબ્બાસ (રદિ.) પાસે, અને 'મામા' હઝરત કાસિમ, તય્યિબ તાહિર અને ઈબ્રાહીમ (રદિ.) પાસે, અને માસા-માસી, હઝરત રૂકય્યા, કુલસુમ અને ઝયનબ (રદિ.) પાસે જશો,' આવું કહેવાથી એમને સંતોષ થયો.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, બે (૨) દોસ્તો મુસલમાન અને બે (૨) દોસ્તો કાફિર હતા. જ્યારે એક મુસલમાનનો ઈન્તિકાલ થયો અને એને જન્નતની ખુશખબરી આપવામાં આવી તો એણે પોતાના દોસ્તને યાદ કર્યો, અને કહ્યું, 'ઓ અલ્લાહ ! મારો ફલાણો દોસ્ત મને તારી બંદગી અને તારા રસૂલ (સ.અ.વ.)ની ફરમાંબરદારીનો હુકમ કરતો હતો, અને નેકીઓ કરવાનો શોખ અપાવતો હતો, અને ગુનાહો કરવાની ના પાડતો હતો' અને કહેતો કે, હું પણ તને મળીશ, ઓ અલ્લાહ! તું એને સીધો રસ્તો બતાવ અને નેક કામોની તૌફિક દે અને એને પણ એવો જ બદલો આપ જેવો મને આપ્યો, અને તું એનાથી ખુશ રેહ જેવો તું મારાથી ખુશ રહ્યો પછી જ્યારે બીજા દોસ્તનું મરણ થાય છે તો બન્નેની રૂહ એક જગ્યાએ ભેગી થાય છે અને દરેક એકબીજાને કહે છે, તમો મારા સારા દોસ્ત અને સારા ભાઈ હતા.

અને જ્યારે (બે કાફિર દોસ્તોમાંથી) એક મરણ પામ્યો અને એને દોઝખ બતાવવામાં આવી તો પોતાના (બીજા) દોસ્તને યાદ કર્યો અને કહ્યું : 'ઓ અલ્લાહ ! મારો દોસ્ત તારી અને તારા રસૂલની નાફરમાની અને ખરાબ કામો કરવાનું કહેતો હતો અને સારા કામો કરવાથી રોકતો હતો. અને કહેતો હતો કે, 'હું પણ તને મળીશ,' 'ઓ અલ્લાહ ! તું એને ગુમરાહ કર-કુમાર્ગે લઈ જા, અને એને પણ એવો જ બદલો આપ જેવો તેં મને આપ્યો અને તારો અઝાબ એના ઉપર ઉતાર જેવો તેં મારા ઉપર ઉતાર્યો.' પછી જ્યારે બીજો કાફિર મરે છે તો બન્નેની રૂહ એક જગ્યાએ ભેગી થાય છે અને દરેક એકબીજાને કહે છે. 'તું મારો ખરાબ અને નકામો સાથી હતો.'



## પ્રકરણ બારમું : મય્યત પોતાને ગુસ્લ દેનારા કફન પહેરાવનારાને ઓળખે છે અને તેના માટે જે કાંઈ બોલવામાં આવે છે તે સાંભળે છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મય્યત પોતાને ગુસ્લ દેનાર, કફન પહેરાવનાર અને કબ્રમાં ઉતારનાર સૌને ઓળખે છે.' અને આજ પ્રમાણે મુજાહિદ, અબ્દુર્રહમાન અને અમ્ર બિન દીનાર (રહ.)થી રિવાયત છે.

હઝરત બક્ર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે માણસ મરણ પામે છે, તો એની રૂહ મલિકુલમૌતના હાથમાં હોઈ છે, અને નવડાવતી વખતે અને કફન પહેરાવતી વેળા જે કાંઈ કરવામાં આવે છે તે બધું જ જુએ છે, જો તે વેળા એનામાં વાત કરવાની શકિત હોત તો લોકોને રડવાકકડવાથી જરૂર રોકી દેત.

હઝરત અબ્દુર્રહમાન ઈબ્ને અબી લય્લા (રદિ.)થી રિવાયત છે કે, રૂહ એ તો ફરિશ્તાના હાથમાં જ રહે છે, જ્યારે જનાઝો લઈ ચાલવામાં આવે છે તો ફરિશ્તા પણ સાથે જ ચાલે છે, (હાજરજનોમાંથી) કોઈ જ્યારે મય્યતની ભલી વાતો વર્ણન કરે છે તો ફરિશ્તા મય્યતથી કહે છે 'તારા વિષે જે કાંઈ વાતો થાય છે એને સાંભળ.' જ્યારે (મય્યતને) કબ્રમાં ઉતારી માટી નાંખવામાં આવે છે તો ફરિશ્તા રૂહપ્રાણને કબ્રમાં નાંખી આપે છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, 'બદ્રની લડાઈમાં જ્યારે કાફિરોને કત્લ કરી કૂવામાં નાંખી દેવામાં આવ્યા તો નબી (સ.અ.વ.)એ કૂવાના (થાળા) ઉપર ઉભા રહી બૂમ પાડી. 'એ ફલાણાંના છોકરા ! (ફલાણાંની જગ્યાએ જે નામ હતું તે નામથી બૂમ પાડી.) પરવરદિગારે તમારાથી જે વાઅદો કર્યો હતો તે સાચો જણાયો કે નહિ ?' અલ્લાહે હમારાથી જે વાઅદો કર્યો હતો તે તો હમોએ સત્ય સાચો જોઈ લીધો. (આ સાંભળી) હઝરત ઉમર (રદિ.)એ ફરમાવ્યું, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) જેના શરીરમાં રૂહ નથી' એની સાથે આપ શા માટે વાતો કરો છો ?' આપ (સ.અ.વ.) એ જવાબ આપ્યો, જે વાત કહું છું એને આપનાથી વધુ એ (મૃતલોકો) સાંભળે છે, પરંતુ હાં, એઓમાં જવાબ દેવાની શકિત નથી.'

હઝરત ઉબૈદ ઈબ્ને મરઝુક (રદિ.)થી રિવાયત છે કે, મદીના શરીફમાં એક સ્ત્રી જે મસ્જિદે નબવી (સ.અ.વ.)માં ઝાડુ આપ્યા કરતી હતી તે જ્યારે મરણ પામી તો લોકોએ તેને દફન કરી આપી અને આ વાતની જાણ આપ (સ.અ.વ.) ને નહીં થઈ. એક દિવસ આપ (સ.અ.વ.) એની કબ્ર પાસેથી પસાર થયા તો પૂછયું આ કોની કબ્ર છે ? સહાબા (રદિ.)એ જવાબ આપ્યો 'એ ફલાણી ઔરતની કબ્ર છે જે મસ્જિદમાંથી કચરો-પૂંજો સાફ કર્યા કરતી હતી.' આપ (સ.અ.વ.)એ સફો-ગોઠવી અને બધાએ એની (કબ્ર પાસે) નમાઝ પઢી પછી આપ (સ.અ.વ.)એ એ ઔરતથી પૂછયું, 'તને કયો અમલ-કામ સારૂં લાગ્યું લોકોએ પૂછયું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! શું એ તમારી વાતો સાંભળશે ! આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, તમારાથી વધુ એ સાંભળે છે.' પછી એ ઔરતે ! (આપ (સ.અ.વ.)ના પ્રશ્નનો) જવાબ આપ્યો 'મસ્જિદમાંથી કચરો-પૂંજો સાફ કરવું એ બીજા અમલો-સારા કામો કરતાં સૌથી સારૂં કામ જોયું.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જ્યારે જનાઝહને લોકો ઉંચકીને લઈ જાય છે, તો મય્યત જો નેક હોય છે તો કહે છે કે, 'હાય' અફસોસ મને કયાં લઈ જાઓ છો ?' માણસો અને જિન્નાતોના વગર બધા જ (પશુ પક્ષીઓ વગેરા) એનો અવાઝ સાંભળે છે, જો માણસ સાંભળી લે તો ચીલ્લાઈ ઉઠતે-બૂમો પાડવા લાગતે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે 'જનાઝાને (મય્યત)ને જલ્દી લઈ જાવ. (એટલે જનાઝહ લઈ ચાલવામાં ઉતાવળ ન કરો બલ્કે મય્યતને મરણ પછી વધુ વાર ઘરમાં મૂકી ન રાખતા જલ્દી કબ્રસ્તાન પહોંચાડો.) જો નેક છે તો નેકીના તરફ પહોંચાડો અને ખરાબ છે તો તમો તમારી ડોકનો ભાર જલ્દી હળવો કરો.

હઝરત અબૂબક્ર મુઝની (રહ.) કહે છે કે, 'મેં સાંભળ્યું છે કે ઈમાનવાળાને જલ્દી લઈ જવાથી ખુશ થાય છે.' અને હઝરત અય્યુબ (રદી.)થી રિવાયત છે કે, મય્યતને જલ્દી કબ્રમાં પહોંચાડવી એ મય્યતની કરામત છે.'

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે મય્યતને જનાઝહમાં લઈ ત્રણ ડગલાં ચાલવામાં આવે છે

તો (મય્યત) કહે છે.' 'ઓ મારા ભાઈઓ ! ઓ મને લઈ જનારાઓ ! તમો હોંશિયાર રહેજો દુન્યા તમોને દગો ન આપે જેવો મને આપ્યો, દુન્યા તમોને રમત-ગમતમાં ન લગાડી આપે જેવો મને લગાડી આપ્યો જે કાંઈ ભેગું કર્યું છે એને વારસદારો માટે છોડી દો-રહેવા દો, અને અલ્લાહ કયામતના દિવસે મારાથી સંપૂર્ણ હિસાબ લેશે, તમે લોકો પણ મારા પછી આવશો.' આ હદીષ શરીરૂને ઈબ્ને અબી દુનિયાએ કબ્રોની વિગત'ના શિર્ષકમાં વર્ણવી છે.

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'હઝરત દાઉદે (અ.સ.) અલ્લાહથી સવાલ કર્યો 'ઓ અલ્લાહ ! જે માણસ જનાઝહની સાથે (કબ્રસ્તાન) આવે એને શું જવાબ મળશે ?' ફરમાવ્યું 'ઓ દાઉદ ! જ્યારે એ માણસ મરણ પામશે તો મારા ફરિશ્તાઓ એના જનાઝહ પાછળ ચાલશે અને હું એની રૂહ ઉપર રહમત ઉતારીશ.' અને આજ પ્રમાણેની હદીષ હઝરત અબૂ ખુલ્દએ પણ વર્ણવેલ છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, ફરિશ્તાઓ જનાઝહની આગળ-પાછળ ચાલે છે અને અંદર-અંદર પૂછે છે કે એણે આખિરતના માટે શું કામો કર્યા છે ? જ્યારે માણસો પૂછે છે કે, એણે કેટલો માલ છોડયો ?

## પ્રકરણ તેરમું :
## મુસલમાનના મરણથી જમીન–આસ્માન રડે છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'દરેક માણસના માટે આકાશમાં બે દરવાજા-બારણાંઓ હોય છે. એક દરવાજેથી એના નેક કામો જાય છે અને બીજા બારણેથી એના માટે રોઝી આવે છે, જ્યારે મુસલમાન બંદો મરણ પામે છે તો આ બંને બારણાંઓ રડે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે કોઈએ મને પ્રશ્ન પૂછ્યો કે, કુર્આન શરીફમાં 'ફમાં-બકત અલ્ય હિ મુસ્સમાઉવલ-અર્દ' અર્થાત :– 'એમના (મરણ)થી આસ્માન અને જમીને રૂદન ન કર્યું. આ આયતમાં આકાશ અને ધરતીના રૂદનનું વર્ણન છે તો શું એ બંને રડે ખરાં ? (મે) જવાબ આપ્યો, 'હાં, જરૂર રડે છે' જેટલી મખ્લૂક છે એ

બધા માટે આકાશ અને ધરતી રડે છે. (મુસલમાનના માટે) એક બારણેથી રોઝી આવે છે, અને બીજા બારણેથી એના નેક કામો ઉપર જાય છે. હવે જ્યારે એ મરણ પામે છે તો આકાશના એ બન્ને બારણાઓ બંધ થઈ જાય છે એટલે એ બન્ને દરવાજા એના (મરણ)થી રૂદન કરે છે. જે જમીન પર એ નમાઝ પઢતો હતો તે જગ્યા એના (મરણ)થી નમાઝ માટે મુસલ્લો નથી જોતી, અને એની તસ્બીહ નથી સાંભળતી તો તે જમીન પણ રડવા લાગે છે. કુર્આન શરીફમાં જે વર્ણન છે કે એમના ઉપર આકાશ અને ધરતીએ રૂદન ન કર્યું એ ફિરઔનની કૌમ માટે છે કારણ કે એ કૌમના રજ પણ સારા કામો ન તો ધરતી પર હતા અને ન તો આકાશમાં. આ હદીષ શરીફને ઈબ્ને જરીર (રહ.)એ પોતાની તફસીરમાં લખેલ છે.

હઝરત શુરૈહ હઝરમી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જ્યારે મુસલમાન મુસાફરીમાં મરણ પામે છે અને એના માટે (દુઃખ વ્યકત કરી) રડનાર કોઈ નથી હોતું તો એના (મૃત્યુ) પર આકાશ અને જમીન રડે છે. અને કાફિરના મરવાથી નથી રડતાં જેમકે કુર્આન શરીફમાં અલ્લાહતઆલા ફરમાવે છે કે, 'ફમાં બકત' એમના મરણથી આકાશ અને જમીને રૂદન ન કર્યું.-(કુર્આન શરીફ)

હઝરત મુજાહિદ (રહ.)થી રિવાયત છે કે, મુસલમાનના મરવાથી જમીન અને આસ્માન ચાલીસ દિવસ સુધી રડે છે અને હઝરત અતા ખુરાસાની (રહ.)થી રિવાયત છે કે, 'મુસલમાને જે-જે જમીન ઉપર સિજદા કર્યા હતા તે બધી જ જમીન કયામતના દિવસે એના માટે સાક્ષી આપશે અને એના મરવાથી રડે છે. હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે મુસલમાનના મરવાથી જમીન ચાલીસ (૪૦) દિવસ સુધી રડે છે.

હઝરત અબૂ ઉબય્દા (રદિ.)થી રિવાયત છે કે જ્યારે મુસલમાન મરણ પામે છે તો જમીન બૂમ પાડી કહે છે કે 'અલ્લાહના મુસલમાન બંદાનું મરણ થઈ ગયું.' પછી જમીન અને આસ્માન એના (મરવાથી) રડે છે. અલ્લાહતઆલા પૂછે છે તમો બંને શા માટે મારા બંદાના મરણથી રડો છો ? તેઓ જવાબ આપે છે કે, જે જગ્યાએથી એ બંદો પસાર થતો હતો અલ્લાહની યાદ કરતો જતો હતો. (હવે તે યાદ-ઝિક્ર બંધ થઈ ગયું એટલે રૂદન કરીએ છીએ.)

હઝરત મુહમ્મદ ઈબ્ને કૈસ (રદિ.)થી રિવાયત છે કે, આકાશ અને જમીન જ્યારે મુસલમાનના (મરણથી) રડે છે તો આસ્માન કહે છે

કે, 'આ બંદાના નેક કામો હંમેશા મારા તરફ આવતાં હતાં,' અને જમીન કહે છે કે, 'એ હંમેશા મારા ઉપર (રહી) સારા કામો કરતો હતો.' હઝરત અતા, સુફયાન ષૌરી અને હસન (રહ.) ફરમાવે છે કે, 'વાદળના કિનારે જે લાલાશ છે તે એના રડવાનો અસર છે.'

હઝરત હસન (રદિ.)થી રિવાયત છે કે, અલ્લાહતઆલા મુસલમાનની રૂહ જ્યારે પ્રવાસમાં ખેંચી લે છે તો એની પ્રવાસની સ્થિતિને ધ્યાનમાં રાખી એના ઉપર અઝાબ નથી કરતા. અને ફરિશ્તાઓને હુકમ આપે છે કે એના માટે (અહીં મુસાફરીમાં) કોઈ રડનાર નથી માટે તમો રડો.

## પ્રકરણ ચૌદમું :
## જે જમીનમાં પૈદા થયો છે ત્યાં જ દફન થશે.

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.) મદીના શરીફમાં એક બાજુ જઈ રહ્યા હતા. (ત્યાં) એક જમાઅતને જોઈ જે કબ્ર ખોદી રહી હતી. આપે પૂછયું કોના માટે કબ્ર ખોદી રહ્યાં છો ? લોકોએ જવાબ આપ્યો કે હબ્શા દેશનો એક માણસ અહીં આવી મરણ પામ્યો હતો (તેના માટે), આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'લાઈલાહ ઈલ્લલાહ ! જેનાથી એ પૈદા થયો હતો તે માટી એને અહીં ખેંચી લાવી છે.' આ હદીષ શરીફને ઘણાં સહાબા (રદિ.) વર્ણન કરી છે. હિલાલ ઈબ્ને યસાફ (રદિ.)એ કહ્યું : 'જે કોઈ પણ પૈદા થાય છે તેની દુંટીમાં તે જગ્યાની માટી હોય છે જ્યાં એ દફન થવાનો છે.'

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે જે ફરિશ્તો (માના) પેટમાં બાળક માટે નકકી કરવામાં આવ્યો છે. તે પેટમાંથી ગર્ભ બાબત અલ્લાહથી પૂછે છે કે, આ (ગર્ભ)થી બાળક પૈદા થશે કે નહીં ? જો 'પૈદા થશે' એવો જવાબ મળે છે તો ફરી પૂછે છે 'ઓ અલ્લાહ ! એની રોજી કેટલી ? કઈ જમીન ઉપર મરણ પામશે ? કેટલા વર્ષનો થશે ? કેવા કામો કરશે ?' અલ્લાહતઆલા જવાબ આપે છે કે, લવ્હેમહફૂઝ'માં જોઈ લો 'ફરિશ્તો' 'લવ્હેમહફૂઝ'માં જૂએ છે, જેમાં એની રોઝી, જમીન ઉપર ચાલવું જીવનના વર્ષો અને કેવા કામો કરશે એ બધું જ લખેલું હોય છે, પછી જે જમીનમાં દફન થવાનો હશે ત્યાંની માટી લાવી ગર્ભમાં ભેગી કરે છે અને બાળકનો આકાર-રૂપ બનાવે છે. 'મિન્હા ખલકનાકુમ-વફી-હાનુઈદુકુમ' (આ જમીનમાંથી હમોએ તમોને પૈદા કર્યા અને ત્યાં જ

તમને દફન કરીશું)નો અર્થ જ એ છે.

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)ની બીજી હદીષ શરીફમાં આ પ્રમાણે છે કે જ્યારે ફરિશ્તાના પૂછવાથી અલ્લાહતઆલા જવાબ આપે છે કે 'બાળક પૈદા થશે' તો ફરિશ્તો ફરીથી પૂછે છે કે 'છોકરો' કે 'છોકરી' ? સારો કે નઠારો ? કેટલી ઉમરનો થશે ? કયાં કયાં જશે ? કેટલી રોઝી મળશે ? કઈ જમીન ઉપર મરણ પામશે ? અલ્લાહતઆલા ફરમાવે છે કે, 'લવ્હેમહફૂઝ'માં જોઈ લો જેમાં આ ગર્ભ વિષે બધી જ માહિતી છે, ફરિશ્તો 'લવ્હેમહફૂઝ' જોઈને ગર્ભથી પૂછે છે કે તારો અલ્લાહ કોણ છે ? જવાબ આપે છે, 'અલ્લાહ' ફરી પૂછે છે. 'તને રોઝી આપનાર કોણ છે ? તે જવાબ આપે છે. 'અલ્લાહ' આ પ્રમાણે સાત વાતોનો સવાલ કરે છે, અને દરેકના જવાબમાં (ગર્ભ) કહે છે 'અલ્લાહ' પછી એ (ગર્ભથી) બાળક પૈદા થાય છે જે પોતાના સગાંઓ સાથે રહે છે, પોતાની રોઝી ખાઈ પીએ છે અને જમીન ઉપર ચાલે છે, અને મૌત આવે છે તો મરણ પામે છે. આ હદીષ શરીફને હાકિમ અને તિરમિઝી (રહ.)એ 'નવાદિરૂલ ઉસૂલ'માં લખેલ છે.

હઝરત મતર ઈબ્ને ઉકામિસ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જ્યારે અલ્લાહતઆલા 'મલિકુલમૌત'થી હુકમ કરે છે કે, 'ફલાણાની રૂહ ફલાણી જગ્યાએ ખેંચી લો' ત્યારે એ જમીનમાં જવાની એને જરૂરત ઉભી થઈ જાય છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, પોતાના મુર્દા-મય્યતને નેક લોકોની કબ્રોના વચમાં દફન કરો. એટલા માટે કે જીવતા માણસોને ખરાબ પડોશીથી તકલીફ પડે છે એ જ પ્રમાણે મય્યતને પણ ખરાબ પડોશી (મય્યત)થી તકલીફ પહોંચે છે.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જ્યારે તમારામાંથી કોઈ મરણ પામે તો એને સારું કફન પહેરાવો અને જલ્દીથી (કબ્રસ્તાન) લઈ જાઓ, કબ્ર ઉંડી બનાવો અને ખરાબ પડોશથી એને દૂર રાખો.' સહાબા (રદિ.)એ પૂછયું 'એ અલ્લાહના રસુલ (સ.અ.વ.) ! આખિરતમાં પણ સારા પડોશથી લાભ થાય છે ?' આપે પૂછયું (સહાબાથી કે) દુનિયામાં લાભ થાય છે ? બધાએ જવાબ આપ્યો, 'હાં, થાય છે.' તો આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, 'એ જ પ્રમાણે' આખિરતમાં પણ લાભ થાય છે.

હઝરત અબ્દુલ્લાહ મુઝની (રદિ.)થી રિવાયત છે કે, એક માણસનું મદીના શરીફમાં મરણ થયું એને ત્યાં જ દફન કરવામાં આવ્યા. કોઈએ સ્વપ્નામાં જોયું કે, એ (મરનાર) અઝાબમાં સપડાયલો છે, પછી સાતમાં આઠમાં દિવસે (ફરી સ્વપ્નામાં) જોયું કે તે જન્નતમાં છે. સ્વપ્નુ જોનારે સ્વપ્નામાં જ તે મરનારથી પૂછયું કે પહેલાં તમો અઝાબમાં હતા અને આઠ દિવસ બાદ જન્નતમાં એનું શું કારણ ? તો એ (મરનારે) જવાબ આપ્યો, 'મારા (મૃત્યુ) પછી એક નેક માણસ અહીં (મારા સાથે) દફન કરવામાં આવ્યો, એણે અલ્લાહતઆલાથી પોતાની સાથે (આજુબાજુમાં દફન થનાર) ચાલીસ માણસો માટે બક્ષીશની દુઆ કરી તો અલ્લાહતઆલાએ એની દુઆ કબૂલ કરી લીધી એટલે એ ચાલીસમાં હું પણ હતો (જેથી મારી પણ બક્ષીશ થઈ અને હું અઝાબમાંથી છૂટો થઈ જન્નતમાં પહોંચી ગયો.)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે જનાઝહ સાથે જનારા લોકો માટે અલ્લાહતઆલા એક ફરિશ્તો નકકી કરી આપે છે, જ્યારે લોકો મય્યતને દફન કરી પાછા ફરે છે તો એ ફરિશ્તો કબ્ર પરથી એક મુટ્ઠી માટી લઈ એમના તરફ નાંખે છે અને કહે છે કે, 'તમો લોકો તમારી દુન્યા (ઘરો) તરફ પાછા જાવ, અલ્લાહતઆલા તમારા દિલોમાંથી તમારી આ મય્યતની (યાદ) ભૂલાવી દે' એટલા માટે લોકો મય્યતને ભૂલી જાય છે અને પોતાના દુન્યવી કામોમાં લાગી જાય છે, મતલબ કે જાણે મય્યત આ લોકોના (સમૂહ)માંથી ન હતી અને આ લોકો મય્યતના (સમૂહ)માં ન હતા. આ હદીષ શરીફ ને 'મુસ્નદુલ ફિરદૌસ'માં વર્ણન કરેલ છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે અલ્લાહતઆલાએ કબ્રસ્તાનમાં એક ફરિશ્તો નકકી જ કરી રાખ્યો છે. જ્યારે લોકો મય્યતને દફન કરી પાછા ફરે છે તો એ ફરિશ્તો કબ્રની માટીમાંથી એક મુટ્ઠી માટી લઈ લોકો તરફ નાંખે છે અને કહે છે, 'તમે લોકો તમારી દુન્યા (ઘરો) તરફ પાછા જાવ અને પોતાની મય્યતને ભૂલી જાવ.'

## પ્રકરણ પંદરમું :
## દફન કરતી વેળા શું પઢે અને તલ્કીન બાબત

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે જનાઝો કબ્ર પાસે આવી જાય, અને બધા લોકો બેસી જાય તો તમો ન બેસો બલ્કે કબ્રના

પાસે ઊભા રહો જ્યારે મય્યતને કબ્રમાં ઉતારો તો 'બિસ્મિલ્લાહિ-વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહ' પઢો, ઓ અલ્લાહ ! આ બંદો તારી પાસે આવે છે તું એની સંભાળ રાખનાર છે, એણે દુન્યાન છોડી દીધી છે, તું એની આખિરતને દુન્યાથી સારી બનાવી દે તેં ફરમાવ્યું છે કે, 'જે કાંઈ મારી પાસે છે તે નેક કામો કરવાવાળાઓ માટે ઉત્તમ છે.'

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું કે, 'જ્યારે તમારો કોઈ મરણ પામે તો મોડું ન કરો અને એને જલ્દીથી કબ્રસ્તાનમાં લઈ જાઓ. (દફન કર્યા બાદ) એની કબ્રના માથાના ભાગ પાસે 'સૂરએ બકરહ'ની શરૂઆતની આયતો અને પગના તરફ છેવટની આયતો પઢો.'

અબ્દુર્રહમાન ઈબ્ને અલા (રહ.)એ મરતી વેળા પોતાના છોકરાથી વસિય્યત કરી કે, જ્યારે મને કબ્રમાં ઉતારો તો-'બિસ્મિલ્લાહિ વઅલા-મિલ્લતિ રસૂલિલ્લાહ' પઢજો, પછી માટી નાંખી કબ્ર બરાબર કરજો, અને માથા પાસે 'સૂરએ બકરહ'ની શરૂઆતની આયતો અને પગ પાસે છેવટની આયતો પઢજો.' કારણ કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી આ પ્રમાણે જ સાંભળ્યું છે.

**ફાયદો :–** માટી નાંખી કબ્ર બરાબર કર્યા બાદ માથા પાસે 'અલિફ લામ-મિમ'થી 'હુમુલ મુફલિહૂન' સુધી અને પગ પાસે છેવટની આયતો એટલે 'આમનર્રસૂલું'થી સૂરત પૂરી થતાં સુધી પઢો. (આયત નં. ૨૮૫ ની ૨૮૬ પૂરી) આ આયતો મય્યતના માટે સિફારિશ-ભલામણ કરે છે, અને કબ્રના અઝાબથી બચાવે છે.

હઝરત ખયશમહ (રદિ.)થી રિવાયત છે કે, લોકો મય્યતને દફન કર્યા બાદ આ પ્રમાણે પઢવાને મુસ્તહબ (સારૂ) જાણતા હતા. બિસ્મિલ્લાહિ-વફી-સબીલિલ્લાહિ-વઅલા-મિલ્લતિ રસૂલિલ્લાહિ' ઓ અલ્લાહ ! એને કબ્ર અને દોઝખના અઝાબથી બચાવી લે અને શયતાનની ખરાબીઓથી એની હિફાઝત ફરમાવ, એની કબ્ર પહોળી અને પ્રકાશીત (અજવાળાવાળી) કર અને એને પયગમ્બરો સાથે મેળવી દે.

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે તમારો કોઈ મુસલમાન ભાઈ મરી જાય તો કબ્રને (માટી નાંખી) બરાબર સરખી કર્યા પછી એના માથા પાસે ઉભા રહી કહો, 'ઓ ફલાણાંના છોકરા !' મય્યત સાંભળશે, પરંતુ જવાબ ન આપશે. ફરી કહો 'ઓ ફલાણાના છોકરા !' ત્યારે મય્યત બેઠી થશે, ફરી

કહો, 'ઓ ફલાણાના છોકરા !' ત્યારે મય્યત પૂછશે, 'શું કહો છો ?' તે વેળા તમો એને કહો 'જે વાત પર તું દુનિયામાં જીવતો હતો તેને યાદ રાખજે એટલે 'લા ઈલાહ ઈલ્લલ્લાહ' (અલ્લાહના વગર કોઈ બંદગીના લાઈક નથી) ની સાક્ષી, અને અલ્લાહને પાલનહાર, ઈસ્લામને ધર્મ, હઝરત મુહમ્મદ (સ.અ.વ.) ને રસુલ, અને કુર્આન શરીફને ઈમામ-પેશ્વા માનવાનું યાદ રાખજે.' તે વેળા 'મુન્કર' અને 'નકીર' એકબીજાનો હાથ પકડી કહે છે. 'અહીંથી ચાલો (કારણ કે) એની પાસે બેસીને શું કરીશું ? એને તો આખિરતની દલીલ (કામયાબ થવાનો નુસ્ખો વઝીફો) શીખવાડી દેવામાં આવ્યો અને અલ્લાહતઆલા એની આ દલીલ (વઝીફો) કબુલ કરી લે છે.' (નોંધ : એ ફલાણાના છોકરા ! તો ફલાણાની જગ્યાએ એની માતાનું નામ બોલે દા.ત. :- એ આમિનહના છોકરા !) એક માણસે આપ (સ.અ.વ.)થી પૂછયું, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! જો એની માતાનું નામ યાદ ન હોય તો ?' આપ (સ.અ.વ.) એ જવાબ આપ્યો, તો હઝરત 'હવ્વા' (અ.સ.)નું નામ બોલે. (હકીકતમાં આદમ (અ.સ.) આપણા બાપ અને હવ્વા (અ.સ.) આપણાં 'માં' છે ને ! અનુવાદક) આ હદીષ શરીફને તબ્રાનીએ 'કબીર'માં વર્ણન કરેલ છે.

હઝરત અબુ ઉમામહ બાહિલી (રદિ.)થી રિવાયત છે કે, એમણે (પોતે) વસિય્યત કરી કે જ્યારે હું મરી જાઉં, અને મને દફન કરી દો તો મારા માથા પાસે એક માણસ ઉભો રહી (આ પ્રમાણે) કહે 'ઓ સદા' ઈબ્ને 'અજલાન' ! તમે દુનિયામાં જે હાલતમાં જીવતા હતા તેને યાદ રાખજો એટલે અલ્લાહના એક હોવાનું અને હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ને અલ્લાહના રસૂલ માનવાનું યાદ રાખજો' ('સદા' એ અબુ ઉમામહ (રદિ.)નું નામ છે.)

હઝરત રાશિદ જમીરહ અને હાકિમ રહ. થી રિવાયત છે કે, 'જ્યારે મય્યતની કબ્ર બરાબર સરખી કરીને પાછા ફરવા લાગો તો મુસ્તહબ છે કે કબ્રના પાસે ઉભા રહી મય્યતને ત્રણ વખત કહો કે, 'ઓ મય્યત ! તું આવું બોલ કે અલ્લાહ મારા પાલનહાર છે અને ઈસ્લામ મારો ધર્મ છે, અને હઝરત મુહમ્મદ (સ.અ.વ.) નબી છે.'

**ફાયદો :–** 'મુસ્તહબ આ છે કે દફન કર્યા બાદ થોડીવાર કબ્ર પાસે ઉભા રહો અને મોઢું કિબ્લા તરફ અને પીઠ મય્યત તરફ કરી દુઆ કરો કે, ઓ અલ્લાહ ! આ તારો બંદો છે તું એને સારી રીતે ઓળખે છે અને હમે લોકો જાણીએ છીએ કે એણે સારા કામો કર્યા છે હવે તે એને

સવાલ જવાબ કરવા માટે (કબ્ર)માં બેસાડયો છે તો એને આખિરતની સાક્ષી ઉપર મજબુત રાખજે જેમકે તમોએ દુનિયામાં એને મજબૂત રાખ્યો, 'ઓ અલ્લાહ, ? તમો એના ઉપર દયા રહમ ફરમાવો અને પોતાના નબી હઝરત મુહમ્મદ (સ.અ.વ.)ની સાથે કરી દો અને એને ગુમરાહ ન કરો (ખરાબ રસ્તે ન લઈ જાવ) અને એને સવાબથી ખાલી નહીં રાખો' ઈમામ તિરમિઝી (રહ.)એ કહ્યું છે કે-કબ્રના પાસે ઉભા રહી દુઆ કરવાથી મય્યતને મદદ (લાભ) મળે છે.'

## પ્રકરણ સોળમું :
## કબ્રના ભીંચવા બાબત

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે, એક જનાઝહ (ની નમાઝના) માટે અમે લોકો નબી (સ.અ.વ.) ના સાથે રવાના થયા જ્યારે કબ્રના નઝદીક પહોંચ્યા તો આપ (સ.અ.વ.) કબ્રના એક કિનારા પર બેસી અંદર જોવા લાગ્યા, અને ફરમાવ્યું કે 'મુસલમાનને (કબ્રમાં) એવો દબાવવામાં આવે કે એની ડોક, છાતી અને પાંસળીઓના હાડકાં ટુકડે-ટુકડા થઈ જાય છે અને કાફિરના માટે (કબ્રમાં) આગ ભરી દેવામાં આવે છે' અને આપ (સ.અ.વ.)એ આપણ ફરમાવ્યું કે, કબ્રમાં અવશ્ય દબાવવામાં આવે છે અને એ (દબાણથી જો કોઈને છૂટકારો મળતે તો હઝરત સઅદ ઈબ્ને મુઆઝ (રદિ.)ને મળતે.'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે હઝ. સઅદ ઈબ્ને મુઆઝ (રદિ.)ને દફન કરવામાં આવ્યા તો નબી (સ.અ.વ.)એ તસ્બીહ પઢી અને બધા લોકોએ પણ મોડે સુધી તસ્બીહ પઢી, પછી આપે તકબીર કહી અને બધા લોકોએ પણ તકબીર કહી સહાબા (રદિ.)એ પૂછયું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આપ તસ્બીહ શા માટે પઢયા ?' આપે જવાબ આપ્યો કે, જ્યારે એની રૂહ અર્શના નઝદીક પહોંચી તો અર્શ ખુશીના કારણે હલવા લાગ્યો અને એના માટે સાતેવ આકાશના દરવાજા ખોલી દેવામાં આવ્યા, અને એમની જનાઝહની નમાઝ માટે સિત્તેર હજાર ફરિશ્તાઓ હાજર હતા વળી એમની કબ્ર સાંકડી થઈને એકબીજા સાથે મળી ગઈ હતી પરંતુ મારી દુઆથી અલ્લાહ તઆલાએ (કબ્રને) પહોળી કરી આપી.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)ની છોકરી હઝરત ઝયનબ (રદિ.)નો ઈન્તિકાલ થયો તો હમો

લોકો જનાઝો લઈ નીકળ્યા, આપ (સ.અ.વ.) ને દુઃખ થયું અને ચિંતાતુર થઈ ગયા (એટલે) થોડીવાર માટે કબ્ર પાસે બેઠા અને આકાશ તરફ જોતા રહ્યા પછી કબ્રમાં દાખલ થયા (કબ્રમાં ઉતર્યા) અને વધારે ચિંતાતુર થઈ ગયા થોડીવાર પછી આપ ખુશ થયા અને સ્મિત ફરમાવ્યું (આહિસ્તા હસ્યા) હમો લોકોએ (આપના દુઃખી થવાનું અને પાછળથી હસવાનું) કારણ પૂછયું આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો. મને કબ્ર સાંકડી થવાનું યાદ આવ્યું એટલે ઝયનબ (રદિ.)ની નિર્બળતા-કમઝોરીનો વિચાર આવતાં જ હું ચિંતાતુર થયો, પછી મેં અલ્લાહ તઆલાથી આસાની-સહુલત માટેની દુઆ કરી, અલ્લાહ તઆલાએ આસાની કરી. તે છતાં પણ કબ્રના મળી જવાનો એવો અવાજ થયો કે એ અવાજ માણસો અને જિન્નાતોના વગર પૂર્વથી પશ્ચિમ સુધીના બધા જ જાનવરોએ સાંભળ્યો. આજ પ્રમાણે ની હદીષ શ. હઝરત ઈબ્ને ઉમર (રદિ.)એ પણ આપની છોકરીના વિષે વર્ણન કરેલ છે.

રિવાયત છે કે નબી (સ.અ.વ.)એ એક છોકરો અથવા છોકરીની જનાઝહની નમાઝ પઢી અને ફરમાવ્યું કે, 'જો કોઈ કબ્રના દબાણથી છૂટકારો પામતે તો આ છોકરો છૂટકારો પામત.'

ઈબ્ને અબી મુલયકહ (રદિ.) ફરમાવે છે કે કોઈ માણસ કબ્રના દબાવવાથી સુરક્ષિત (મહફુઝ) નથી રહ્યો અને ન તો હઝ. સઅદ ઈબ્ને મઆઝ (રદિ.) કે જેમનો 'રૂમાલ' દુન્યા અને દુન્યાની દરેક વસ્તુથી અતિ ઉત્તમ છે-ઘણો સારો છે.

હઝરત હસન (રદિ.) કહે છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે સઅદ ઈબ્ને મુઆઝ (રદિ.)ને દફન કરવામાં આવ્યા તો કબ્રે એમને એવા દબાવ્યા કે તેઓ બાલ (જેવા પાતળા) થઈ ગયા. અને આ (દબાવવાનું) એટલા જ માટે બન્યું કે તેઓ પેશાબ કર્યા બાદ બરાબર સારી રીતે સફાઈ ન કરતા હતા.

હઝરત ઈબ્રાહીમ ગનવી (રદિ.)થી રિવાયત છે કે એક માણસ હઝરત આઈશા (રદિ.) પાસે આવ્યો, તેવામાં એક નાના છોકરાનો જનાઝો ત્યાંથી પસાર થયો તો એ જોઈ આપ રડવા લાગ્યાં, મેં પૂછયું આપ શા માટે રડો છો ? હઝરત આઈશા (રદિ.)એ જવાબ આપ્યો. 'મને આ નાના છોકરા પર દયા આવે છે એ બિચારાને પણ કબ્રમાં દબાવવામાં આવશે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)

એ ફરમાવ્યું, 'ફાતિમહ બિન્તે અસદના વગર કબ્ર કોઈને ન દબાવે એ શકય જ નથી.' કોઈએ પૂછયું આપના ફરઝંદ હઝરત કાસિમ (રદિ.)ના માટે પણ કબ્રનું દબાવવું માફ નથી ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, કાસિમ તો શું પરંતુ ઈબ્રાહીમના માટે પણ માફ નથી. (હઝરત ઈબ્રાહીમ એ તો કાસિમ (રદિ.)થી નાનાં હતા આ બન્ને આપ (સ.અ.વ.)ના ફરઝંદો છે.

હઝરત આઈશા બિન્તે મુસય્યબ (રહ.)થી રિવાયત છે કે, હઝરત આઈશા (રદિ.)એ કહ્યું : 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! જ્યારથી આપે મને 'મુન્કર' અને 'નકીર' તથા કબ્રના દબાવવાથી-બિવડાવી છે ત્યારથી મને કોઈ પણ વસ્તુ સારી નથી લાગતી. આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, 'ઓ આઈશહ ! ઈમાનવાળા માટે 'મુન્કર' અને 'નકીર'નો અવાજ ઘણો સરળ-સુંદર લાગશે જેમકે આંખમાં સુરમો નાંખવો, અને કબ્રનું દબાણ એવું લાગશે જેમકે બાળકના માથામાં દર્દ થતું હોય અને માયાળુ માતા એનું માથું દબાવે. પરંતુ ઓ આઈશહ ! ખરાબ-અઝાબ તેના માટે છે જે અલ્લાહના વિષે શંકા કરે તેને કબ્રમાં એવો દબાવવામાં આવશે જેમકે ભારે પત્થરના નીચે ઈંડું કચડી નાંખવામાં આવે છે.

હઝરત રકાશી (રદિ.)થી રિવાયત છે, મૈયતને જ્યારે કબ્રમાં મૂકવામાં આવે છે તો એના કરતૂતો-કામો એને ચારેવ બાજુએ ઘેરી લે છે. અને કહે છે, 'એ બંદા ! તારા ઘરવાળા અને દોસ્તો તને છોડીને ચાલ્યા ગયા અને તું કબ્રમાં એકલો-અટુલો પડયો છે હવે મારા વગર તારું કોઈ સાથ આપનાર નથી.'

હઝરત અતા (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે મૈયતને કબ્રમાં રાખવામાં આવે છે તો બધાથી પહેલી વસ્તુ જે એની પાસે આવે છે તે એના અમલો છે એ અમલો એની જાંઘ પકડી હલાવશે કે 'હું તારા કરતુતો છું' મૈયત એ અમલોને પૂછશે કે મારા ઘરવાળા અને મારા બાળ-બચ્ચાં કયાં છે ? અને મારા કુટુંબીઓ અને નોકર-ચાકર કયાં છે ? તે જવાબ આપશે 'તેં તારા ઘરવાળાઓ, બાળબચ્ચાં અને નોકરો વગેરેને દુનિયામાં છોડયાં, મારા વગર તારી સાથે કોઈ નથી આવ્યું' મૈયત કહેશે કે, 'કેવું સારૂં થાત કે દુનિયામાં એ બધાં કરતાં એ (અમલ) મેં તને જ અપનાવ્યા હોત, આજ તારા વગર મારો કોઈ સાથી નથી.

**ફાયદો :-** (૧) અબૂલ કાસિમ (રદિ.) પોતાની કિતાબ-અરવાહમાં લખે છે કે, કબ્રના દબાણથી કોઈ પણ ભાગ્યશાળી માણસ

છૂટી નથી શકતો. તફાવત ફક્ત એટલો જ છે કે કાફિરના માટે હંમેશા દબાણ રહેશે જ્યારે ઈમાનવાળો કબ્રમાં જશે તો થોડી મુદત સુધી દબાણ જશે પછી કબ્ર પહોળી થઈ જશે, અને સુબકીએ પોતાની કિતાબ 'બહરૂલ-કલામ'માં લખ્યું છે કે, જે ઈમાનવાળો અલ્લાહનો ફરમાબરદાર છે તેને કબ્રનો અઝાબ નહિં થશે, બલ્કે એના બદલે કબ્ર દબાવવામાં આવશે કારણ કે એણે અલ્લાહની નેઅમતો ખાધી અને એનો સંપૂર્ણ આભાર ન માન્યો.

(૨) હકીમ તિરમિઝી (રહ.)એ કહ્યું : કે 'માણસ જોઈએ ગમે તેટલો નેક હોય પરંતુ એનાથી ગુનોહ થઈ જ જાય છે એટલા માટે એની કબ્ર દબાવવામાં આવે છે અને આ દબાણથી એના ગુનાહ માફ થાય છે અને અલ્લાહની રહમત ઉતરે છે. હઝરત સઅદ બિન મુઆઝ (રદિ.)ની કબ્રને એટલા માટે દબાવવામાં આવી કે પેશાબ પછીની પાકીમાં એમનાથી કંઈ ઉણપ-ખામી રહી જતી હતી અને અંબિયા (અ.સ.) માટે કબ્રમાં 'મુન્કર' 'નકીર'ના સવાલ-જવાબ પણ ન થશે અને કબ્રને દબાવવામાં પણ નહિ આવે એટલા માટે કે તેઓ ગુનાહથી પાક-સાફ છે.

(૩) જે માણસ મરણ પામી જમીનના ઉપર જ રહી જાય છે (દફન નથી કરવામાં આવતા) અહિંયા સુધી કે જાનવરો ખાઈ જાય છે અથવા સડી જાય છે અથવા તો જેમને ફાંસીએ ચઢાવવામાં આવે છે, અને તેઓ કેટલાય દિવસો સુધી લટકતા રહે છે, એમના માટે પણ કબ્રનું દબાણ થાય છે પરંતુ એમને કબ્રના દબાણના બદલે 'હવા' એવી રીતે દબાવે છે કે એમના હાડકાં-પાસળાંનાં ટુકડે-ટુકડા થઈ જાય છે, પરંતુ આ બાબતને અલ્લાહ તઆલાએ માણસોથી છૂપી રાખી છે જેમકે ફરિશ્તાઓ અને શયતાનને આપણાથી છૂપા રાખ્યા છે.

(૪) આલિમોએ લખ્યું છે કે, જે માણસ ગુનાહ કરે છે તે દોઝખના અઝાબનો હકદાર બની જાય છે, પરંતુ દશ વાતો એ છે કે જેના કરવાથી દોઝખનો અઝાબ માફ કરી દેવામાં આવે છે.

(૧) સાચા દિલથી તૌબા કરે અને અલ્લાહ એની તૌબા કબૂલ કરે.

(૨) ગુનાહોની માફી માંગે અને અલ્લાહ એના ગુનાહો માફ કરી આપે.

(૩) ગુનોહ કરવા પછી કોઈ નેકી કરે તો એ નેકી ગુનાહને ખત્મ કરી આપે છે.

(૪) દુનિયામાં મુસીબત અને બીમારીમાં સપડાવવામાં આવે અને એ

મુસીબત એના ગુનાહને સાફ કરી નાંખે.

(૫) કબ્રમાં એના પર સખ્તી કરવામાં આવે અને કબ્ર દબાવવામાં આવે કે જેથી ગુનાહોની સફાઈ કબ્રમાં જ થઈ જાય અને આખિરતમાં છૂટકારો મેળવે.

(૬) મુસલમાનભાઈઓ (મરનાર માટે) ભલી દુઆઓ કરે અને એના ગુનાહોની બક્ષીસ અલ્લાહથી માંગે.

(૭) ઘરવાળાઓ, અવલાદ, દોસ્તો અને મુસલમાનો સારા કામો કરી એ (મૈયત)ને સવાબ પહોંચાડે.

(૮) કયામતના દિવસે (દુન્યા)ના પચાસ હઝાર વર્ષોનો એક દિવસ હશે જે (દિવસ)ની બીકથી જ એના ગુનાહો સાફ થઈ જાય.

(૯) પયગમ્બર (સ.અ.વ.)ની શફાઅતનો હકદાર બને.

(૧૦) અલ્લાહતઆલા પોતાની રહમતથી એને બક્ષીદે માફ કરી દે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને શિખીર (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ પોતાની બીમારીમાં 'કુલ્હુવલ્લાહુ અહદ' (ની આખી સુરત) પઢયા કરશે અને એજ બીમારીમાં મરી જશે તો કબ્રમાં અઝાબથી બચેલો રહેશે અને એને કબ્રમાં દબાવવામાં પણ નહિં આવશે અને કયામતના દિવસે ફરિશ્તાઓ પોતાના હાથથી ઉંચકી એને 'પૂલસિરાત' પરથી પસાર કરી જન્નતના દરવાજા સુધી પહોંચાડી આપશે.

## પ્રકરણ સત્તરમું :
## મૈયત સાથે કબ્રનું વાત કરવું

હઝરત અબૂ સઈદ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે (મૌત) દુનિયાની બધી જ મધુરતા-મીઠાસને ખત્મ કરવાવાળી છે તેને યાદ કરો. 'એટલા માટે કે કબ્ર દરરોજ કહે છે, 'તમો તમારૂં વતન-દેશ છોડી મારી અંદર આવશો, હું એકલતાનું ઘર છું, મારી અંદર સાંપ, વીંછી અને કીડા-મંકોડાઓ છે' અને જ્યારે મુસલમાન બંદાને દફન કરવામાં આવે છે, તો કબ્ર કહે છે, 'તમારૂ અહિં આવવું મુબારક, જે લોકો દુનિયામાં હરતા-ફરતા હતા તેમાં તું સારો હતો, હવે તું મારી પાસે આવ્યો અને મને સોંપવામાં આવ્યો, હવે તું મારી દયા

મહેરબાની જો' બસ પછી જમીન પહોળી થશે અને જન્નત તરફના દરવાજા ખોલી દેવામાં આવશે.

અને જ્યારે ખરાબ અને કાફિરને દફન કરવામાં આવે છે તો કબ્ર કહે છે, તારૂ અહિં આવવું લાભકર્તા નથી-પસંદ નથી જે લોકો દુનિયામાં જીવતા હતા તેમાં તું ખરાબ હતો, આજે તું મારી પાસે આવ્યો છે હવે હું તને મારી શકિત બતાવીશ' તે પછી કબ્ર એવી ભીંચાશે જેનાથી એના હાડકાં પાંસણાં ટુકડે-ટુકડા થઈ જશે અને અલ્લાહ તઆલા એના માટે સિત્તેર સાંપ નકકી કરી આપશે જે કિયામત સુધી એને કરડતા રહેશે જો એ સાપોમાંથી એક સાંપ જમીનના ઉપર ફુંક મારી આપે તો કિયામત સુધી જમીન ઉપર 'ઘાસ' કે 'ઝાડ'ન ઉગશે' ફરી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'કબ્ર' એ તો (સારા માણસો માટે) જન્નતનો એક ભાગ છે અને (ખરાબ માણસો માટે) એક ખાઈ છે' હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી પણ આજ પ્રમાણેની રિવાયત છે.

હઝરત અબૂલ્હુજજાજ શિમાલી રહ.થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે કબ્રમાં મૈયતને મૂકવામાં આવે છે, તો કબ્ર એને કહે છે, શું તને આ વાતનું ભાન નથી કે હું અઝાબનું ઘર છું' અંધારી કોઠડી છું, અને કીડા-મકોડાનું ઘર છું. ઓ આદમઝાદ ! (આદમ (અ.સ.)ની અવલાદ તું ઘણો બેધ્યાન હતો અને અભિમાનથી મારા ઉપર ચાલતા હતો.' જો મૈયત નેક છે તો ફરિશ્તો એના તરફથી (કબ્રને) જવાબ આપશે કે, એ તો બતાવ કે જો એ નેક હોય, અને લોકોને સારા કામોનો શોખ અપાવતો હોય અને ખરાબ કામોથી રોકતો હોય, તો પણ તું અઝાબ કરીશ ? કબ્ર જવાબ આપશે, હવે એના માટે હું હરિયાળો બાગ બની જઈશ. અને એનું શરીર નૂરનું હશે એની રૂહ અલ્લાહના તરફ જશે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે કબ્ર મૈયતને કહે છે કે, 'હું અંધારી કોઠડી છું, હું એકલતાનું ઘર છું, જો તું તારા જીવનમાં અલ્લાહ તઆલાનો ફરમાંબરદાર હતો, તો હું તારા માટે રહમત છું અને જો તું નાફરમાન હતો તો હું તારા માટે અઝાબ છું હું તે ઘર છું કે જે અલ્લાહનો ફરમાંબરદાર બંદો મારા અંદર આવે છે તો તે મારાથી ખુશ થઈ કિયામતના દિવસે ઉઠશે, અને જે નાફરમાંબરદાર બંદો આવશે તે મારાથી બરબાદ થઈ કિયામતના દિવસે ઉઠશે.' આજ પ્રમાણેની હદીષ શરીફ હઝરત બિલાલ ઈબ્ને સઅદ અને બરાઅ ઈબ્ને-આઝિબ (રદિ.)થી પણ રિવાયત છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, કે લોકો ! પોતાની કબ્રની તૈયારી કરી લો એટલા માટે કે કબ્ર દરરોજ સાત વખત તમોને કહે છે, 'ઓ આદમ (અ.સ.)ની અવલાદ ! તમો લોકો કમઝોર છો, મારૂં દુઃખ સહન ન કરી શકશો, તમે લોકો જીવનમાં પોતાના ઉપર રહમ કરો, મારી પાસે આવતા પહેલાં (સારા કામો કરી) તમો તમારી ઉપર રહમ કરશો તો મારા અઝાબથી છૂટકારો મેળવશો.'

હઝરત મુહમ્મદ સબીહ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે મૈયતને કબ્રમાં મૂકવામાં આવે છે અને એને અઝાબ થાય છે. તો એના પડોશના મુર્દાઓ બૂમ પાડી કહે છે, 'એ માણસ ! તારી સામે તારા (મુસલમાન) ભાઈઓ દુન્યાથી પસાર થઈ ગયા-મરણ પામ્યા, અને તું જીવતો રહ્યો પરંતુ તે એમને જોઈ-શિખામણ ન લીધી, અને હમો લોકો પણ તારી સામે જ દુન્યાથી મરણ પામ્યા હતા, પરંતુ તેં તારા કામો ઠીક ન કર્યા.' ત્યાર પછી કબ્રસ્તાનની જમીન ચારેવ બાજુએ બૂમ પાડી કહેશે.' 'ઓ ગાફિલ-ધ્યાન વગરના ! તારા ઘરવાળાઓને દુન્યાએ તારી સામે જ દગો દીધો અને તારાથી પહેલાં મૌતે એમને કબ્રનો રસ્તો બતાવી દીધો, અને તેં જોયું કે એને ઉઠાવીને લઈ જવામાં આવ્યો અને કબ્રમાં દફન કરી દેવામાં આવ્યો એના દોસ્તો અને ઓળખીતાઓ બધા જ રડતા રહ્યાં. ઓ ગાફિલ ! તેં આ જોઈ નસીહત શા માટે ન લીધી ? આજે તારું રડવું-કરગરવું કંઈ લાભ ન દેશે.'

**ફાયદા :-** (૧) હઝરત સુફયાન સૌરી (રહ.) ફરમાવ્યું, જે માણસ કબ્રને યાદ કર્યા કરશે એના માટે કબ્ર જન્નતનો બાગ બની જશે, અને જે માણસ કબ્રને યાદ ન કરશે એની કબ્ર દોઝખની ખાઈ હશે.'

(૨) હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.)થી રિવાયત છે કે, બે દિવસ અને બે રાતો એવી છે કે કોઈએ એવો દિવસ અને રાત ન જોઈ હશે. કે ન તો એના વિષે સાંભળ્યું હશે.

**'પહેલો દિવસ'** તે છે જ્યારે પરવરદિગારના તરફથી ફરિશ્તો અલ્લાહની પ્રસન્નતા અથવા ગુસ્સાનો હુકમ લઈ તારી પાસે આવશે. **'બીજો દિવસ'** તે છે જ્યારે તું તારા અલ્લાહની સામે ઊભો હશે અને તારૂ 'અઅમાલનામુ' (કરતૂતોનો ચોપડો) તારા જમણા હાથમાં આપશે.

**'પહેલી રાત'** તે છે જ્યારે મૈયત પોતાની કબ્રમાં સૂઈ જશે એનાથી પહેલાં આવી (કબ્રની) રાત્રે કદી ન સૂતો હતો.

'બીજી રાત' તે છે જે રાતની સવારમાં કિયામતનો દિવસ હશે કે એના પછી રાત જ નથી.' આ હદીષ શરીફને ઈમામ બયહકી (રહ.)એ 'શુઅબુલ ઈમાન'માં લખેલ છે.

## પ્રકરણ અઢારમું :
## કબ્રનો અઝાબ અને મુન્કર-નકીરના સવાલો

કબ્રના અઝાબો અને મુન્કર નકીરના સવાલો બાબત ઘણી હદીષો આવેલી છે અને સર્વ હદીષ શરીફના વર્ણનકર્તા લાઈક અને ભરોસાપાત્ર છે જેમકે અનસ ઈબ્ને માલિક, તમીમેદારી, બશીર, કમાલ, ષવબાન જાબિર, અબ્દુલ્લાહ ઈબ્ને રવાહ, ઉબાદહ ઈબ્ને સામિત, હુઝયફા, ઝમુરહ ઈબ્ને હબીબ, ઈબ્ને અબ્બાસ, ઈબ્ને ઉમર, ઈબ્ને મસઉદ, ઉષ્માન, ઈબ્ને અફફાન, ઉમર ઈબ્ને ખત્તાબ અમ્ર ઈબ્ને આસ, મુઆઝ, ઈબ્ને જબલ, અબૂ ઉમામહ, અબૂ દરદાઅ, અબૂ રાફિઅ, અબૂ સઈદ ખુદરી, અબૂ કતાદહ, અબૂ હુરયરહ, અબૂ મૂસા, અસ્માઅ અને આઈશહ (રદિ.) વગેરા.

કબ્રનો અઝાબ અને સવાબના વિષે અમુક હદીષ આગળ આવી ગયેલ છે છતાં અહિં થોડીક હદીષ વર્ણન કરીયે છીએ કે જેથી કિતાબ ઘણી મોટી ન થઈ જાય (અને પ્રકરણ સમજવામાં સરળતા રહે.)

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે મુસલમાન મૈયતને દફન કરવામાં આવે છે તો તે સમય એવો લાગે છે કે જાણે સૂર્ય અસ્ત-ગુરૂબ થવાની તૈયારીમાં છે. તો મૈયત બેસી પોતાની આંખો મસ્ળે છે જાણે તે હમણાં જ સુઈને ઊઠયો છે.' મુન્કર-નકીર એને સવાલ કરે તો એ કહે છે, 'હમણાં મારી સાથે વાત ન કરો કારણ કે મારે અસરની નમાઝ પઢવી છે.'

હઝરત જાબિર ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે મેં આપ (સ.અ.વ.)થી સાંભળ્યું છે કે, આપ (સ.અ.વ.) ફરમાવતા હતા કે 'આદમ (અ.સ.)ની અવલાદને જે કામો માટે પૈદા કરવામાં આવી છે તેનાથી એ ગાફિલ-બેધ્યાન છે. અલ્લાહ તઆલાએ જ્યારે એ (માનવ)ને પૈદા કરવાનો વિચાર કર્યો તો ફરિશ્તાને હુકમ કર્યો કે એની રોઝી લખો, એનું આવજા કરવાનું લખો, ઝિંદગીના વર્ષો લખો, ભાગ્યશાળી કે અભાગ હોવાનું લખો, ફરિશ્તો આ બધું લખી ચાલ્યો જાય છે. પછી અલ્લાહ

તઆલાએ (માનવ) પાસે બીજો ફરિશ્તો મોકલે છે, જુવાન થતાં સુધી એની રક્ષા કરે જ્યારે એ જુવાન થઈ જાય છે તો એ (બીજો) ફરિશ્તો પણ ચાલ્યો જાય છે પછી અલ્લાહ તઆલા બીજા બે ફરિશ્તાઓ નકકી કરીઆપે છે કે એના સારા અને નઠારા કામો લખે, પછી જ્યારે મૌતનો સમય આવે છે તો એ બન્ને પણ ચાલ્યા જાય છે અને 'મલિકુલમૌત' આવે છે અને રૂહ ખેંચી લે છે અને જ્યારે દફન કરી દેવામાં આવે છે તો રૂહ એના શરીરમાં નાંખી દે છે, પછી કબ્રના બે ફરિશ્તા મુન્કર અને નકીર આવે છે અને (સવાલ કરી) એનું ઈમ્તિહાન પરિક્ષા લઈ ચાલ્યા જાય છે, પછી જ્યારે કયામતનો દિવસ આવશે તો સારા અને નઠારા કામો લખનાર ફરિશ્તા આવશે. અને એના ગળામાં જે 'અઅમાલનામું' કરતૂતોનો ચોપડો લટકાવ્યો હશે એને ખોલી એક ફરિશ્તો આગળથી દોરીને ચાલશે જ્યારે બીજો ફરિશ્તો પાછળથી હાંકી મેદાને મેહશર (કયામતના મેદાન સુધી) લઈ જશે. એ પછી રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'તમારી આગળ હિસાબ-કિતાબનું એટલું મહાન-મોટું કામ આવનાર છે કે તમો લોકોને એનું ભાન નથી અલ્લાહથી મદદ માંગો.'

હઝરત ઉબાદહ ઈબ્ને સામિત (રદિ.)થી રિવાયત છે કે જે માણસ તહજ્જુદની નમાઝ પઢવા માટે (રાત્રે) ઉઠે તો એને જોઈએ કે (કિરાઅત) થોડા જોરથી પઢે કે જેનાથી શયતાન અને નાપાક જિન્નાતો દૂર થાય, અને જે ફરિશ્તાઓ ઉપર અથવા ઘરમાં રહે છે તેઓ કાન લગાડી (કિરાઅત) સાંભળે અને એની સાથે નમાઝમાં લાગી જાય. જ્યારે સવાર પડે છે તો આ (પૂરી થનાર) રાત (બીજી) આવનાર રાતથી કહે છે 'એને તહજ્જુદના માટે ઉઠાવી દેજે, અને એના ઉપર નમ્રતા કરજે' આ જ પ્રમાણે દરેક રાત્રિ એક બીજી રાતથી વસિય્યત કરે છે. જ્યારે એના મૃત્યુનો સમય આવે છે. તો કુર્આન શરીફ માથા પાસે ઉભું રહે છે, જ્યારે ગુસ્લ અને કફન પહેરાવી નવરા થાય છે તો એ (કુર્આન શરીફ) મૈયતની છાતી અને કફનના વચમાં આવી જાય છે. અને દફન કરવામાં આવે છે તો (કુર્આન શરીફ) મૈયત અને મુન્કર-નકીરના વચમાં આડ બનીને આવી જાય છે. બન્ને ફરિશ્તાઓ (કુર્આન શરીફથી) કહે છે. 'તું જરા વચમાંથી ખસી જા હમો એ (મૈયુત)થી સવાલો કરી લઈયે.' (કુર્આન શરીફ) કહે છે, 'ખુદાની કસમ ! હું એનાથી રજ માત્ર પણ દૂર નહિં હટુ જ્યાં સુધી કે એને જન્નતમાં દાખલ કરાવી ન લઉં જો તમે બન્ને (ફરિશ્તાઓ)ને આ (મૈયત) વિષે અલ્લાહ તઆલાનો જે કાંઈ પણ હુકમ હોય તેને પૂરો કરો.' પછી કુર્આન શરીફ મૈયતના તરફ જોઈને કહે છે, 'તું મને ઓળખે છે ?'

તે કહે છે 'હું તને નથી ઓળખતો (કુર્આન શરીફનું જે સ્વરૂપ હમણાં હુન્યા છે તે સ્વરૂપમાં નહિ હશે એટલે કયાંથી ઓળખે) એટલે કુર્આન શરીફ પોતે કહેશે 'હું કુર્આન શરીફ છું, મારા (હુકમો) પર તે અમલ કર્યો છે મેં તને રાત્રે જાગૃત રાખ્યો અને દિવસના ભૂખો-તરસ્યો રાખ્યો, અને તારી મહેચ્છાઓ-ખ્વાહિશોને પૂરી થવા ન દીધી અને તારા કાન તથા આંખોને (ખરાબ વસ્તુઓથી) બચાવી રાખ્યા. તું મને સર્વ દોસ્તોથી સાચો દોસ્ત માનીશ, અને સર્વ ભાઈઓથી સારો ભાઈ પામીશ. તું ખુશ થઈ જા તને મુન્કર-નકીરના (સવાલો-જવાબ) પછી બીજો કોઈ ભય નથી, પછી મુન્કર-નકીર ચાલ્યા જશે. કુર્આન શરીફ અલ્લાહ પાસે જઈ મૈયત માટે આરામ-રાહતની વસ્તુ માંગશે. હુકમ થશે લઈ જા, પછી પહેલા આસમાનથી પોતાની સાથે એક હઝાર ફરિશ્તાઓને લઈ જન્નતનું પાથરણું, લાઈટ અને સુગંધવાળા ફૂલો લાવશે, કબ્રમાં પાથરણું પાથરશે ફૂલો એની છાતી પાસે મૂકશે, અને મૈયતને જમણા પાસા પર સૂવડાવશે, પછી બધા ફરિશ્તાઓ આસ્માન તરફ ચાલ્યા જશે, અને કુર્આન શરીફ અલ્લાહને મંઝુર હશે ત્યાં સુધી કબ્ર પહોળી કરશે. આ હદીષ શરીફને ઈમામ અહમદ ઈબ્ને હંબલ રહ. અબુ ખયસમહ રહ. વગેરાએ વર્ણન કરેલ છે.

હઝરત ઉમર ઈબ્ને ખત્તાબ (રદિ.)થી રિવાયત છે કે, મને આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'ઓ ઉમર ! તમો જ્યારે ચાર હાથ ઊંડી કબ્રમાં જઈ મુન્કર-નકીરને જોશો તો તમારી હાલત શું થશે ?' મેં પૂછયું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! એ મુન્કર અને નકીર કોણ છે ? આપે જવાબ આપ્યો, એ તો કબ્રમાં પરીક્ષા લેનાર ફરિશ્તા છે, જેઓ પોતાના દાંતથી જમીનને ચીરતા ફાડતા આવશે, જેમનો અવાજ વિજળીના કડાકા જેવો હશે, એ બન્ને તમોને કબ્રમાં બેસાડશે અને બીવડાવશે, એમની પાસે લોખંડનો મોટો ગૃઝ હશે, તમારી પરિક્ષા લેશે અને જો તમો જવાબ નહિ આપશો તો તમોને એવા મારશે કે તમો ધુમાડા જેવા (ભસ્મ) થઈ જશો.' હઝરત ઉમર (રદિ.)એ પૂછયું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) એ વેળા હું ભાનમાં હોઈશ કે નહિ ? એટલે ધર્મ અને ઈમાન પર અડગતા અને સમજ શકિત બાકી રહેશે કે નહિ ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, 'હાં' બાકી રહેશે (આ સાંભળી હઝરત ઉમર (રદિ.)એ) કહ્યું : 'પછી તો કાંઈ વાંધો જ નથી હું એમના માટે પૂરતો છું.'

મુસ્લિમથી રિવાયત છે કે હઝ. અમ્ર ઈબ્ને આસ (રદિ.)એ

મરતી વેળા વસિય્યત કરી કે, જ્યારે મને દફન કરી નવરા થઈ જાઓ તો મારી કબ્રના ઉપર એટલીવાર થોભજો કે જેટલીવારમાં ઊંટને ઝૂબહ કરી એનુ ગોશ્ત વહેંચી શકાય જેથી તમારા (ત્યાં ઊભા રહેવાના) કારણ મને ગભરામણ ન થાય અને શાંતિથી ફરિશ્તાઓને જવાબ આપી શકું.

હઝરત અબુ રાફિઅ (રદિ.)થી રિવાયત છે કે, હું આપ (સ.અ.વ.)ના સાથે 'જન્નતુલ બકીઅ'માં ગયો. હું આપના પાછળ પાછળ ચાલતો હતો. ત્યાં મારા વગર બીજું કોઈ ન હતું. આપે ફરમાવ્યું, 'તું સીધા રસ્તે ન ચાલ્યો અને ભટકી ગયો.' 'મે વિનંતી કરી ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! હું કયા કારણોથી ભટકી ગયો ! આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મેં તમોને નથી કહ્યું બલ્કે આ કબ્રમાં (દફન થયેલ) મૈયતને કહ્યું હમણાં એ (મૈયતથી) મુન્કર નકીરે મારા વિષે પૂછયું તો એણે જવાબ આપ્યો કે હું આપ (સ.અ.વ.)ને નથી ઓળખતો.' (એટલા માટે મેં કહ્યું કે તું ગુમરાહ થઈ ગયો. અનુવાદક) હઝરત અબુ રાફિઅ (રદિ.) કહે છે કે, 'ત્યાં એક નવી કબ્ર બનેલી હતી. જેમાં મૈયતને દફન કરી પાણી છાંટવામાં આવ્યું હતું.' (એ કબ્રમાં દફન થયેલ માણસ વિષે આપે ફરમાવ્યું હશે. અનુવાદક)

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, મારા બારણે એક યહુદી ઔરત ભીખ માંગતી આવી અને કહ્યું : કે, મને ખાવું આપો અલ્લાહ તમોને કબ્રના અઝાબ અને 'દજ્જાલના ફિત્નાથી બચાવે' મેં એ (ઔરત)ને થોડીવાર બેસાડી રાખી અહિંયા સુધી કે આપ (સ.અ.વ.) તશરીફ લાવ્યા મેં આપ (સ.અ.વ.)થી કહ્યું : 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આ (યહુદી) ઔરત કહે છે કે, અલ્લાહ તમોને કબ્રના અઝાબ અને દજ્જાલના ફિત્નાથી બચાવે (એ શું છે ?) (હઝરત આઈશહ (રદિ.)ના આ તઅજ્જુબ) આશ્ચર્યભર્યા સવાલના જવાબમાં આપે હાથ ઉઠાવી કબ્રનો અઝાબ અને દરજ્જાલના ફિત્નાથી પનાહ માંગી પછી આપે ફરમાવ્યું, 'દજ્જાલનો ફિત્નો એવો છે કે એનાથી બધા જ પયગમ્બરોએ પોત-પોતાની ઉમ્મતને ડરતા રહેવાની સુચના આપેલ છે. હવે હું પણ તમોને એ ફિત્નાથી ડરતા રહેવાની સુચના આપું છું, અને એવી વાત બતાવું છું જે કોઈ પણ પયગમ્બરે નથી બતાવી (સાંભળો) તે જમણી આંખે કાંણો અને એના કપાળ ઉપર કાફ-ફા-રા એટલે (કાફિર) લખેલ હશે, બધા જ ઈમાનવાળાઓ જોઈને વાંચી લેશે અને કબ્રનો ફિત્નો આ છે કે એમાં સર્વ ઈમાનવાળાઓની પરિક્ષા થશે જેમાં મારા વિષે પણ સવાલ

કરવામાં આવશે. જે માણસ નેક હશે તે શાંતિથી કબ્રમાંથી ઉભો થશે, પછી એને પૂછવામાં આવશે તું કયો ધર્મ પાળતો હતો ? તે જવાબ આપશે કે 'ઈસ્લામ', ફરી પૂછશે આ કોણ માણસ છે, જે તમારી પાસે હતા ? જવાબ આવશે, મુહમ્મદ રસુલુલ્લાહ (સ.અ.વ.) છે. (આ હદીષ શરીફ નો સંપૂર્ણ ખુલાસો આગળ વર્ણન થઈ ચૂકયો છે.)

હઝરત સુફયાન ષૌરી (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે મૈયતથી સવાલ કરવામાં આવે છે કે 'તારો અલ્લાહ કોણ છે ?' તે વેળા શયતાન એક બાજુએથી ઈશારો કરે છે કે (એવું કહે કે) હું તારો અલ્લાહ છું. આપ (સ.અ.વ.)એ (કોઈ) મૈયતને દફન કરતી વેળા દુઆ માંગી કે, 'ઓ અલ્લાહ એને શયતાનથી બચાવ' આ દુઆ માંગવાથી એવું સાબિત થાય છે કે કબ્રમાં સવાલ-જવાબ થતી વેળા શયતાન મૈયત પાસે આવે છે જો શયતાન ન આવતો હોત તો આપ (સ.અ.વ.)એ દુઆ ન માંગતે.

ઈબ્ને શાહિને કિતાબુસ્સુન્નતમાં હઝરત રાશિદ (રદિ.)થી રિવાયત કરી છે કે, નબી (સ.અ.વ.) ફરમાવતા હતા 'કબ્રની દલીલ (જવાબો) સારી રીતે શીખી લો તમોને એ પૂછવામાં આવશે' અને 'અન્સારી'ઓ (મકકા શરીફથી હિજરત કરી જનાર સહાબા (રદિ.)ની મદદ કરનાર મદીનાવાળાઓ)ની રીતભાત આ હતી કે જ્યારે માણસ મરવા પડતો તો અને જ્યારે છોકરૂં બોલતું થતું તો એને પણ યાદ કરાવતા હતા અને કહેતા હતા કે જ્યારે તને કોઈ પૂછે કે, તારો અલ્લાહ કોણ છે ? તો કહેજે કે 'અલ્લાહ', અને પૂછે કે તારો ધર્મ શું છે ? તો કહેજે કે 'ઈસ્લામ', અને કોઈ પૂછે કે તમારા નબી કોણ છે ? તો બતાવજે કે હઝરત મુહમ્મદ (સ.અ.વ.) મારા નબી છે.

હઝરત સહબ ઈબ્ને અમ્માર (રદિ.)થી રિવાયત છે કે, મેં યઝીદ ઈબ્ને હારૂનને એમના મરણ પછી સ્વપ્નમાં જોયા અને પૂછયું કે અલ્લાહ તઆલાએ તમારી સાથે (મરણ પછી) કેવો વર્તાવ કર્યો ? જવાબ આપ્યો કે, મારી કબ્રમાં બે કઠોર દિલના ફરિશ્તા ભયાનક રૂપમાં આવ્યા અને સવાલ કર્યો, તારો પરવરદિગાર કોણ છે ? તારો ધર્મ શું છે ? તારો નબી કોણ છે ? તો મેં મારી સફેદ દાઢી પકડી કહ્યું હમારાથી આવા સવાલો કરો છો ? એનો જવાબ તો એંસી (૮૦) વર્ષ સુધી હમેં લોકોને શીખવાડયો છે. (આ સાંભળી) બન્ને ફરિશ્તા ચાલ્યા ગયા.

હઝરત અલા ઈબ્ને અબ્દુલ કરીમ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસ મરણ પામ્યો. તેનો એક ભાઈ હતો જેને ઘણું ઓછું દેખાતું હતું.

એણે વર્ણન કર્યું કે, હમો એને દફન કર્યો, જ્યારે બધા લોકો ચાલ્યા ગયા તો મેં મારૂં માથું કબ્ર પર મૂકી કાન લગાવ્યા. કે અંદરથી અવાજ સંભળાયો કે કોઈ પૂછે છે, તારો પાલનહાર કોણ છે ? તારો ધર્મ શું છે ? તારો નબી કોણ છે ? મેં મારા ભાઈનો અવાજ સાંભળ્યો અને સારી રીતે ઓળખ્યો કે એ મારા ભાઈનો જ અવાજ છે. તે જવાબ આપતો હતો કે મારો પાલનહાર 'અલ્લાહ' છે, મારો ધર્મ 'ઈસ્લામ' છે અને મારા નબી હઝરત મુહમ્મદ (સ.અ.વ.) છે. પછી મને એવું લાગ્યું કે કબ્રમાંથી બે માણસો નીકળ્યા, તે વેળા મારા શરીરના બધાં રૂવાટાં ઉભા થઈ ગયા અને હું મારા ઘરે પાછો આવ્યો. આજ પ્રકારની એક હદીષ હઝરત અબુલ હસન (રદિ.)એ પણ રિવાયત કરેલ છે.

ઈબ્ને નજ્જાર (રહ.)એ પોતાની તારીખ-ઈતિહાસમાં (જીવન ચરિત્રમાં) અબુલ કાસિમ મુફસ્સિર (રદિ.)થી રિવાયત કરી છે કે, હમારા એક ઉસ્તાદ સાહબ હતા જેમનાથી હમો સબક (પાઠ) પઢતા-ભણતાં હતા. ઉસ્તાદ સાહબના એક દોસ્તનું મરણ થયું ઉસ્તાદે (દોસ્ત)ને સ્વપ્નમાં જોયા અને પૂછયું કે અલ્લાહ તઆલાએ તમારા સાથે કેવો વર્તાવ કર્યો ? એમણે જવાબ આપ્યો કે, 'બક્ષી દીધો,' ફરી પૂછયું કે મુન્કર-નકીર સાથે કેવું થયું ? એણે જવાબ આપ્યો કે, મને બેસાડયો અને પૂછયું કે, 'તારો પાલનહાર કોણ છે ? તારો ધર્મ શું છે ? તારા નબી કોણ છે ? (તે વેળા) મારા દિલમાં અલ્લાહ તઆલાએ આ વાત નાંખી (આવો જવાબ સુજાડયો) કે મેં કહ્યું : 'અબૂબક્ર (રદિ.) અને ઉમર (રદિ.)નો વાસ્તો આપું છું કે મને છોડી દે' તે વેળા એક ફરિશ્તાએ બીજા ફરિશ્તાથી કહ્યું : 'એણે મહાન માણસોને વાસ્તો આપ્યો છે માટે છોડી આપો.' પછી બન્ને (ફરિશ્તાઓ) મને છોડીને ચાલ્યા ગયા. આ હદીષ શરીફને ઈબ્ને જરીર (રહ.) એ 'તહઝીબુલ આસાર'માં વર્ણન કરેલ છે.

હઝરત મુહમ્મદ ઈબ્ને નસ્ર (રદિ.)થી રિવાયત છે કે, મારા બાપ જનાઝહની નમાઝ પઢવાના ઘણાં શોખીન હતા એટલે કોઈપણ ઓળખીતો કે અજાણ્યો મરણ પામતો તો એની નમાઝ પઢતા (મારા બાપે) મારાથી વર્ણન કર્યું કે એક વખત હું એક મય્યતની જનાઝાની નમાઝ માટે ગયો, જ્યારે એને દફન કરવા લાગ્યો તો બે રૂહો-જીવો કબ્રમાં દાખલ થઈ તેમાંથી એક નિકળીને ચાલી ગઈ અને બીજી રૂહ અંદર રહી ગઈ. બધા લોકો કબ્રમાં માટી નાંખવા લાગ્યા તો મેં કહ્યું 'એ લોકો મુર્દા-મય્યતની સાથે જીવતાને પણ દફન કરી આપો છો ? લોકોએ જવાબ આપ્યો' એમાં

કોઈ જીવતું નથી.' મેં ફરી કહ્યું કદાચ મને એવો શક ગયો (કે આમાં કોઈ જીવતો પણ છે) પછી પાછું મેં યકીન શ્રદ્ધાપૂર્વક કહ્યું કે 'મેં જોયું છે કે બે રૂહો-જીવો (કબ્રમાં) આવી તેમાંથી એક નીકળી ગઈ અને બીજી અંદર રહી ગઈ છે.' જ્યારે દફન કરી બધા લોકો ચાલ્યા ગયા તો હું થોભી ગયો કે કદાચ અલ્લાહનો ભેદ-રહસ્ય મારા માટે ઝાહિર થાય. મેં દશ વખત 'સૂરએ યાસિન શરીફ' અને દશ વખત 'સૂરએ તબારકલ્લઝી' પઢીને અલ્લાહના દરબારમાં નમ્રતાથી દુઆ કરી કે, ઓ અલ્લાહ ! આ વાતનો ભેદ-રહસ્ય મારા માટે ઝાહિર કરી દે, મારી બુદ્ધિ હેરાન છે, મને (આ બનાવથી) મારા દીન-ધર્મમાં પણ શંકા પૈદા થઈ ગઈ અચાનક કબ્ર ફાટી તેમાંથી એક માણસ નીકળી જલ્દીથી ચાલવા લાગ્યો, મેં કહ્યું 'ઓ માણસ ! હું તને અલ્લાહનો વાસ્તો આપું છું થોડીવાર થોભી જા મારે તને કંઈ પૂછવું છે.' મારા (આ કહેવાની) એણે કંઈ પરવા ન કરી અહિંયા સુધી કે મેં બીજી વખત અને ત્રીજી વખત કહ્યું ત્યારે એણે પૂછયું 'તારૂં નામ નસ્ર છે ?' મેં જવાબ આપ્યો 'હાં' એણે પુછયું તું મને નથી ઓળખતો ? મેં જવાબ આપ્યો 'ના' ત્યારે એણે કહ્યું 'હમે બન્ને રહમતના ફરિશ્તાઓ છે, હમોને અલ્લાહ તઆલાએ આ માણસના માટે નકકી કર્યા છે. જે માણસ નબી (સ.અ.વ.)ની સુન્નતો પર અમલ કરે-સુન્નત તરીકા પ્રમાણે જીવન વિતાવે અને મરણ પામે તો હમો બન્ને તેની કબ્રમાં જઈએ છીએ અને કબ્રની દલીલ (સવાલોના જવાબો) એને શીખવાડયે છીએ આવું કહી ગાઈબ-અદશ્ય થઈ ગયો.

**ફાયદો :–** (૧) ઉપર વર્ણન કરેલ હદીષ શરીફમાં બીજી હદીષ શરીફથી થોડોક ફેરફાર છે એ ફેરફાર લોકોના અમલો જુદા-જુદા હોવાના લીધે છે અમૂક હદીષ શરીફમાં આવ્યું છે કે, કબ્રમાં બે ફરિશ્તા (મુન્કર-નકીર) સવાલ કરે છે, જ્યારે અમૂક હદીષ શરીફમાં મતભેદ લાગે છે પરંતુ એનો જવાબ એ છે કે, જેણે નેક કામો વધારે કર્યા છે તેને સહુલત મળે છે. એટલા માટે એક ફરિશ્તો આવે છે અને અમૂક આલિમોએ લખ્યું છે કે ફરિશ્તા બે જ આવે છે પરંતુ સવાલ એક જ ફરિશ્તો કરે છે. એટલે હવે કોઈ મતભેદ ન રહ્યો એ જ પ્રમાણે અમૂક હદીષ શરીફમાં આવે છે કે દફન કર્યા બાદ સર્વ લોકો ચાલ્યા જવા પછી સવાલ કરે છે જ્યારે અમૂક હદીષ શરીફમાં આવે છે કે પહેલાં સવાલ કરે છે તો અહિં પણ મતભેદ લાગે છે. પરંતુ જવાબ એ છે કે જેણે ગુનાહો વધારે કર્યા છે તેનાથી લોકોના ચાલ્યા જવા પછી સવાલ કરે છે અને તે એટલા જ માટે કે એકાંતના કારણે એના ઉપર સખ્તી અને અઝાબ વધારે થઈ શકે અને

જેણે ગુનાહ ઓછા કર્યા છે તેનાથી (લોકોના જવા પહેલા) એટલા માટે સવાલ કરે છે. લોકોના હાજર હોવાથી સખ્તી ઓછી થાય અને ડર પણ ઓછો લાગે.

**ફાયદો :–** (૨) જે માણસ જંગલ અથવા મેદાનમાં મરી ગયો અને દફન નથી થયો એનાથી પણ સવાલ કરવામાં આવે છે અને અમલ-કામ પ્રમાણે અઝાબ અથવા તો સવાબ આપવામાં આવે છે પરંતુ અલ્લાહ તઆલાએ આપણી આંખો પર પરદો નાંખી આપ્યો છે કે આપણે એ જોઈ નથી શકતા, કારણ કે ફરિશ્તાઓ અને શયતાનના જોવાથી આપણી આંખો પર પરદો છે એના શરીરમાં (સવાલ-જવાબ કે અઝાબ-સવાબ માટે) રૂહ નાંખવામાં આવે છે પરંતુ એના જીવતા હોવાનું આપણે નથી જાણી શકતા જેવી રીતે કે બેભાન અથવા 'સકતા' (એવી બીમારી જેમાં માણસ મૃતપ્રાય બની જાય)ની બીમારીવાળો માણસ કે તે જીવતો છે પરંતુ આપણે એની ઝિંદગીને નથી પારખી શકતા એજ પ્રમાણે દફન થનારને કબ્ર દબાવે છે તો એને પણ જમીન અને આકાશની વચમાંની 'હવા' દબાવે છે અને આપણને ખબર પણ નથી પડતી. જેના દિલમાં ઈમાન છે તે આ સર્વ બાબતોને સાચી સમજી કબૂલ કરે છે. અલ્લાહ તઆલાએ કરારના દિવસે હઝરત આદમ (અ.સ.)ની પીઠમાંથી સર્વ (પૈદા થનાર મખ્લૂકને) કાઢી અને સર્વથી પોતાના પાલનહાર હોવાનું વચન લીધું, સૌએ કબૂલ કર્યું કે (ખરેખર) તમો હમારા પાલનહાર છો. જેવી રીતે એ વાયદા વચન પર ઈમાન લાવવું જરૂરી છે એ જ પ્રમાણે આ વાતો ઉપર પણ ઈમાન લાવવું ફર્ઝ અને જરૂરી છે.

**ફાયદો :–** (૩) મુન્કર-નકીરની સુરત મુખાકૃતિ બધા જાનવરોની સુરતથી જુદી જ છે ન તો માણસ જેવા, ન તો ફરિશ્તા જેવા ન તો પશુઓ કે પક્ષીઓ જેવા બલ્કે એમની સુરત એકદમ નવા પ્રકારની છે જે કોઈને પણ મળતી નથી આવતી, એમનામાં મુહબ્બત દયા નથી જે કોઈ પણ એમને જોશે તો પોતાનું ભાન ભૂલી જશે પરંતુ ઈમાનવાળાના ઈમાન સામે એ ફરિશ્તાઓ નરમ બની જશે અને ઈમાનવાળાને ડર-બીક પણ ન હશે.

**ફાયદો :–** (૪) જ્યારે સવાલ વખતે રૂહ શરીરમાં નાંખવામાં આવે છે તો મૈયત જીવંત થાય છે. પરંતુ એ ઝિંદગી એવી નથી હોતી જેમકે આપણી ઝિંદગી કે ચાલવા, ફરવા, ખાવા-પીવાની જરૂરત પડે. બલ્કે એક અનોખા પ્રકારની ઝિંદગી છે એ ઝિંદગીમાં મુન્કર-નકીરના સવાલ-

જવાબ અને પરિક્ષા થાય છે એનો દાખલો-ઉદાહરણ આ પ્રમાણે સમજો કે જાગતા માણસની પણ ઝિંદગી છે અને ઉંઘતા માણસની પણ ઝિંદગી છે અને એ (ઉંઘની હાલતને) મૌત નથી કહી શકતા. એ જ પ્રમાણે મૈયતમાં રૂહ નાંખવા પછીની પણ એક ઝિંદગી જીવતા થવાની હાલત છે. પરંતુ એ અસલ દુનિયાની ઝિંદગી જીવતા હોવા જેવી નથી જ.

**ફાયદો :-** (૫) જેણે દારૂ (ઘેન લાવનાર વસ્તુ) પીધું અને ઘેન (બેભાન)ની હાલતમાં મરી ગયો તો કબ્રમાં પણ ઘેનની હાલતમાં જ દાખલ થશે અને એ જ હાલતમાં મુન્કરનકીરને પણ જોશે. હવે જ્યારે (બેભાન હાલતમાં) અક્કલ જ ઠેકાણે નથી તો મુન્કર-નકીરના સવાલ પણ ન સમજશે અને જવાબ પણ ન આપશે.

અબૂલ ફઝલ તૂસી (રહ.)એ હઝરત અનસ (રદિ.)થી રિવાયત કરી છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ નશા-ઘેનની હાલતમાં દુન્યા છોડશે મરણ પામશે તે નશા ઘેનની હાલતમાં જ કબ્રમાં દાખલ થશે.'

## પ્રકરણ ઓગણીસમું :
## જે માણસોથી કબ્રમાં સવાલ નહિં કરવામાં આવશે.

અબૂલ કાસિમ સઅદી (રહ.)એ 'કિતાબુર્રૂહ'માં લખ્યું છે કે, સહીહ હદીષ શરીફમાં આવેલું છે કે અમૂક મૈયતને ન તો કબ્રમાં અઝાબ થશે અને ન તો સવાલ-જવાબ થશે એવા લોકો ત્રણ પ્રકારના છે એવી મૈયતના ત્રણ પ્રકાર છે.

(૧) એવા નેક કામો કર્યા છે કે અલ્લાહ તઆલાએ એ (મૈયત)થી કબ્રનો અઝાબ અને સવાલ-જવાબ મુલ્તવી કરી છે (દા.ત. જિહાદમાં શહિદ થઈ ગયા.)

(૨) બીજો તે માણસ કે મૌત વખતે એના ઉપર એવી સખ્તી કરવામાં આવી કે એ (સખ્તીના કારણે) એના માટે કબ્રમાં સવાલ જવાબ મૌકુફ મુલ્તવી કરી દેવામાં આવ્યો.

(૩) ત્રીજો તે માણસ કે જે એવા દિવસે અથવા રાત્રે મરણ પામે કે તે દિવસે અઝાબ અને સવાલ-જવાબ નથી થતા. (દા.ત. જુમઅહની રાત્રે અથવા જુમઅહના દિવસે મરણ પામે.)

હઝરત અબૂ ઐયૂબ (રદિ.)થી (હદીષ શરીફની કિતાબ) 'નસઈ

શરીફ'માં રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જેણે જિહાદમાં દુશ્મનોનો સામનો કર્યો અને હિંમત રાખી લડાઈ લડી અહિંયા સુધી કે તે કત્લ-શહીદ થઈ ગયો અથવા દુશ્મન ઉપર જીત મેળવી લીધી તો એવા માણસને કબ્રમાં અઝાબ નહિ થશે.'

હઝરત સલમાન (રદિ.)થી રિવાયત છે કે, મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી આ ફરમાન સાંભળ્યું કે, જિહાદ (અલ્લાહના માટે અલ્લાહના દુશ્મનો સાથે થતી લડાઈ)માં દુશ્મનોનો મુકાબલો સામના માટે 'દારૂલ ઈસ્લામ' (ઈસ્લામી રાજ્ય)ની સરહદ ઉપર થોભવું એક મહિનાના રોઝહ અને એક મહિનાની રાત્રિ બંદગીથી પણ ઉત્તમ છે જો તે એ દરમિયાન મરણ પામ્યો તો (જીવંત હોવાની હાલતમાં એ) જે નેક કામો કરતો હતો એનો સવાબ હમેશાં એના 'અઅમાલનામા'માં લખાતો રહેશે, અને એની રોજી અલ્લાહને ત્યાંથી બરાબર મળતી રહેશે, અને મુન્કર-નકીરના સવાલથી મહફુઝ બચેલો રહેશે.

હઝરત ફુઝાલહ ઈબ્ને ઉબૈદ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જ્યારે માણસ મરણ પામે છે તો એના સર્વ નેક કામો ખત્મ થઈ જાય છે બંધ થઈ જાય છે. એટલે ફરિશ્તા એના અમલોના ચોપડાને મહોર-સિકકો મારી 'ઈલ્લીય્યીન' (સાતમા આકાશ ઉપર એક જગ્યા છે અથવા તો જન્નતીઓના અમલોનો ચોપડો)માં મૂકી દે છે પછી એમાં કંઈ પણ લખતા નથી. પરંતુ જે માણસ અલ્લાહના રસ્તામાં સરહદ પાર થોભી અલ્લાહના દુશ્મનોથી જિહાદ કરવા માટે તૈયાર છે જો એ (જિહાદમાં) મરણ પામે તો એના સારા કામો કયામત સુધી વધતા જ રહેશે, અને ફરિશ્તા એને દફતરમાં લખતા રહેશે અને કબ્રના ફિત્નાથી તે બચેલો રહેશે હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી આ પણ રિવાયત છે કે, 'જન્નતથી એને રોજી મળતી રહેશે. અને કયામતના ભયથી તે સુરક્ષીત રહેશે.'

'નસઈ શરીફ'માં રિવાયત છે કે, એક માણસે સવાલ કર્યો 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આનું શું કારણ કે દરેક ઈમાનવાળાની કબ્રમાં સવાલ-જવાબ થશે, અને અમૂકને (કબ્રમાં) અઝાબ પણ થશે પરંતુ શહીદ થનારને ન તો અઝાબ થશે ન તો સવાલ-જવાબ ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, (શહિદ થવાના કારણે) 'એના માથા ઉપર તલવાર પડી-વાગી એ જ એના માટે પુરતુ-બસ છે અને હવે સવાલો-જવાબ અને અઝાબની જરૂરત નથી.'

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે, 'માણસ 'તબારકલ્લઝી'ની સૂરત દરરોજ રાત્રે એક વખત પઢશે તે કબ્રના અઝાબથી બચેલો રહેશે અને જે માણસ આ આયતે શરીફા-'ઈન્ની આમન્તુ બિ રબ્બીકુમ ફસ્મઉન' પઢતો રહેશે તેના માટે અલ્લાહ તઆલા મુન્કર-નકીરના સવાલનો જવાબ સરળ-સેહલા બનાવી આપશે.' અને હઝ. કઅબથી રિવાયત છે કે, 'હમો 'તવરાત' (કિતાબ)માં પઢયું છે કે, જે કોઈ 'તબારકલ્લઝી'ની સૂરત દરરોજ પઢશે તો કબ્રના અઝાબથી મહફૂઝ રહેશે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જે ઈમાનવાળો જુમઅહની રાત્રે અથવા જુમઅહના દિવસે મરણ પામશે તેને અલ્લાહ તઆલા કબ્રના અઝાબથી છુટકારો આપશે.

હઝરત અતા ઈબ્ને યસાર (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે મુસલમાન માણસ અથવા ઔરત 'જુમઅહની રાત્રે' (ગુરૂવારનો દિવસ પુરો થયા પછી જે રાત આવે છે તે જુમઅહની રાત અને સવાર પડવા પછી જુમઅહનો દિવસ ગણાય રાત પહેલાં થાય અને દિવસ પછી) મરણ પામશે તો તે કબ્રના અઝાબથી અને મુન્કર-નકીરના સવાલથી બચેલો રહેશે, અને કયામતના દિવસે એનો હિસાબ નહિ થશે અને એના અમલો-કામો જન્નતી હોવાની ગવાહી આપશે.

**ફાયદો :-** (૧) નાના બાળકો મરણ પામે છે તેમનાથી કબ્રમાં સવાલ થશે કે નહિં એમાં મતભેદ છે. 'ઈમામ કુરતબી (રહ)'એ લખ્યું છે કે, 'સવાલ કરતી વેળા અલ્લાહ તઆલા બાળકને પુરેપુરી અકકલ આપે છે જેથી તે પોતાના નેકબખ્ત ભાગ્યશાળી હોવાનું સ્થાન ઓળખે, અને જે સવાલ કરવામાં આવે છે તેનો જવાબ અલ્લાહ એના દિલમાં નાંખે છે.'

**'જુવય્બર (રહ.)'** કહે છે કે, ઝહહાક ઈબ્ને મુઝાહિમ (રહ.)નું છ (૬) દિવસનું એક બાળક મરણ પામ્યું. એમણે કહ્યું કે 'જ્યારે મારા બાળકને કબ્રમાં મૂકી દો તો કફનની ગાંઠ ખોલી એનું મોઢું ખોલી દેજો' કારણ કે એને બેસાડીને સવાલ કરશે' જુવય્બર (રહ.)એ પૂછયું કે બાળકે તો કોઈ ગુનોહ નથી કર્યો છતાં પણ એનાથી સવાલ કરવામાં આવશે ? જવાબ આપ્યો કે, વાઅદા-વચનના દિવસે અલ્લાહ તઆલાએ આદમ (અ.સ.)ની પીઠથી સર્વ રૂહોને કાઢી-પૈદા કરી પોતે પાલનહાર છે એ વાતની કબૂલાત ઈકરાર કરાવ્યો તો સર્વ રૂહોએ કબૂલ કર્યું કે, (ખરેખર આપ હમારા પાલનહાર છો) તે કબૂલાત બાબત સવાલ થશે' અમૂક

આલિમોએ ફરમાવ્યું કે, 'સહીહ તો એ જ કે બાળકોથી સવાલ કરવામાં નહીં આવે, કારણ કે સવાલ તેનાથી જ કરવામાં આવે છે જેનામાં સમજ અને બુદ્ધિ હોય. જ્યારે બાળક એનાથી કોરૂં છે. 'નસફી (રહ.)' એ 'બહરૂલ્કલામ'માં લખ્યું છે કે, 'નબીઓ અને મુસલમાનોના બાળકોથી ન તો સવાલ-જવાબ, ન તો કબ્રનો અઝાબ અને ન તો હિસાબ-કિતાબ થશે.' હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ આ છેલ્લા કથન ઉપર જ ફત્વો આપ્યો છે.

**ફાયદો :- (૨) શૈખુલ ઈસ્લામ ઈબ્ને હજર રહ.** એ પોતાની કિતાબ 'બઝલુલ્માઉન ફી-ફઝલ્લિ તાઉન'માં લખ્યું છે કે, જે મુસલમાન તાઉન-પ્લેગની બીમારીમાં મરણ પામશે એનાથી પણ કબ્રમાં સવાલ થશે નહીં કારણ કે જે માણસ તાઉન-પ્લેગની બીમારી રોગચાળા વખતે પોતાના રહેઠાણ પર કાઈમ રહે અને અલ્લાહથી સવાબની આશા રાખે, અને યકીન-શ્રદ્ધા રાખે કે અલ્લાહે હમારી તકદીર ભાગ્યમાં જે લખ્યું છે એના વગર હમારા ઉપર કંઈ (બીમારી મુસીબત) નથી આવી શકતી તો એ માણસ તાઉન-પ્લેગના સમયે તાઉનની બીમારીમાં જ મરણ પામે અથવા બીજી બીમારીમાં મરણ પામે તો એ કબ્રનો અઝાબ અને સવાલ-જવાબથી બચેલો રહેશે અને આ માણસ તે માણસના જેવો જ ગણવામાં આવે છે જે ઈસ્લામી રાજ્યની સરહદ પર (રક્ષા કરવાના માટે) અડગ રહે અને આ પણ લખ્યું છે કે જે મુસલમાન જુમઅહના દિવસે મરણ પામે છે તો અલ્લાહ તઆલા તેનાથી પરદો હટાવી લે છે અને તે માણસનો અલ્લાહ પાસે શું મરતબો છે એ મરતી વેળા જ જોઈ લે છે. એટલા મટે કે જુમઅહના દિવસે દોઝખની આગ ભડકાવવામાં નથી આવતી અને એના બારણાંઓ બંધ કરી દેવામાં આવે છે, અને દોઝખનો દરબાન તે દિવસે પોતાનું કામ નથી કરતો. એટલે અલ્લાહ તઆલા જે બંદાની રૂહ જુમઅહના દિવસે ખેંચી લે છે તો એ એની ખુશનસીબી અને સારા મૃત્યુની દલીલ છે બલ્કે જુમઅહના દિવસે તેજ મુસલમાન મરણ પામશે જે અલ્લાહના નઝદીક નેક બખ્ત ભાગ્યશાળી છે.

રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે મુસલમાન જુમઅહના દિવસે અને જુમઅહની રાત્રે મરણ પામશે એને શહીદનો સવાબ મળશે એના ઉપર શહીદોનો સિકકો હશે.'



## પ્રકરણ વીસમું :

## કબ્રની સખ્તી અને મુસલમાન માટે આસાની

હઝરત હાની (રદિ.)થી રિવાયત છે કે, 'હઝરત ઉષ્માન (રદિ) જ્યારે કોઈ કબ્ર પાસે જતા તો એટલા બધા રડતાં હતા કે દાઢી તર લીલી થઈ જતી હતી.' લોકોએ પૂછ્યું જન્નત અને દોઝખનું વર્ણન થાય છે તો આપ નથી રડતા એક કબ્રને જોઈ આટલા બધા રડો છો ? જવાબ આપ્યો કે મેં રસુલુલ્લાહ (સ.અ.વ.)થી સાંભળ્યું છે. આપ ફરમાવતા હતા કે, કબ્ર આખિરતની મંઝીલો-સ્થાનોમાંથી સૌથી પહેલી મંઝીલ છે. જેણે એનાથી છૂટકારો મેળવ્યો તેના માટે (હવે આગળ) એનાથી પણ સહેલી-સરળ મંઝીલ છે, અને જેણે એ (પહેલી મંઝીલ)થી છૂટકારો ન મેળવ્યો તેના માટે આગળ એનાથી પણ વધુ કઠીન મંઝીલ છે.' અને આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે કાંઈ મેં જોયું એ (સર્વમાં) મેં કબ્રને સૌથી વધારે કઠણ જોઈ.'

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, 'એક માણસનો મદીના શરીફમાં ઈન્તિકાલ થયો, અને જનાઝહની નમાઝ આપ (સ.અ.વ.)એ પઢાવી, પછી ફરમાવ્યું, 'જો આ માણસ મુસાફરીમાં મરણ પામ્યો હોત તો કેવું સારું થાત !' એક સહાબીએ પૂછયું, એનું શું કારણ ? આપ (સ.અ.વ.) એ જવાબ આપ્યો, 'જે માણસ પોતાના ઘરથી જેટલો દૂર મરણ પામશે એટલા જ દૂર સુધી જન્નતમાં એને વધારે જગ્યા મળશે. આજ પ્રમાણે ઈબ્ને મસ્ઉદ (રદિ.)એ પણ રિવાયત કરેલ છે.

હઝરત અબુ સઈદ ખુદરી અને ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) 'કબ્રને જન્નતના બાગોમાંથી એક બાગ છે અથવા દોઝખની ખાઈઓમાંથી એક ખાઈ છે. એટલે કાફિર અને ખરાબ કામો કરવાવાળા માટે દોઝખની ખાઈ છે કે જેમાં જાત-ભાતના અઝાબો હશે, અને મુસલમાન તથા સારા કામો કરવાવાળા માટે જન્નતનો બાગ છે કે જેમાં દરેક જાતનો આરામ અને સવાબ મળશે-હઝરત અલી (રદિ.)થી આગળ આ પણ રિવાયત છે કે દરરોજ ત્રણ વખત કબ્ર કહે છે કે, 'હું કીડા-મકોડાઓનું ઘર છું, 'હું અંધારી કોઠડી છું, હું એકલતાની જગ્યા છું.'

હઝરત અબુ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, 'મુસલમાન કબ્રમાં હરિયાલા, લીલાછમ બાગમાં રહે છે, અને એની કબ્ર સિત્તેર (૭૦) ગઝ, મીટર પહોળી કરવામાં આવે છે અને એમાં એવું અજવાળું

હોય છે જેમકે ચૌદમી રાત-પૂનમનો ચાંદ' અને હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, 'કબ્ર ચાલીસ ગઝ, મીટર લાંબી અને ચાલીસ ગઝ, મીટર પહોળી કરવામાં આવે છે.'-કુરતુબી (રહ.)એ લખ્યું છે કે, કબ્રના દબાવવા અને મુન્કર-નકીરના સવાલ-જવાબ પછી પહોળી કરવામાં આવે છે.'-ઈબ્ને અબીદ-દુનિયાએ 'કિતાબુલ્કુબૂર'માં લખ્યું છે કે, 'હઝરત ઈસા (અ.સ.) એક કબ્રની પાસે ગયા આપની સાથે આપના નઝદીકના માણસો-નિકટના સાથીઓ હતા. લોકોએ કબ્રનું અંધારું અને સંકુચિત્તા-તંગીનું વર્ણન કર્યું તો હઝરત ઈસા (અ.સ.) એ ફરમાવ્યું, તમો લોકો માના પટેમાં કબ્રથી પણ તંગ સાંકડી જગ્યામાં હતા, અલ્લાહ તઆલાએ એનાથી (કેટલીય વિશાળ) પહોળી જગ્યા દુનિયામાં આપી, હવે અલ્લાહ ઈચ્છશે તો કબ્ર પણ પહોળી કરી આપશે.'

ઈબ્ને અબીદ-દુનિયા (રહ.)એ પોતાની કિતાબ 'ઝિકરુલ મૌત'માં રિવાયત કરેલ છે કે 'બસ્રા' શહેરમાં એક પરહેઝગાર બુઝુર્ગ હતા, અને એમનો એક નવજુવાન ભત્રીજો ખરાબ હતો. જે ગાવાવાળી ઔરતો - ગાયિકાઓની સાથે રહેતો હતો. બુઝુર્ગ (કાકા) એને ઘણી શિખામણ આપતા હતા પરંતુ એ (ભત્રીજો) સાંભળતો જ ન હતો એજ હાલતમાં મરણ પામ્યો, અને આ બુઝુર્ગે એની લાશને કબ્રમાં ઉતારી અને પાટીયાં સરખા કરી માટી નાંખવા લાગ્યા (તેવામાં) એમને શંકા જતા એક ઈંચ કબ્રને ઢાંકવા માટે મૂકેલું પાટિયું કાઢયું-હટાવ્યું, અને જોયું તો એની કબ્ર બસ્રા શહેરની ઈદગાહથી પણ વધારે પહોળી હતી. તે જુવાન એના વચમાં બેઠો હતો તે બુઝુર્ગે ઈંટ બરાબર મૂકી કબ્ર સરખી કરી એ (યુવાન)ની સ્ત્રી પાસે ગયા અને પૂછયું એના કામો કેવા હતાં ? ઔરતે જવાબ આપ્યો કે જ્યારે તે અઝાનમાં 'અશહદુઅલ્લા ઈલ્લા ઈલ્લલ્લાહ' અને અશહદુ અન્ન મુહમ્મદુ ર્રસુલુલ્લાહ' સાંભળતા હતા તો કહેતા હતા કે, 'એ અઝાન દેનાર ! જે વાતની તું ગવાહી આપે છે એની સાક્ષી હું પણ આપું છું અને જે માણસ અઝાનની અવાજ નથી સાંભળતો તેને પણ હમો સાક્ષી શીખવાડીયે છીએ.'

હઝરત શરીક ઈબ્ને અબ્દુલ્લાહ (રહ.)થી રિવાયત છે કે, 'મેં' કુફા શહેરમાં એક મૈયતની જનાઝહની નમાઝ પઢી અને કબ્રમાં પણ ઉતર્યો, પછી ઈંટોને કબ્રના ઉપર બરાબર ગોઠવવા લાગ્યો, અચાનક એક ઈંટ પડી ગઈ. મને એવું લાગ્યું કે હું કઅબા-શરીફમાં છું અને તવાફ-(ચકકરો લગાવી) કરી રહ્યો છું અને કઅબા શરીફ તથા હજરે અસ્વદ

જાણે મારી સામે જ છે.

હઝરત અમ્ર ઈબ્ને મુસ્લિમ (રદિ.)થી રિવાયત છે કે, એક કબ્ર ખોદનાર માણસે મને કહ્યું કે મેં બે કબ્રો ખોદીને તેયારી કરી અને ત્રીજી ખોદી રહ્યો હતો કે, મને સૂર્યનો તડકો લાગ્યો, મેં કબ્રના ઉપર મારી ચાદર પહોળી કરી આપી અને અંદર છાંયડામાં ખોદવા લાગ્યો અચાનક બે માણસો ઘોડા પર સવાર થઈ આવ્યા અને પહેલી કબ્રમાં આવીને ઉભા રહ્યા એકે બીજાથી કહ્યું લખો' એણે પૂછ્યું 'શું લખું ? કહ્યું કે (લખો)' ત્રણ માઈલ લાંબી અને ત્રણ માઈલ પહોળી પછી બીજી કબ્રમાં ઉભા રહ્યા. એકે કહ્યું 'લખો' બીજાએ પૂછ્યું 'શું લખું ? કહ્યું કે (લખો) જ્યાં સુધી નઝર પહોંચે (એટલી પહોળી) પછી ત્રીજી કબ્રમાં આવ્યા જેને હું ખોદી રહ્યો હતો એકે કહ્યું 'લખો' બીજાએ પૂછ્યું 'શું લખું ?' કહ્યું કે (લખો) 'કલિમાં આંગળી અને અંગુઠાના વચમાં જેટલું અંતર છે. એટલું જ.' આ સાંભળી હું બેસી ગયો અને જનાઝો આવવાની રાહ જોવા લાગ્યા, તેવામાં અમૂક માણસો એક જનાઝો લઈને આવ્યા અને પહેલી કબ્રમાં ગયા મેં પૂછ્યું મૈયત કેવી છે ? લોકોએ કહ્યું કે : 'આ માણસ પાણી પીવડાવતો હતો, એની અવલાદ ઘણી છે, અને એની પાસે કંઈપણ ન હતું એટલે હમે ચંદો કરી (આ વ્યવસ્થા કરી છે) મેં કહ્યું 'હું એની (કબ્ર ખોદવાની) મઝદૂરી ન લઈશ, એ નાણાં (મારા તરફથી) એની અવલાદને આપી દેજો.' અને પછી હું દફનક્રિયામાં હાજર થઈ ગયો. થોડીવાર પછી બીજો જનાઝો આવ્યો. જેમાં જનાઝો ઉંચકનાર માણસો વગર બીજું કોઈ ન હતું. એ મૈયતને બીજી કબ્રમાં લઈ ગયા. મેં પૂછ્યું, 'આ માણસ કેવો હતો ?' એઓએ જવાબ આપ્યો 'એક ઘોડેસવાર મુસાફિર મરેલો પડયો હતો એની પાસે કંઈ પણ ન હતું.' મેં એની (કબ્ર ખોદવાની) પણ મઝદૂરી ન લીધી અને દફનક્રિયામાં હાજર થઈ ગયો ત્યાર પછી ત્રીજા જનાઝહની રાહ જોતો ઈશા સુધી કબ્રસ્તાનમાં બેસી રહ્યો, પછી એક સરદારની ઔરતનો જનાઝો આવ્યો, મેં એની પાસેથી મારી મઝદૂરી માંગી તો એમણે મને ઘણો માર્યો અને દફન કરી ચાલ્યા ગયા.

(ઉપર વર્ણન કરેલ હદીષ શ.માં ત્રણ મૈયતની વિગત છે અને ત્રણેવની કબ્ર કેટલી લાંબી પહોળી થશે એ પણ જણાવ્યું છે એટલે સમજવાનું એટલું જ કે દરેકના અમલો પ્રમાણે કબ્ર પહોળી થવા બાબત વર્ણન છે : અનુવાદક)

બહરૈનના રહેવાસી અબૂ યઝીદ (રહ.)થી રિવાયત છે કે, મેં એક મુસાફિરને બહરૈનમાં નવડાવ્યો તો મેં જોયું કે એના શરીર ઉપર 'તૂબા લક યા ગરીબ !' એ મુસાફિર ! તને 'મુબારકબાદી' લખેલ હતું પછી ધ્યાનથી જોયું તો ચામડું અને ગોશતના વચમાં લખેલ હતું. આ કિસ્સાને 'આજરી (રહ.)'એ 'કિતાબુલ ગુરબા'માં લખેલ છે.

ઉકબા ઈબ્ને અલી મુઈત (રહ.)થી રિવાયત છે કે હું અહનફના જનાઝહમાં હાજર થયો અને કબ્રમાં ઉતર્યો, જ્યારે પાટિયાં બરોબર કરવા લાગ્યો તો જ્યાં સુધી મારી નઝર-દૃષ્ટિ જતી હતી ત્યાં સુધી કબ્ર પહોળી દેખાતી હતી. આ ઘટના 'આજરી (રહ.)'એ પોતાના બીજા સાથીને બતાવી, પરંતુ મને જે દેખાતું હતું તે એને ન દેખાતું હતું.

રિવાયત છે કે અબ્દુલ્લાહ ઈબ્ને ગાલિબ (રહ.) જિહાદમાં શહીદ થયા, જ્યારે દફન કરવામાં આવ્યા તો એમની કબ્રમાંથી કસ્તૂરીની સુગંધ ફેલાવવા લાગી-પછી એમના દરેક દોસ્તોએ એમને સ્વપ્નમાં જોયા અને પૂછ્યું, 'કયાં રહેઠાણ મળ્યું ?' જવાબ આપ્યો, 'જન્નતમાં' ફરી પૂછ્યું, 'કયાં રહેઠાણ મળ્યું ?' જવાબ આપ્યો, 'જન્નતમાં' ફરી પૂછ્યું, કયા કર્મો કામોનાં કારણે (જન્નત મળી) ?' જવાબ આપ્યો મારૂં ઈમાન મજબૂત દૃઢ હતું અને હું તહજ્જુદ પઢયા કરતો હતો.' ફરી પૂછ્યું, 'તમારી કબ્રમાંથી સુગંધ કઈ વસ્તુની આવતી હતુ ?' જવાબ આપ્યો, 'કુર્આન શરીફની તિલાવત કરવાની અને તહજ્જુદ પઢવાની.'

ફાયદો : કબ્ર પહોળી થવા બાબત જુદી જુદી હદીષો વર્ણન થઈ. માટે સમજી લેવું જોઈએ કે દરેકના અમલો પ્રમાણે પહોળી થાય છે.

## કબ્રમાં લાભ–ફાયદો આપનાર વસ્તુઓ

હઝરત સિર્રી ઈબ્ને મુખલ્લદ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ હઝરત અબૂઝર (રદિ.)થી ફરમાવ્યું કે, જો તમો મુસાફરીનો વિચાર કરશો તો એના માટે માલ સામાનની તૈયારી કરશોને ? તો કયામતના માટે-આખિરતના પ્રવાસ માટે શું તૈયારી કરી છે ? એ અબૂઝર (રદિ.) હું તમને એવી વસ્તુ બતાવુ છું જે એ દિવસે કામ આવશે. અબુઝર (રદિ.)એ કહ્યું 'ફરમાવો એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! આપે ફરમાવ્યું, ગરમીના દિવસે નફલ રોઝહ રાખો બે રકાત નમાઝ અંધારી રાત્રે પઢયા કરો એનાથી કબ્રની વહશત-બીક દૂર થશે.'

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જે માણસ દરરોજ એકસો (૧૦૦) વખત' 'લાઈલાહ

ઈલ્લલ્લાહુલ મલિકુલ હકકુલ મુબીન' પઢતો રહેશે તો ગરીબાઈથી સુરક્ષીત બચેલો રહેશે અને કબ્રમાં એને બીક નહીં લાગશે અને જન્નતના દરવાજા એના માટે ખોલી દેવામાં આવશે.

હઝરત કઅબ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ હઝરત મૂસા (અ.સ.)ના તરફ વહી-દિવ્ય સંદેશ મોકલ્યો કે ઈલ્મ (શિક્ષણ) શીખો અને શીખવાડો, હું ઈલ્મ પઢનાર અને પઢાવનારાઓની કબ્ર રોશન પ્રકાશીત કરૂં છું કે જેથી કબ્રની બીકથી તેઓ ન ગભરાય.

હઝરત ઈબ્રાહીમ અદહમ (રહ.)થી રિવાયત છે કે 'હું એક જનાઝો લઈને ચાલ્યો અને દુઆ કરી કે, 'ઓ અલ્લાહ ! મારી મૌતમાં બરકત આપ' જનાઝહના અંદરથી અવાજ આવ્યો કે મૌતના પછી પણ બરકતની દુઆ કરો ! હું એ અવાજથી ભયભીત થયો ગભરાઈ ગયો અને મૈયતને દફન કરી કબ્રના પાસે બેઠો જોયું તો કબ્રમાં એક રૂપાળો માણસ નીકળ્યો, તેના અંદરથી સુગંધ આવી રહી હતી કપડાં ઘણાં સાફ પહેરેલા હતા. મેં પૂછયું તું કોણ માણસ છે ? એણે જવાબ આપ્યો હું તેજ છું જેણે જનાઝહના અંદરથી જવાબ આપ્યો હતો, હું રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સુન્નત છું. સુન્નતો પર એણે અમલ કર્યો હતો એટલે દુનિયામાં હું એની હિફાઝત કરતો હતો, અને કબ્રમાં એના માટે નૂર બનીશ અને એનો દોસ્ત બનીશ, અને કયામતના દિવસે એને જન્નતમાં દાખલ કરીશ.'

હઝરત અબૂ કાહિલ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'ઓ અબૂ કાહિલ ! યાદ રાખજે જેણે કોઈને દુઃખ ન આપ્યું, તો અલ્લાહ તઆલા વાયદો કરે છે કે હું એની કબ્રમાંથી તકલીફ દુઃખ દૂર કરી આપીશ.'

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ મસ્જિદમાં દિવો સળગાવશે (અજવાળાનો બંદોબસ્ત કરશે) તો અલ્લાહ તઆલા એની કબ્ર નૂરવાળી બનાવી દેશે, અને જે માણસ મસ્જિદને સુગંધિત કરશે (સુગંધ માટેની વ્યવસ્થા) કરશે તો હું એની કબ્ર જન્નતની સુગંધથી સુગંધિત કરી આપીશ.' ખુશ્બુદાર કરી આપીશ.

હઝરત અબૂબક્ર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'કે મૂસા (અ.સ.)એ અલ્લાહ તઆલાથી સવાલ કર્યો કે ઓ અલ્લાહ ! જે કોઈ માણસ બીમારને જોવા-મળવા જાય એને શું બવાબ મળશે ? હુકમ થયો, 'જો મૂસા ! હું એના માટે બે ફરિશ્તાઓ નક્કી

કરીશ કે કયામત સુધી કબ્રમાં એને જોતા રહે ( સંભાળ રાખે) હઝરત હસન (રદિ.)એ પણ આજ પ્રમાણે રિવાયત કરેલ છે.

## પ્રકરણ એકવીસમું :

## કબ્રના અઝાબ બાબત

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) આ દુઆ પઢયા કરતા હતા, 'અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુબિક મિન અઝાબિલ કબ્ર' અર્થાત : 'એ અલ્લાહ ! હું તારી પાસે કબ્રના અઝાબથી પનાહ માંગુ છું.' (બુખારી શ.)

હઝરત ઝૈદ ઈબ્ને સાબિત (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.) 'બની નજ્જાર'ના બાગમાં ગયા. આપ ખચ્ચર ઉપર સવાર હતા અને હમો આપની સાથે હતા, એકદમ ખચ્ચર એટલું બધું ભડકયું કે આપ (સ.અ.વ.) લગભગ ગબડી પડવા જેવા થઈ ગયાં ત્યાં પાંચ થી છ (૫-૬) કબ્રો હતી, એટલે આપે પૂછયું (તમારામાંથી) આ કબ્રોવાળાઓને કોણ ઓળખે છે ? એક સહાબી (રદિ.)એ જવાબ આપ્યો, હું ઓળખું છું આપે ફરી પૂછયું કેવી હાલતમાં એ લોકો મરણ પામ્યા છે ? કહ્યું કુફની હાલતમાં (આ સાંભળી) આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જો એ લોકો દફન ન થયા હોત તો હું અલ્લાહથી દુઆ કરતે કે તમોને કબ્રનો અઝાબ સંભળાવે, જેમકે હું સાંભળું છું.'

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'કબ્રનો અઝાબ હકક છે, અને મુર્દાને (કબ્રમાં) અઝાબ કરવામાં આવે છે (જો તે અઝાબના લાઈક છે તો કબ્રમાં થતા અઝાબને (માણસો અને જિન્નાતોના વગર) સર્વ જાનવરો સાંભળે છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'મુસલમાન માટે કબ્ર બાગ બનાવી દેવામાં આવે છે. સિત્તેર ગઝ મીટર પહોળી કરી દેવામાં આવે છે. અને ચૌદમી રાત (પૂનમના) ચાંદ જેવી રોશન-પ્રકાશિત કરી દેવામાં આવે છે.' પછી આપે સહાબા (રદિ.)ને પૂછયું ''મન અઅરઝ-અન-ઝિક્રી'' અર્થાત્ 'અને જે મારી યાદથી મોઢું ફેરવશે તેને (દુનિયામાં) તંગી-સંકુચિત જીવન મળશે અને કયામતના દિવસે અમો તેને આંધળો કરી ઉઠાવીશું' (કુર્આન શરીફ પારા-૧૬, 'સૂરએતાહા' આયત નં. ૧૨૨) આ આયતે શ. કોના માટે

(આકાશથી) ઉતરી હતી ? સહાબા (રદિ.)એ જવાબ આપ્યો,' અલ્લાહ અને એના રસૂલને ખબર (હમોને ખબર નથી)' આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું 'આ આયત કાફિરોના અઝાબ બાબત ઉતરી હતી અલ્લાહની કસમ ! એમના ઉપર નવ્વાણું (૯૯) સાપ નકકી-નિયુકત કરી દેવામાં આવશે, જે કયામત સુધી એમના શરીર પર (ઝેહરીલી-વિષમય) ફુંકો મારશે અને કરડશે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) બે કબ્રો પાસેથી પસાર થયા અને ફરમાવ્યું 'આ બંને ને અઝાબ થઈ રહ્યો છે, આ બેમાંથી એક (કબ્રવાળો) પેશાબથી બચતો ન હતો (સફાઈની કાળજી ન રાખતો હતો) અને બીજો લોકોથી ચાડી ખાતો હતો.'

બીજી હદીષમાં આ પ્રમાણે રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) બે કબ્રો પાસેથી પસાર થયા તો ફરમાવ્યું, 'આ બન્ને (કબ્રવાળાઓ) પર અઝાબ થઈ રહ્યો છે, અને તે કોઈ મોટી વસ્તુ-મોટા ગુનાહના કારણે નહિં, બલ્કે તે બન્નેમાંથી એક પેશાબની સ્વચ્છતામાં કાળજી ન રાખતો હતો. જ્યારે બીજો ચાડી ખાતો હતો.' હદીષ શરીફનો ટુંકસાર છે આગળથી બન્ને હદીષ શરીફમાં સરખું વર્ણન છે. અનુવાદક પછી આપ (સ.અ.વ.)એ ખજૂરના ઝાડની એક ડાળ ફાડી બન્ને કબ્રો પર મૂકી આપી. સહાબા (રદિ.)એ પૂછયું, ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.)! આપે આમ શા માટે કર્યુ ? જવાબ આપ્યો કે, (મને) 'આશા છે કે જ્યાં સુધી એ (ડાળ) તાજી લીલી રહેશે ત્યાં સુધી એ કબ્રવાળાઓના માટે અઝાબ હલ્કો થશે.' બુખારી શરીફ.

હઝરત યઅલા ઈબ્ને મુર્રહ (રદિ.) કહે છે કે, 'હું નબી (સ.અ.વ.) સાથે એક કબ્રસ્તાનમાં ગયો અને કબ્રના તંગ - સંકોચાવાની અવાઝ સાંભળી. આપ (સ.અ.વ.)એ પુછયું તમે અવાજ સાંભળ્યો ? મેં જવાબ આપ્યો 'હાં' તો આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'આ મુર્દુ (મૈયત) પેશાબ પછી સ્વચ્છતા ન રાખતો હતો અને ચાડી ખાતો હતો.'

બીજી હદીષ શરીફમાં છે કે, કબ્રનો અઝાબ ત્રણ વસ્તુઓના કારણે થાય છે. 'ગીબત' (કોઈનામાં બુરાઈ હોઈ અને તે બુરાઈ એની ગેરહાજરીમાં અન્યો સમક્ષ વર્ણવામાં આવે) 'ચાડી' અને પેશાબ પછી સ્વચ્છતામાં કાળજી ન રાખવાથી.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.) કહે છે કે, 'બદ્ર' (એક

કુવાનું નામ છે અને એ કુવાના લીધે તે જગ્યાનું નામ બદ્ર પડી ગયું હતું) ના કબ્રસ્તાનમાંથી હું પસાર થયો. (ત્યાં) મેં જોયું કે, એક કબ્ર ફાટી જેમાંથી એક મૈયત નીકળી જેના ગળામાં લોખંડની માળા હતી એણે મને બૂમ પાડી, ઓ અબ્દુલ્લાહ ! મને પાણી પીવડાવો, મને તઅજ્જુબ આશ્ચર્ય થયો. ફરી મેં જોયું તો એક બીજો માણસ નીકળ્યો જેના હાથમાં ચાબૂક હતો એણે (પણ) મને બૂમ પાડી કહ્યું : ઓ અબ્દુલ્લાહ ! એને પાણી ન પીવડાવશો (કારણ કે) એ તો કાફિર છે' પછી એને ચાબૂક ફટકારવા લાગ્યો, અહિંયા સુધી કે તે કબ્રમાં ચાલ્યો ગયો.' હઝરત અબ્દુલ્લાહ (રદિ.) કહે છે કે, 'હું આપ (સ.અ.વ.) પાસે હાજર થયો અને આ બનાવ વર્ણન કર્યો. તો આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, 'એ તો અલ્લાહનો દુશ્મન અબૂ જહલ હતો, એને આ અઝાબ તો કયામત સુધી થતો રહેશે.'

હઝરત હુવયરિષ (રદિ.)થી રિવાયત છે કે, હું એક વેળા 'અસાબહ' નામના સ્થળ તરફ ગયો, જોયું કે એક માણસ કબ્રમાંથી નીકળી મારા તરફ આવ્યો એનું મોઢું તથા માથું આગથી ભરેલું હતું અને આખું શરીર સાંકળોથી બાંધેલું હતું એણે ફરિયાદ કરી કે, 'ઓ અલ્લાહના બંદા ! મને પાણી પીવડાવો તે જ વેળા એ જ કબ્રમાંથી બીજો માણસ નીકળીને આવ્યો અને કહ્યું : 'એને પાણી ન પીવડાવશો' (આમ કહ્યા બાદ) એને ઉંધા મોંએ ખેંચતો-ખેંચતો લઈ ગયો. અહિંયા સુધી કે બન્ને એ કબ્રમાં ચાલ્યા ગયા. હઝરત હુવયરિસ (રદિ.) કહે છે કે, 'આ હાલત જોઈ મારી ઉંટડી બીકના કારણે નાસવા લાગી તો હું એને સંભાળી ન શક્યો, એટલે 'ઈરકુઝ-જાબિયહ'' નામના સ્થળે પહોંચી મેં ઉંટડી બેસાડી અને (ત્યાં જ) મગરિબ-ઈશાની નમાઝ પઢી રવાના થયો. સવાર પડતાં જ મદીના શરીફ પહોંચ્યો અને હઝરત ઉમર (રદિ.)ની સેવામાં હાઝર થઈ આ બનાવ વર્ણન કર્યો. હઝરત ઉમર (રદિ.)એ (શહેરના) ઘરડા માણસોને બોલાવી એ મૈયતના વિષે પૂછપરછ કરી. એક ઘરડા માણસે કહ્યું 'એ તો 'બનુગિફાર' કુટુંબનો માણસ હતો. જાહિલિય્યતના જમાનામાં મરી ગયો હતો. અને એ મહેમાનોનો હકક કદી પણ અદા કરતો ન હતો.

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'એક માણસ મુત્તકી અને પરહેઝગાર હતો, જ્યારે એનું મરણ થયું અને દફન કર્યા બાદ સર્વ લોકો રવાના થયા, તો અલ્લાહ તઆલાએ અઝાબના ફરિશ્તાઓને હુકમ કર્યો કે એને ચાબુક મારો.

ફરિશ્તાઓ ચાબુક મારવા માટે તૈયાર થયા તો એણે કહ્યું :'હું અલ્લાહનો તાબેદાર (આજ્ઞાકિત) અને ઈબાદત કરનાર છું.' (આમ કહ્યા બાદ) અલ્લાહથી દુઆ કરી પછી પાછો (અલ્લાહનો) હુકમ થયો કે,' એને પચાસ ચાબૂક ફટકારો.' ફરી એણે દુઆ કરી તો (પચાસથી) સંખ્યા ઓછી થઈ. આમ કરતાં કરતાં એક ચાબૂક મારવાનો હુકમ થયો ફરિશ્તાએ એક ચાબૂક ફટકાર્યો તો એની કબ્ર આગથી ભરાઈ ગઈ અને કબ્રના અઝાબમાં સપડાય ગયો. (અઝાબથી જ્યારે) કંઈક શાંતિ થઈ તો એણે ફરિશ્તાઓને પૂછ્યું કે મને કયા ગુનાહના કારણે ચાબૂક મારવામાં આવ્યો ? ફરિશ્તાએ જવાબ આપ્યો કે એક દિવસ તેં વગર વુઝુએ નમાઝ પઢી હતી અને એક દિવસ એક મઝલુમ પર જેના ઉપર અત્યાચાર કરવામાં આવ્યો હોઈ તેની પાસેથી પસાર થયો. તે તારી પાસે મદદ માંગતો હતો પરંતુ તે એની મદદ ન કરી. (એ ગુનાહના બદલામાં).

હઝરત અબુ મુસા અશ્અરી (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'કે મેં સ્વપ્નમાં અમૂક મુર્દાઓને જોયા કે ફરિશ્તાઓ કાતર વડે એમનું ગોશ્ત કાપી રહ્યા હતાં. મેં પૂછ્યું, 'આ કોણ છે ?' (ફરિશ્તાઓએ) જવાબ આપ્યો કે, 'એ તે લોકો છે જેઓ સારા કપડાં પહેરી નાજાઈઝ કામોમાં જતાં હતા, અને મેં આ પણ જોયું કે એક ઘણોજ ગંદો દુર્ગંધ મારતો કૂવો છે જેમાંથી રડવા-કકરવાનો અવાજ આવતો હતો. મેં પૂછ્યું આ કયા લોકો છે ? કહ્યું : આ તે સ્ત્રીઓ છે જેઓ નાજાઈઝ કામો (વ્યભિચાર) માટે સારા કપડાં પહેરતી હતી.' અને મેં અમૂક લોકોને જોયા કે અર્ધું શરીર એમનું ઘણું રૂપાળું હતું અને અર્ધું શરીર ઘણું જ કદરૂપું, એમણે 'આબે હયાત'માં ગુસ્લ-સ્નાન કર્યું (જેનાથી) આખું શરીર રૂપાળું થઈ ગયું અને કદરૂપતા ખત્મ થઈ ગઈ. મેં પૂછ્યું આ કોણ લોકો છે ? કહ્યું : 'આ તે લોકો છે જેમણે દુન્યામાં સારા કામો અને નઠારા કામો પણ કર્યા હતા પરંતુ અલ્લાહ તઆલાએ પોતાની રહમતથી એમને માફી આપી.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ એક દિવસ ફજની નમાઝથી નવરા-ફારિગ થઈ ફરમાવ્યું કે, 'રાત્રે મેં સ્વપ્નું જોયું બે ફરિશ્તાઓ આવ્યા જેઓ મારૂં બાઝુ (હાથ) પકડી મને આસ્માન પર લઈ ગયા. ત્યાં એક ફરિશ્તો જોયો કે જેના હાથમાં એક ભારે પત્થર હતો. તેનાથી એક માણસના માથા ઉપર મારી રહ્યો હતો, એવી સખ્ત માર મારતો હતો કે, તેનાથી એના બન્ને જડબાં અને દિમાગ દૂર જઈને

પડતા હતા. જ્યારે ફરિશ્તો (જમીન પરથી) પથ્થર ઉઠાવતો (એટલી વારમાં તો) એનું દિમાગ અને જડબા ઠીક થઈ જતાં હતાં. (એટલે) ફરી પથ્થર મારતો હતો. (આમ ક્રમ ચાલ્યા જ કરતો) મેં મારી સાથે વાળા ફરિશ્તા (જેઓ મને આસમાન પર લઈ ગયા હતા તેમના)થી પૂછ્યું કે આ કેવા લોકો છે ? ફરિશ્તાએ કહ્યું, આગળ વધો, એટલે હું આગળ ચાલ્યો ત્યાં બીજા એક ફરિશ્તાને જોયો કે જેના હાથમાં લોખંડની એવી શીક છે કે જેનો આગળનો ભાગ વાંકો છે જેનાથી એક માણસના મોઢામાં જમણી બાજુથી નાંખી કાન સુધી ખેંચી (જડબું) ફાડી નાંખે છે, પછી ડાબી બાજુથી નાંખ, કાન સુધી ખેંચી (ડાબું) જડબું ફાડી નાંખે છે. એટલીવારમાં તો જમણું જડબું ઠીક પણ થઈ જાય છે. (એટલે ફરી જમણી બાજુ પછી ડાબી બાજુ) મેં ફરિશ્તાથી પૂછ્યું આ કોણ લોકો છે ? જવાબ આપ્યો કે આગળ ચાલો, એટલે હું આગળ વધ્યો, ત્યાં એક લોહીની નહેર જોઈ જે એવા જોરથી ઉછાળા મારતી હતી જેમકે ચૂલા પર દેગ જોશ મારે છે. તે નહેરમાં માણસોની એક જમાઅત નાગા-નગ્ન શરીરે હતી અને નહેરના કિનારે ફરિશ્તાઓ હતા. જેમના હાથમાં પત્થર હતા. જ્યારે એ જમાઅત (નહેરમાં) તરતી તરતી કિનારાના પર આવતી હતી તો ફરિશ્તાઓ પત્થર મારતા હતા તે પત્થર એમના મોઢામાં પેસી જતો હતો. એ પત્થરના દુઃખ તકલીફના કારણે તે લોકો નહેરમાં ઘણે ઉંડે સુધી જતા રહેતા હતા, મેં પૂછ્યું આ કોણ લોકો છે ? જવાબ આપ્યો, આગળ વધો એટલે હું આગળ વધ્યો તો એક કાળો ટેકરો જોયો જેના ઉપર એવા માણસો છે કે તેમના નીચેની આગ ભડકે છે, અને એમનું મોઢું, આંખ, કાન અને નાકમાંથી આગના અંગારા નીકળે છે, મેં પૂછ્યું, આ કોણ લોક છે ? કહ્યું : 'આગળ ચાલો' હું આગળ વધ્યો તો જોયું કે અહીં દૂર સુધી આગ સળગે છે. જેના ઉપર એક ભયાનક બિહામણો ફરિશ્તો નક્કી છે, જ્યારે કોઈ ચિંગારી ઉડીને બહાર જાય છે તો તે તરત જ એકત્ર-ભેગો કરે છે. મેં પૂછ્યું આ કેવા લોકો છે ? કહ્યું : 'આગળ ચાલો.' હું આગળ વધ્યો, જોયું કે એક લીલોછમ બાગ છે જેમાં જાતજાતના ફુલો ખીલેલા હતા તે (બાગ)માં એક રૂપાળો ઘરડો માણસ બેઠેલો છે, એવો રૂપાળો કોઈ જોવામાં નથી આવ્યો તેની આજુબાજુ ઘણાં જ છોકરાઓ બેઠેલા છે, તેબાગમાં એક ઝાડ છે. જેના પાંદડાં હાથીના કાન જેટલા મોટા છે, હું અલ્લાહને મંઝુર હતું ત્યાં સુધી ઉપર ગયો, મેં ત્યાં સારા અને સુંદર ઘરો જોયા જે મોતી, લીલા રંગના હીરા અને લાલ યાકૂત (એક પ્રકારનો કિંમતી પત્થર)ના બનેલા હતાં. પૂછ્યું આ કેવા ઘરો છે ? કહ્યું : આગળ ચાલો, જ્યારે આગળ

વધ્યો તો એક નહેર જોઈ જેના ઉપર એક સોનાનો અને એક ચાંદીનો ગ્લાસ હતો અને બન્ને કિનારાઓ પર એવા સારા સારા બંગલાઓ હતા કે એના જેવા બંગલા નથી હોઈ શકતા જે મોતી, લીલા હીરા અને લાલ યાકૂતના બનેલા હતા, કિનારાઓ પર લોટાઓ અને પ્યાલાઓ મૂકેલા હતાં. મેં પૂછ્યું આ શા માટે મૂકયાં છે ? કહ્યું : 'ત્યાં જઈને જુઓ' હું એ કિનારા પર ગયો અને નહેરમાંથી એક પ્યાલુ પાણી કાઢીને પીધું જે મધથી વધારે મીઠું દૂધથી વધારે સફેદ અને માખણથી વધુ નરમ અને પવિત્ર હતું. પછી મેં ફરિશ્તાને કહ્યું આજે આપણે આશ્ચર્યજનક નવા નવા અનોખા બનાવો જોયા એની હકીકત વર્ણન કરો.'

એમણે કહ્યું (સાંભળો) જેમનું માથું કચડી નાંખવામાં આવતું હતું અને દિમાગ તથા જડબા દૂર જઈને પડતાં હતાં એ તે લોકો છે જેઓ ઈશાની નમાઝ ન પઢતા હતા અને બાકીની બીજી નમાઝને કસમયે (વખત જતો રહેવા પછી) પઢતા હતા. આ અઝાબ એમને કયામત સુધી થતો રહેશે અને જેનું મોઢું શીકથી ફાડવામાં આવતું હતું. એ તે લોકો છે જેઓ ચુગલી ચાડી ખાતા હતા અને જુઠ તથા ગીબતથી મુસલમાનોમાં વિખવાદ નાંખી લડાઈ-ઝઘડો કરાવતા હતા આ અઝાબ, એમને કયામત સુધી થતો રહેશે અને જેઓ લોહીની નહેરમાં ડૂબકી લગાવતા હતા અને પોતાના મોઢામાં પત્થરો ભરતા હતા. આ લોકો વ્યાજ ખાનારા હતા એ અઝાબ એમને કયામત સુધી થતો રહેશે અને જે ઔરતો નગ્ન હાલતમાં આગની ભઠ્ઠીમાં હતી એ તે ઔરતો હતી જેઓ (ઝિનાવ્યભિચાર) કરતી હતી આ અઝાબ એમને કયામત સુધી થતો રહેશે અને જેઓ કાળા ટેકરા પર છે અને જેમના કાન, આંખ અને નાક તથા મોઢાંમાંથી આગના અંગારા નીકળતા હતા એ તે લોકો છે જેઓ કૌમે લૂતનું કામ કરતા હતા (એટલે માણસના પાછળના ભાગથી શહવતે પૂરી કરતા હતા) આ અઝાબ એમને કયામત સુધી થતો રહેશે. અને જે આગ દૂર દૂર સુધી સળગે છે તે દોઝખ છે, અને જે હરિયાલો લીલોછમ બાગ છે તે જન્નત છે, અને ઘરડા માણસ હઝરત ઈબ્રાહીમ (અ.સ.) છે, અને છોકરા એમની આજુબાજુ છે તે મુસ્લિમોના તે બાળકો છે, જેઓ નાનપણમાં જ મરણ પામ્યા અને ઝાડ એ 'સિદરતુલ્મુન્તહા' છે, અને નહેરના કિનારે જે બંગલાઓ છે તેમાં નબીઓ સિદ્દીકો અને નેક લોકો રહે છે, અને નહેર એ હવઝે કવષર છે જેને અલ્લાહ તઆલાએ આપને અર્પણ કરી છે અને તે મહેલ આપને અને આપના 'અહલેબયત' (કુટુંબીજનો)નો છે.'

**ફાયદો :–** આલિમોએ લખ્યું છે કે, આ હદીષ શરીફથી સાબિત થાય છે કે કબ્રનો અઝાબ હક છે દરેક માણસે પોતાના અમલો-કામો પ્રમાણે કબ્રનો અઝાબ ભોગવવાનો છે કારણ કે નબીઓનું સ્વપ્નું એ અલ્લાહ તરફથી વહી અને સત્ય છે. ઉપરોકત હદીષ શરીફમાં આપે ફરમાવ્યું છે કે, આ અઝાબ એમને કયામત સુધી થતો રહેશે' (એનાથી સાબિત થાય છે કે કબ્રનો અઝાબ હકક છે.)

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે એક દિવસ આપ (સ.અ.વ.)એ હમારા તરફ ફજની નમાઝ પછી ધ્યાન આપ્યું અને આપે ફરમાવ્યું, 'મેં એક સ્વપ્નું જોયું છે જે બિલકુલ હકક અને સાચુ છે એને સમજો અને યાદ રાખો.' એક માણસ આવ્યો જે મારો હાથ પકડી મને સાથે લઈ ચાલવા લાગ્યો, રસ્તામાં એક ઘણો ઉંચો પહાડ આવ્યો, મને કહ્યું : 'આ પહાડ ઉપર ચઢો.' મેં કહ્યું : 'હું નથી ચઢી શકતો' ફરી કહ્યું, 'હું આપના માટે પહાડને નરમ બનાવી આપું છું.' પછી જ્યારે નરમ બનાવી દીધો તો હું ઘણી સહેલાઈથી ઉપર ચઢી ગયો ત્યાં મેં જોયું કે એવા માણસો અને ઔરતો છે જેમના મોંઢાઓ કાન સુધી ફાડી નાંખ્યા છે. મેં પૂછયું આ કેવા લોકો છે ? કહ્યું : 'આ તે લોકો છે જેઓ કહેતા હતા પરંતુ કરતા ન હતા એટલે વચન આપી પુરૂં કરતા ન હતા' હમો આગળ ચાલ્યા, જોયું કે અહિં માણસો અને એની ઔરતો છે. જેમની આંખ અને કાનમાં શીશું ઓગાળી નાંખવામાં આવે છે, મેં પૂછયું આ કેવા લોકો છે ? કહ્યું : 'આ તે લોકો છે જેઓ કાંણાઓમાંથી લોકોના ઘરોમાં ડોકિયાં કરતા હતા અને જે વાત પોતે સાંભળવાની ન હતી તેને કાન ધરી સાંભળતા હતા. હમો લોકો આગળ ચાલ્યા તો જોયું કે ઔરતોના પગો બાંધી ઉંધા મોંએ લટકાવેલ છે અને એમની છાતીમાં અજગર સાપ કરડે છે. મેં પૂછયું આ કોણ છે ? કહ્યું : 'આ તે ઔરતો છે જેઓ પોતાના બાળકોને ભૂખ્યાં રાખતી હતી અને દૂધ ન પીવડાવતી હતી.' હમો આગળ ચાલ્યા તો જોયું કે માણસો અને ઔરતોના પગો બાંધી ઉંધા મોંએ લટકાવેલ છે, અને તેઓ કાળુ કિચડ અને ગંદુ પાણી ચાટે છે. મેં પૂછયું આ કોણ છે ? કહ્યું : 'આ તે લોકો છે જેઓ રોઝો રાખતા હતા અને સમય પહેલાં ઈફતાર કરી લેતા હતા. રોઝો ખોલી નાંખતા હતા.' હમો લોકો આગળ ચાલ્યા તો એક જમાઅત મર્દો અને સ્ત્રીઓની જોઈ જેઓ ઘણા કદરૂપા અને કઢંગા હતા, એમનો પોશાક પણ ઘણો ખરાબ હતો જેમાંથી એવી દુર્ગંધ આવતી હતી જેમકે તાવ ઉતરી ગયા પછી પરસેવાની ગંધ આવે છે. મેં પૂછયું આ કોણ લોકો છે ? કહ્યું : 'એ ઝિના ! કરનાર મર્દો અને ઔરતો છે. હમો લોકો

આગળ ચાલ્યા તો જોયું કે, અમૂક માણસો કે જેમના શરીરના બધા જ ભાગો-અવ્યવો ફુલેલા છે, અને ઘણી જ ગંદી વાસ આવે છે. મેં પૂછ્યું આ કોણ છે ? કહ્યું : 'એ કાફિરોની લાશો-મૃતદેહો છે, હમો આગળ ચાલ્યા તો જોયું કે, અમૂક લોકો ઝાડના નીચે પડેલા છે. મેં પૂછ્યું આ કોણ છે ? કહ્યું : 'એ મુસલમાનોની લાશો છે.' હમો લોકો આગળ ચાલ્યા તો જોયું કે, નેહરો-નદીઓ વહી રહી છે જેમાં છોકરાં અને છોકરીઓ રમતાં હતાં. મેં પૂછ્યું આ કોણ છે ? કહ્યું : 'આ તો મુસલમાનોના છોકરા છે.' હમો લોકોએ આગળ ચાલી જોયું કે અમુક લોકો છે જેમના ચહેરા ખૂબસૂરત અને કપડાં સાફ છે જેમાંથી સુગંધ આવી રહી છે. મેં પૂછ્યું આ લોકો કોણ છે ? કહ્યું : 'આ શહીદો સિદ્દીકો અને નેક લોકો છે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મારી ઉમ્મતમાંથી જે માણસ કૌમે લૂત જેવા કૃત્યો કરશે-(માણસના પાછળના ભાગથી ખરાબ કામ કરવું) તેને ઘસેડી ખેંચી એની કબ્રને કૌમે લૂત સુધી પહોંચાડી આપશે અને કયામતના દિવસે એમનો ઉઠાવ પણ આજ કૌમ સાથે થશે' 'તારીખ ઈબ્ને અસાકિર'માં લખ્યું છે કે, 'એક માણસ સરહદમાં મરણ પામ્યો અને ત્યાં જ દફન થયો. ત્રીજા દિવસે (કોઈ કારણસર) એની કબ્ર ખોદવામાં આવી તો કબ્રના બધા પાટિયાં બરાબર હતા પરંતુ અંદર મૈયત ન હતી. પછી એમણે જવાબ આપ્યો કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું છે કે, જે માણસ 'કૌમેલુત' જેવા કામો કરે છે, તેની કબ્રને ખેંચી 'કૌમેલુત' સાથે કરી આપે છે. (પછી એ ગમે ત્યાં દફન થયો હોય) અને કયામતના દિવસે ઉઠાવ પણ એમની સાથે જ થશે. 'ઈસ્ફેહાનીએ' 'તરગીબ'માં અવામ ઈબ્ને હવરાબથી રિવાયત કરી છે કે, હું એક કુટુંબમાં ગયો ત્યાં એક કબ્ર હતી. અસર પછી તે કબ્ર ફાટી ગઈ જેમાંથી એક માણસ નીકળ્યો એનું માથું ગધેડા જેવું અને શરીર માણસ જેવં હતું, એણે ત્રણ વખત ગધેડા જેવો આવાઝ કાઢયો,-બૂમ પાડી અને કબ્રમાં ચાલ્યો ગયો, પછી કબ્ર બરાબર (અગાઉ હતી તેવી જ) થઈ ગઈ મેં લોકોથી (એ કબ્રવાળા માણસની) વિગત પૂછી તો જવાબ આપ્યો કે એ માણસ દારૂ પીતો હતો, જ્યારે ઘેનમાંથી હોશમાં-ભાનમાં આવતો તો એની માં શિખામણ આપતી કે, બેટા ! અલ્લાહથી ડર' તો એ જવાબ આપતો કે શું ગધેડા જેવી બબડયા કરે છે' એ માણસ અસર પછી મરણ પામ્યો ત્યારથી બરોબર આજ સુધી કબ્ર દરરોજ અસર પછી ફાટે છે અને તે દારૂડિયો (કબ્રમાંથી) નીકળી ત્રણવાર ગધેડા જેવી બૂમ પાડી કબ્રમાં પાછો ચાલ્યો જાય છે.'

હઝરત અબૂ ઈસ્હાક (રદિ.)એ રિવાયત કરી છે કે, 'મને એક મૈયતને નવડાવવા માટે બોલાવવામાં આવ્યો, જ્યારે મેં એના કપડાં ઉતાર્યાં તો જોયું કે એના ગળામાં સાંપ વિંટાયેલો છે, મને તઅજ્જુબ આશ્ચર્ય થયું (એટલે લોકોથી કારણ પૂછ્યું તો જવાબ મળ્યો કે) એ માણસ રસુલુલ્લાહ (સ.અ.વ.)ના સાથીઓને બુરૂભલું કહેતો હતો' સહાબા રદિ.ને ખરાબ કહેતો હતો.

રિવાયત છે કે અબ્દુલ્લાહ ઈબ્ને ઝિયાદના માથામાં એક સાંપ નાક વડે દાખલ થઈ મોઢાએથી નીકળ્યો, પછી મોઢામાંથી દાખલ થઈ નાકના બીજા કાણાં વડે બહાર નીકળ્યો. આ પ્રમાણે કેટલાય વખત દાખલ થયો અને નીકળ્યો, પછી ચાલ્યો ગયો. અને ફરી આવી દાખલ થતો અને નીકળતો રહ્યો કોઈને એ ખબર ન પડી કે એ સાંપ કયાંથી આવ્યો અને કયાં ચાલ્યો ગયો. આ પ્રમાણે થવાનું કારણ એ હતું કે રસુલુલ્લાહ સ.અ.વ.ના ખાનદાનવાલાઓની અને હઝ. હુસયન રદિ. રસુલુલ્લાહ સ.અ.વ.ના નવાસાની બેઈજ્ઝતી કરી હતી.

અસ્મત ઉબાદાની (રહ.)થી રિવાયત છે કે, હું એક મેદાનમાં જતો ત્યાં એક દેવળ ગિરજા જોયું. જેના ઓરડામાં એક પાદરી (ઈસાઈ લોકોનો ધર્મ ગુરુ) બેઠેલો હતો. મેં તેનાથી કહ્યું : 'તમોએ અહિં જે નવાઈ ની એવી બાબતો જોઈ હોય તે વર્ણન કરો' એણે કહ્યું : 'એક દિવસ મેં એક ચકલી શાહમૃગ જેટલી મોટી જોઈ જે આ પત્થર પર આવી બેસી, એણે ઉલ્ટી કરી તો એક માથું પછી પગ અને જાંગ નીકળી, અને જ્યારે એ બીજા અવ્યવો ઉલ્ટી કરતી તો તે અવ્યવો બીજા અવ્યવો સાથે તરત જ જોડાઈ જતા હતા. અહિંયા સુધી કે તે (જુદા જુદા અવ્યવ ભેગા થયા) તેમાંથી એક બેઠેલો માણસ તૈયાર થઈ ગયો. જ્યારે (એ માણસે) ઉઠવાનો વિચાર કર્યો તો ચકલીએ એને ચાંચ મારી અને એક એક કરી એના બધા અવ્યવો-ભાગો ખાઈ ગઈ. આ પ્રમાણે કેટલાય દિવસો સુધી બનતું રહ્યું. મને આશ્ચર્ય થયું અને અલ્લાહ તઆલાની કુદરતનું યકીન થઈ ગયું અને આ વાતની પણ ખાતરી થઈ ગઈ કે આ શરીરને અલ્લાહ તઆલા મરવા પછી જીવંત કરે છે. એક દિવસ મેં એ (ચકલી તરફ) ધ્યાન-લક્ષ આપી કહ્યું : 'એ પક્ષી ! હું તને અલ્લાહનો વાસ્તો આપું છું કે તું થોડીવાર થોભી જા કે હું આ માણસને કંઈ પૂછું અને તે મને એની હાલત વર્ણન કરે.' ચકલીએ ઘણી જ શુદ્ધ ભાષાએ અરબી ભાષામાં કહ્યું : 'આખી દુનિયા એ મારા અલ્લાહના કબઝામાં છે તે હમેશાં રહેનાર છે, અને

બીજી બધી જ વસ્તુ ફના-નષ્ટ થનાર છે. હું અલ્લાહના ફરિશ્તાઓમાંથી એક ફરિશ્તો છું અને એના ઉપર નકકી કરવામાં આવ્યો છું. કારણ કે એણે ગુનાહ કર્યા છે.' (ફરિશ્તો ચકલીના રૂપમાં હતો.) પછી મેં કહ્યું : 'એ ગુનેહગાર માણસ તું કોણ છે અને તારી ઘટના શું છે ? એણે જવાબ આપ્યો, હું હઝરત અલી (રદિ.)ને કત્લ કરનાર અબ્દુલ્લાહ ઈબ્ને મુલ્જિમ છું પછી જ્યારે મને કત્લ કરવામાં આવ્યો અને અલ્લાહની સામે મારી રૂહ પહોંચી તો મને મારૂં અઅમાલનામું આપવામાં આવ્યું એમાં બધી જ તે નેકીઓ અને ગુનાહો લખવામાં આવ્યા હતા જે મેં કર્યા હતા. અલ્લાહ તઆલાએ કયામત સુધી મને અઝાબ આપવા માટે મારા ઉપર આ ફરિશ્તો નકકી કર્યા, જેમકે તે જોયું ત્યાર પછી ચકલીએ ચાંચ મારી એના દરેક અવ્યવોને કાપી કાપીને ખાઈ ગઈ આ હદીષ શરીફને ઈબ્ને મુહમ્મદ ઈબ્ને અસાકિર, ઈબ્ને નજ્જાર અને ઈબ્ને અહમદ (રહ.)એ વર્ણન કરેલ છે.

**'મન આશ બઅદલ મૌત'** (જે મૌત પછી જીવત થયો) નામની કિતાબમાં હઝરત અબ્દુલ્લાહથી રિવાયત છે કે તેઓ વહાણમાં સવાર થયા એમની સાથે બીજા અમુક માણસો પણ હતા, હવા જોરથી ચાલવા લાગી અને કાળા વાદળે અંધારું કરી આપ્યું, કેટલાક દિવસો સુધી નાવડી અંધારામાં ચાલતી રહી પછી દિવસ દેખાયો અને વહાણ વસ્તીના નઝદીક પહોંચ્યું હું પાણીની શોધમાં નીકળ્યો, એક મોટું ઘર જોયું જેના બારણાં બંધ હતા, અંદરથી જોરથી પવન ફુંકાવવાનો અવાજ આવતો હતો, મેં (બહારથી) બૂમ પાડી પરંતુ કોઈએ જવાબ ન આપ્યો તે વેળા બે ઘોડેસવાર સફેદ ચાદર ઓઢી આવ્યા અને કહ્યું, એ અબ્દુલ્લાહ ! આ રસ્તે આગળ જાઓ ત્યાં પાણીનો એક હોઝ મળશે. તમો પાણી પી લેજો અને જો (ત્યાં) નવાઈ પમાડે એવી કોઈ વસ્તુ જુઓ તો ડરશો નહિ. મેં એ બન્ને ઘોડેસવારોથી પૂછયું આ કોનું ઘર છે જેના બધા જ બારણાંઓ બંધ છે અને અંદર હવા ગુંજ મારે છે ? એમણે કહ્યું એ ઘરમાં મુર્દાઓની રૂહો છે.' હું ત્યાંથી આગળ ચાલી હોઝ સુધી પહોંચ્યો, જોયું તો ત્યાં એક માણસ હોઝના વચમાં પાણીના ઉપર પગો બાંધેલી હાલતમાં ઉંધા મોંએ લટકતો હતો જે પોતાના હાથ પાણી તરફ લંબાવતો હતો પરંતુ પાણી સુધી પહોંચી શકતા ન હતા મને જોઈ એણે બૂમ પાડી, એ અબ્દુલ્લાહ ! મને પાણી પીવડાવો મેં પ્યાલો ભરી એને આપવા વિચાર કર્યો તો મારો હાથ બેકાર થઈ ગયો (લકવા જેવો) એટલે હું પાણી ન આપી શકયો. મેં પૂછ્યું ઓ અલ્લાહના બંદા તમે કોણ છો ? એણે જવાબ આપ્યો, 'હું આદમ

(અ.સ.)નો પુત્ર 'કાબિલ' છું. જેણે જમીન ઉપર સૌથી પહેલાં પોતાના ભાઈ '(હાબિલ)નું ખૂન કર્યું હતું.' આ હદીષ શરીફને ઈમામ જલાલુદીન સુયૂતી (રહ.)એ તફસીરે દુરરે મનસૂરમાં લખેલ છે.

હાફિઝ અબૂ મુહમ્મદ (રહ.)એ 'કરામાતે અવલિયા' નામની કિતાબમાં લખ્યું છે કે, અબ્દુલ્લાહ ઈબ્ને હાશિમે મારાથી વર્ણન કર્યું કે, 'હું એક મૈયતને નવડાવવા માટે ગયો જ્યારે એના માથાએથી કપડું કાઢયું-ખેચ્યું તો જોયું કે એના ગળામાં સાંપ વિંટાયેલો હતો. મેં સાંપથી કહ્યું, 'તું અલ્લાહના તરફથી નકકી કરવામાં આવેલો છે અને હમોને પણ અલ્લાહના તરફથી મૈયતને ગુસ્લ આપવાનો હુકમ છે, સારૂં તો એ જ છે કે તું (હમણાં) એક બાજુએ ખસીજા-હટીજા જ્યારે હમો-હમારૂ (નવડાવવાનું) કામ પુરૂં કરી લઈએ તો તું તારૂં (વિંટાઈ રહેવાનું) કામ કરજે' આ વાત સાંભળી સાંપ ઘરના એક ખુણામાં જઈને બેસી ગયો, જ્યારે હમો નવડાવી-કફન પહેરાવી નવરા થયા તો એ આવ્યો અને (મૈયતના) ગળામાં (ફરી) વિંટાઈ ગયો પાછળથી ખબર પડી કે મૈયત કુફ્રના કામો કરતો હતો.

રિવાયત છે કે એક માણસ હઝરત ઉમર (રદિ.)ની સેવામાં આવ્યો જેનું અર્ધું માથું અને અર્ધી દાઢી સફેદ હતી. હઝરત ઉમર (રદિ.) એ ફરમાવ્યું, 'તારી આવી હાલત શાથી થઈ ?' એણે કહ્યું : 'હું ફલાણા કબ્રસ્તાન તરફ ગયો હતો, અચાનક મેં જોયું કે એક માણસ (બીજા) એક માણસને ચાબૂક મારે છે. જ્યારે ચાબૂક એના શરીર પર પડતો હતો તો તે માથાથી લઈ પગ સુધી આગ થઈ જાય છે, મને જોઈ એ માણસ વિટાઈ ગયો. (એના એ વિટાઈ જવાને કારણે મારૂં અર્ધું માથું અને દાઢી સફેદ થઈ ગઈ છે) એણે અરજ કરી કે 'મારી મદદ કર' 'તે ચાબૂક મારનારે કહ્યું : કે 'કદી પણ મદદ ન કરતો કારણ કે એ કાફિર છે.'

રિવાયત છે કે એક માણસ મદીના શરીફમાં હતો, એની બહેનનું મરણ થયું, તો દફન કર્યા પછી ઘરે આવી યાદ આવ્યું કે, રૂપિયાની થેલી કબ્રમાં પડી ગઈ (તે ત્યાં જ રહી ગઈ) એક માણસને સાથે લઈ કબ્ર ખોદી થેલી કાઢી લીધી. પછી પોતાના સાથીથી કહ્યું : 'તમો દૂર થઈ જાઓ હું મારી બહેનને જોઈ લઉં કે કેવી હાલતમાં છે.' જ્યારે કબ્રનું પાટિયું ખસેડી જોયું તો આખી કબ્ર આગથી ભરેલી હતી. તરત જ પાટિયું ઢાંકી કબ્ર બરાબર કરી પોતાની માતા પાસે આવી પૂછયું કે, મારી બહેન દુન્યાથી કેવી હાલતમાં મરણ પામી હતી ? માંએ કહ્યું : 'તે નમાઝ છેલ્લા

વખતમાં (નમાઝનો સમય નીકળી જવા પછી કઝા કરી) પઢતી હતી અને કદી કદી વગર વુઝુએ પઢતી હતી, અને જ્યારે પડોશીઓ સૂઈ જતા તો એમના બારણાઓ પર જઈ કાન લગાડી એમની વાતો સાંભળી લોકોની સામે વર્ણન કરતી હતી.' (એ ગુનાહનું પરિણામ છે કે કબ્રમાં અઝાબ થઈ રહ્યો છે.)

હઝરત અબ્બાન ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, મારા પાડોશીનું મરણ થયું તો હું એના ગુસ્લ-સ્નાન અને કફન-દફનમાં હાજર થયો, જ્યારે મૈયતને કબ્રમાં ઉતારવાનો વિચાર કર્યો તો બિલાડી જેવું એક જાનવર દેખાયું, તેને ખસેડવાની-દૂર કરવાની ઘણી કોશિશ કરી પરંતુ દૂર ન થયું, લાચારીએ મૈયતને બીજી કબ્રમાં દફન કરવાનો વિચાર કર્યો તો તેમાંથ પણ એ જાનવર દેખાયું ત્યાંથી પણ એ દૂર ન ગયું, પછી ત્રીજી કબ્રમાં દફન કરવાનો વિચાર કર્યો તો ત્યાં પણ એ જાનવરે દેખા દીધી અને કોઈ પણ રીતે દૂર ન ગયું. લાચારીએ એ કબ્રમાં (મૈયતને) દફન કરી આપી. જ્યારે માટી બરોબર કરી આપી તો કબ્રમાંથી એક ભયાનક અવાજ સંભળાયો. લોકોએ એની ઔરતને આ બનાવની ખબર કરી અને પૂછ્યું (તમારો પતિ) કેવા કામો કરતો હતો ? એણે જવાબ આપ્યો કે તે જનાબત (સંભોગ પછી એને નિદ્રાવસ્થામાં સ્વપ્નદોષ થવાથી વાજિબ થતું) સ્નાન-ગુસ્લ ન કરતો હતો'

ઈબ્ને કય્યિમ (રહ.)એ 'કિતાબુર્રૂહમાં લખ્યું છે કે, બગદાદમાં એક માણસ લુહાર બજારમાં લોખંડની ખીલીઓ વેચવા માટે ગયો એક લુહારે એને ખરીદી, ભઠ્ઠીમાં નાંખી ગરમ કરવા લાગ્યો તો આગે એના પર કંઈ અસર ન કરી અને તે ખીલીઓ ન તો ગરમ થઈ ન તો નરમ થઈ અને ન તો હથોડાની એના પર કંઈ અસર થઈ. અહિંયા સુધી કે લુહાર લાચાર થઈ ગયો લાચારીએ એણે પૂછ્યું કે આ ખીલીઓ તને કયાંથી મળી ? એ ગલ્લાં-તલ્લાં કરવા લાગ્યો પરંતુ જ્યારે ઘણો આગ્રહ કર્યો તો જવાબ આપ્યો કે, મેં એક જુની કબ્ર ખુલ્લી જોઈ તેમાં જે મૈયત હતી તેના હાડકાંમાં ખીલીઓ લાગેલ હતી, મેં એ ખીલીઓ કાઢવાની ઘણી કોશિશ કરી પરંતુ ન નીકળતાં હું હાડકાનાં ટુકડે ટુકડા કરી કાઢી લાવ્યો.'

અને ઈબ્ને કય્યિમ (રહ.)એ આ પણ વર્ણન કર્યું કે 'મને 'અબૂ અબ્દુલ્લાહે' કહ્યું કે 'હું મારા ઘરેથી અસર પછી નીકળી એક બાગમાં ગયો, અને સૂર્ય આથમતાં પહેલાં અમૂક કબ્રો જોઈ તેમાંથી એક કબ્રમાં આગ ભરેલી હતી. જેમાંથી ઘણા ભયંકર ભડકા નિકળતા હતા જેમકે

'કાંચ ઓગળનારની ભટ્ટી અને મૈયત આગના વચમાં છે મેં પૂછયું કે આ કોની કબ્ર છે ? જાણવા મળ્યું કે એ માણસ વેપાર કરવામાં લોકોને દગો આપતો હતો જેનો આજે ઈન્તિકાલ-મરણ થયું છે.

અબ્દુલ્લાહ કાફી વર્ણન કરે છે કે, હું એક જનાઝહમાં હાજર થયો, ત્યાં કાળા રંગનો એક માણસ હતો, જ્યારે બધા લોકો જનાઝહની નમાઝના માટે ઉભા થયા તો તે (કાળો માણસ) જુદો થઈ ગયો, અને દફન થતી વેળા એણે મારા તરફ જોયું અને કહ્યું એના અમલો છું' પછી કબ્રમાં મૈયત સાથે દફન થઈ ગયો અને આંખોથી ઓઝલ થઈ ગયો અદશ્ય થઈ ગયો.

**ફાયદો :-** (૧) આલિમોએ લખ્યું છે કે, 'બરઝખ' એટલે દુન્યા અને આખિરતના વચમાંનું (મૃત્યુ પછીનું) જીવન ન તો દુન્યામાં અને ન તો આખિરતમાં એટલે એ હાલતમાં જે કાંઈ અઝાબ થાય એ 'કબ્રનો અઝાબ' ગણવામાં આવશે અને જે મૈયતને અલ્લાહ તઆલા અઝાબ કરવા ચાહે છે તેને 'બરઝખ'માં અઝાબ કરે છે જોઈએ તો મૈયતને દફન કરવામાં આવે અથવા ફાંસીએ લટકાવી દેવામાં કે સળગાવી એનો ધુમાડો કરી હવામાં ઉડાડી દેવામાં આવે અથવા દરિયામાં ડૂબાડી આપવામાં આવે મતલબ કે અલ્લાહ તઆલા એના પર અઝાબ કરવા માટે શકિતમાન છે એટલા જ માટે આ બરઝખના અઝાબને કબ્રનો અઝાબ કહેવામાં આવે છે મોટા ભાગે આ અઝાબ કબ્રમાં જ થાય છે (પરંતુ જો દફન ન થયો હોય તો જે સ્થિતિ હોય તે હાલતમાં) આ અઝાબ કયામત સુધી હલ્કો હલ્કો થતો રહેશે. અસલ અઝાબ તો હિસાબ-કિતાબ પછી થશે જે ઘણો જ ભયંકર હશે. (અલ્લાહ તઆલા અઝાબોથી સૌને બચાવે, આમીન.)

**ફાયદો :-** (૨) કબ્રના અઝાબને અલ્લાહ તઆલાએ માણસોની નઝરોથી છુપો રાખ્યો છે એટલા માટે કે જો એ અઝાબ જોઈ લે તો ગાંડો થઈ જાય અને દુન્યાનો બધો કારોબાર છોડી દે જેનાથી દુન્યાની વ્યવસ્થા ખત્મ થઈ જાય. પરંતુ કોઈ કોઈ વખત નમૂના બતાવી પણ આપે છે કે જેથી માણસના દિલમાં આખિરતની ચિંતા અલ્લાહની બીક પેદા થાય અને એની કુદરતનું યકીન થઈ ગફલત દૂર થાય. અને બોધ શિખામણ પ્રાપ્ત કરી ગુનાહોથી શરમાઈ તૌબા કરે અને ફરીવાર ગુનાહ કરવાથી રોકાઈ જાય. અને અલ્લાહથી બક્ષીશ-ક્ષમા ચાહતો રહે.



# પ્રકરણ બાવીસમું :
## કબ્રના અઝાબથી છૂટકારો આપનાર વસ્તુઓ

તબરાની, હકીમ તિરમિઝી અને ઈસ્ફહાનીએ અબ્દુર્રહમાન ઈબ્ને સમુરહ (રદિ.)થી રિવાયત કરી છે કે, એક દિવસ આપ (સ.અ.વ.) હમારી પાસે આવ્યા. અને ફરમાવ્યું, 'મેં આજ રાત્રે એક નવાઈ પમાડે એવું સ્વપ્નું જોયું છે કે, એક માણસને જોયો જે મારી ઉમ્મતમાંથી છે, એની પાસે 'મલિકુતમૌત' રૂહ કાઢવા માટે આવ્યા. એ માણસે એના માતા-પિતા સાથે જે 'એહસાન' ઉપકાર કર્યો હતો તે આવ્યો અને 'મલિકુલમૌત'ને વિદા કરી દીધા અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે એને દફન કર્યા બાદ પાછા આવ્યા તો એના ઉપર કબ્રનો અઝાબ ઉતર્યો તે વેળા 'વુઝુ'એ આવી કબ્રના અઝાબથી એને બચાવી લીધો, અને મારી ઉમ્મતમાંથી એક માણસને જોયો કે જે સકરાતની હાલતમાં હતો. શયતાન એની પાસે આવી દુઃખ અને ચિંતામાં નાંખી રહ્યો છે તે વેળા અલ્લાહનો 'ઝિક્ર' આવ્યો અને એને શયતાનથી બચાવી લીધો, અને મારી ઉમ્મતના એક માણસને અઝાબના ફરિશ્તાઓએ ભયભીત અને ચિંતાતુર કરી દીધો. તે વેળા એની 'નમાઝો' આવી એને બચાવી લીધો અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે તેણે તરસના કારણે ઝુબાન બહાર કાઢેલ છે અને જ્યારે પાણી પીવા ચાહે છે તો રોકી દેવામાંઆવે છે તે વેળા એના 'રોઝહ' હાજર થયા અને પાણી પીવડાવી રાહત આપી અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે એનાથી થોડે દૂર અંબિયા અ.સ. વર્તુળમાં બેઠેલા છે, જ્યારે એ માણસ એમની પાસે આવવા ચાહે છે તો રોકી દેવામાં આવે છે તે વેળા એનું 'જનાબત નાપાકી પછીનું ગુસ્લ' આવ્યું અને હાથ પકડીને મારી બાજુમાં બેસાડી દીધો, અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે એની ચારેવ બાજુ અંધારું છે તે પરેશાન છે કે કઈ બાજુ જાઉં, શું યુકિત કરું ? તે વેળા એની 'હજ્જ' અને 'ઉમરહ'નો સવાબ આવ્યો અને અંધારામાં નૂરના અજવાળા તરફ લાવ્યો, અને મારી ઉમ્મતનો એક માણસ જોયો કે જે મુસલમાનોથી વાત કરે છે પરંતુ તેઓ એની વાત સાંભળતા નથી અને જવાબ પણ આપતા નથી, તે વેળા એનો તે 'સદવર્તન' જે એણે સગાસંબંધીઓ સાથે કર્યો હતો તેનો (સવાબ) આવ્યો અને બૂમ પાડી કહ્યું 'ઓ ઈમાનવાળાઓ ! એની સાથે વાત કરો' તો બધાએ વાત કરી અને એક માણસને જોયો કે તે દોઝખની

ગરમી અને ભડકાથી બચવા માટે બન્ને હાથ પોતાના મોંઢા પર મૂકેલ છે, તો એનો 'સદકહ' આવ્યો અને અઝાબની ગરમીથી એને બચાવી લીધો અને એના ઉપર છાયડો કરી દીધો, અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે અઝાબના ફરિશ્તાઓએ એને ચારેવ બાજુથી ઘેરી લીધો છે તો દુન્યામાં એણે સારી વાતોનો હુકમ અને બુરાઈથી બચવા માટેના જે હુકમો લોકોને સંભળાવ્યા હતા તે આવ્યા અને અઝાબના ફરિશ્તાઓ પાસેથી છોડાવી રહમતના ફરિશ્તાઓને સોંપી દીધો, અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે, જે ગુંથણીયાં ટેકી અલ્લાહના દરબારમાં જાય છે, પરંતુ વચમાં એક પરદો પડેલ છે (જે એને રોકી રહ્યો છે.) તો એની 'સારી આદતો' આવી અને અલ્લાહના દરબારમાં હાથ પકડી પહોંચાડી આપ્યો અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે એના અમલોનો દફતર ડાબી બાજુએથી આવ્યો (ડાબા હાથમાં 'અઅમાલનામું' મળે એ નાકામયાબી અસફળતાની નિશાની છે.) એટલે દુનિયામાં 'અલ્લાહનો ડર' - બીક જે એના દિલમાં હતી તે આવી અને એનું 'અઅમાલનામુ' જમણાં હાથમાં આપી દીધું અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે હિસાબ-કિતાબ વેળા એની નેકીઓનું વજન હલ્કુ થઈ ગયું ઘટી ગયું તો એમના 'ફર્તે' ચારેય બાજુએ (તે નાના બાળકો જે નાનપણમાં જ મરણ પામ્યા અને માં-બાપે એમના મરણથી સવાબની આશાએ સબ્ર કરી) બાળકો આવ્યાં અને વજન વધારી દીધું, અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે તે દોઝખના કિનારે ઉભો છે તો દુન્યામાં અલ્લાહનો' ડર-ભય જે એનામાં હતો તે આવ્યો અને એને છૂટકારો અપાવ્યો અને મારી ઉમ્મતના એક માણસને જોયો કે તે દોઝખમાં પડી જવાની તૈયારીમાં છે તો એના તે આંસુ-અશ્રુઓ જે દુન્યામાં અલ્લાહના ભયથી વહાવ્યા હતાં તે આવ્યાં અને એને દોઝખથી બચાવી લીધો, એક માણસને મારી ઉમ્મતમાંથી જોયો જે પૂલસિરાત પર ઉભો ઉભો થર થર કાંપતો હતો, ધ્રુજતો હતો તે વેળા એણે દુન્યામાં' અલ્લાહથી સારો ગુમાન 'વિચાર રાખ્યો હતો તે આવ્યો જેનાથી ભય-બીક દૂર થઈ અને પૂલસિરાત પરથી નીકળી ગયો, અને મારી ઉમ્મતમાંથી એક માણસને જોયો જે પૂલસિરાતના ઉપર કદી તો ગુંથણયાં ટેકી ચાલતો હતો અને કદી તો ઢગરાં ખસેડતો ચાલે છે. તો એની 'નમાઝ' આવી અને એને હાથ પકડી ઉભો કરી આપ્યો તો એ પૂલ-સિરાત પરથી પસાર થઈ ગયો, અને મારી ઉમ્મતમાંથી એક માણસને જોયો કે જન્નતના દરવાજા સુધી પહોંચ્યો અને બારણું બંધ થઈ ગયું તો

એનો કલિમો 'લાઈલાહ ઈલ્લલ્લાહ' આવ્યો અને દરવાજો ખોલી એને જન્નતમાં દાખલ કરી દીધો. ત્યાર પછી મેં અમુક માણસોને જોયા કે એમની ઝબાન ઉપર ખેંચાઈ ગઈ છે અને લોકો લટકે છે. મેં પૂછ્યું 'એ જિબ્રઈલ (અ.સ.) ! આ કોણ છે ?' જવાબ આપ્યો આ તે લોકો છે જેઓ મુસલમાન મર્દો અને ઔરતોને જુઠી ઝિનાની તોહમત આક્ષેપ લગાવતા હતા.' અને મેં કેટલા માણસોને જોયા કે એમના બન્ને હોટ કાતરથી કાપતા હતા. પૂછ્યું, 'ઓ જિબ્રઈલ (અ.સ.) આ કોણ છે ?' કહ્યું : 'આ તે લોકો છે જેઓ મુસલમાનોની ચાડી ખાતા હતા.'

રિવાયત છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, જે માણસ જિહાદ અલ્લાહના હુકમથી અલ્લાહના દુશ્મનો સાથે અલ્લાહના જ માટે લડાઈ કરવા માટે હાજર થશે તો અલ્લાહ તઆલા એને છ (૬) કરામત વિશેષ્ઠાઓ અર્પણ કરશે.

(૧) એનું લોહીનું ટીપું જમીન પર પડતાં જ એના ગુનાહો માફ થઈ જશે અને તે પોતાની જગ્યા-સ્થાન જન્નતમાં જુએ છે.

(૨) કબ્રના અઝાબથી છૂટકારો થઈ જાય છે.

(૩) કયામતના દિવસના ભયથી નિર્ભય-બીક વગરનો થઈ જશે.

(૪) એના માથા ઉપર સન્માનનો મુગટ મૂકવામાં આવશે, જેનું દરેક મોતી યા'કૂતનું હશે જે દુન્યાની દરેક વસ્તુથી બેહતર-સર્વોત્તમ હશે.

(૫) જન્નતની સારામાં સારી હુરોની સાથે એના નિકાહ થશે.

(૬) પોતાના કુટુંબના સિત્તેર (૭૦) માણસોની શિફારિશ કરશે.

રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ પેટની બીમારીમાં મરણ પામશે તે કબ્રના અઝાબથી મહફુઝ-સુરક્ષીત રહેશે' (પેટની બીમારી એટલે 'પાતળા ઝાડા' થવા અથવા તો જલંદર કે જેમાં બીમાર પાણી વારંવાર માંગે.)

હઝરત સલ્માન ફારસી (રદિ.)થી રિવાયત છે કે, મને અમૂક 'અહલે કિતાબ' (કિતાબવાળાઓ)એ ખબર આપી કે હઝરત ઈસા (અ.સ.)એ ફરમાવ્યું છે કે, 'નમાઝમાં કિયામ (ઉભા રહી કિરાઅત વધુ) કરવાથી 'પૂલસિરાત'ની ગભરામણથી અને લાંબો સિજદો કરવાથી 'કબ્રના અઝાબથી સંતોષિત થઈ જવાય છે, બચાવી લે છે.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે એમણે (પોતે) એક માણસને કહ્યું : 'હું તમોને એવી ભેટ-સોગાત ન આપું કે જેનાથી તમો ખુશ થઈ જાઓ ?' જવાબ આપ્યો, 'જરૂર આપો' ફરમાવ્યું, તબારકલ્લઝીની સૂરત પઢો અને પોતાની ઔરત, બાળકો તથા ઘરના બધા જ માણસોને શીખવાડો, અને પોતાના પડોશીને પણ શીખવાડો (કારણ કે) એ સૂરતનું નામ 'મુન્જીયહ' એટલે કબ્રના અઝાબથી છૂટકારો અપાવનારી અને 'મુજાદિલહ' એટલે અલ્લાહની પાસે મહેનત અને ભલામણ કરી દોઝખનો તથા કબ્રના અઝાબથી છૂટકારો અપાવનારી છે.'

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.) ફરમાવે છે કે, કબ્રમાં અઝાબ માથા તરફથી આવશે તો માથું કહેશે કે, આ બાજુથી તારા (જવા) માટે રસ્તો નથી (કારણ કે) એ (માથા) માં 'સૂરએ મૂલ્ક' છે, પછી (અઝાબ) પગના તરફથી આવશે તો પગ જવાબ દેશે કે આ બાજુથી પણ તારા (જવા) માટે રસ્તો નથી (કારણ કે) આ પગોએ ઉભા રહી 'સૂરએ મુલ્ક' પઢી છે.' આ પણ ફરમાવ્યું કે, જે માણસ દરરોજ રાત્રે 'તબારકલ્લઝી'ની સૂરત પઢશે તે કબ્રના અઝાબથી બચેલો રહેશે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'એક માણસ મરણ પામ્યો જેને કુર્આન શરીફમાંથી તબારકલ્લઝીની સૂરત વગર બીજું કંઈ પણ યાદ ન કર્યું હતું. જ્યારે કબ્રમાં ઉતારવામાં આવ્યો તો અઝાબના ફરિશ્તા આવ્યા (પરંતુ) એ સૂરતે ફરિશ્તાઓને અઝાબ કરવાથી રોકી દીધા. ફરિશ્તાઓએ કહ્યું : '(એ સુરત) તો કુર્આન શરીફમાંથી છે હમો તને દુઃખ આપવા નથી માંગતા, હમારામાં શકિત નથી કે તને અથવા મૈયતને અથવા હમારી પોતાની ઝાતને લાભ કે નુકસાન આપી શકીયે, જો તું આ મૈયતને અઝાબથી બચાવવા ચાહતી હોય તો પરવરદિગારના દરબારમાં જઈ અલ્લાહથી ભલામણ કર.' એ સુરત અલ્લાહના દરબારમાં જઈ કહેશે, 'ઓ અલ્લાહ! આ મૈયત દુનિયામાં મને પઢયા કરતો હતો. હું એના દિલમાં છું માટે જો તું એને અઝાબ આપવા ચાહતો હોય તો (પ્રથમ મને, કુર્આન શરીફમાંથી ખત્મ કરી દે' અલ્લાહ કહેશે '(એ સુરત) તું ગુસ્સામાં આવી ગઈ છે ?' સૂરત કહેશે, 'એ વિષે મને ગુસ્સો કરવાનો હકક છે,' હુકમ થશે કે, 'જા મૈયત મેં તને સોપી આપી અને તારી શિફારિશ કબૂલ કરી લીધી.' એટલે તે ફરિશ્તાઓ પાસે આવશે અને એમને કાઢી મૂકશે. ફરિશ્તાઓ નિરાશ

થઈ ચાલ્યા જશે. તો (સૂરત) મૈયત પાસે આવી ખુશખબરી આપશે કે, 'તારૂં મોઢું મુબારક કે જેણે મને પઢી,તારી છાતી-દિલ મુબારક કે જેની અંદર હું છું, અને મુબારક તારા બન્ને પગો કે જેણે ઊભા રહી મને પઢી' પછી એ સૂરત એની કબ્રમાં રહેશે કે જેથી એ કદી પણ ડરથી ભયભીત ન થાય.

ઈમામ યાફિઅ (રહ.)એ વર્ણન કર્યું છે કે, 'યમન' શહેરમાં એક બુઝુર્ગ હતા, તેઓ કહે છે કે, એકવાર મેં એક મૈયતને દફન કરી, જ્યારે (દફનથી) નવરો થયો તો કબ્રમાંથી મારવાનો અવાઝ આવ્યો અને કબ્રમાંથી એક કાળું કુતરું નીકળીને ભાગ્યું-નાઠું. મેં પૂછયું તું કોણ છે ? જવાબ આપ્યો, 'હું મૈયતના કરતૂતો છું.' મેં ફરી પૂછયું, હમણાં જે માર પડયો એ મૈયતને કે તને ? એણે જવાબ આપ્યો, 'મને' (માર પડયો) એની પાસે 'સૂરએ યાસીન શરીફ' અને 'સૂરએ સજદહ' છે એ બન્ને સૂરતોએ મને મારીને હાંકી કાઢયો.

રિવાયત છે કે, આપ (સ.અ.વ.) હમેશાં સૂતી વખતે 'તબારકલ્લઝી અને સૂરએ સજદહ' પઢયા કરતા હતા.

હઝ. ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ જુમેરાત (ગુરૂવાર)ના મગરિબની (નમાઝ) પછી બે રકાત નમાઝ પઢે, જેની દરેક રકાતમાં 'સૂરએ ફાતિહા' (અલ્હમ્દુ શ.ની સૂરત) પછી 'ઈઝા ઝુલ્લીલતીલ અર્દુ'ની સૂરત પંદર (૧૫) વખત પઢે તો અલ્લાહ તઆલા એના ઉપર મૌતની સખ્તી આસાન બનાવશો અને કબ્રના અઝાબથી છૂટકારો આપશે.' અને પૂલસિરાત પરથી પસાર થવું આસાન સેહલું બનાવશે.'

રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જે માણસ જુમઅહના દિવસે અથવા જુમઅહની રાત્રે મરણ પામશે તો તે ઈમાનની હાલતમાં મરશે અને કબ્રના અઝાબથી બચેલો રહેશે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, જે માણસ રમઝાન શરીફના મહિનામાં મરણ પામશે તો તે કબ્રના અઝાબથી બચેલો રહેશે.



## પ્રકરણ તેવીસમું : કબ્રમાં મુર્દાઓ પરસ્પર મુહબ્બત રાખે છે અને મુલાકાત કરે છે તથા નમાઝ અને કુર્આન શરીફ પઢે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, હઝરત જિબ્રઈલ (અ.સ.)એ મને ખબર આપી કે 'લાઈલાહા ઈલ્લલ્લાહુ' એ તો મુસલમાનનો મિત્ર દોસ્ત છે, મૌતના સમયે, કબ્રમાં અને કબ્રમાંથી ઉઠવાના દિવસે.' એટલે જેણે સાચા દિલથી 'લાઈલાહા ઈલ્લલ્લાહ'નો કલિમો પઢયો અને એના ઉપર અમલ કર્યો અને કુફ્ર-શિર્કમાંથી બચ્યો અને અલ્લાહના હુકમોનું પાલન કર્યું તથા જે કામોથી રોકયા હતા તેનાથી બચેલો રહ્યો તો ખરેખર એ કલિમો ઉપર બતાવેલ ત્રણેવ જગ્યાઓમાં એની મદદ કરશે એ ત્રણેવ જગ્યાઓ આખિરતની મુશ્કિલ અને કઠણ જગ્યાઓ છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એક વખત હઝરત મુસા (અ.સ.)ની કબ્રના પાસેથી પસાર થયા (તો) આપે જોયું કે તે કબ્રમાં નમાઝ પઢે છે,' અને આપ (સ.અ.વ.)એ આ પણ ફરમાવ્યું કે, 'સર્વ નબીઓ પોતાની કબ્રોમાં જીવતા છે અને નમાઝ પઢે છે.'

રિવાયત છે કે સાબિત બુનાની હમેશાં દુઆ કરતા હતા કે, 'ઓ અલ્લાહ ! જો તું કબ્રમાં કોઈ મૈયતને નમાઝ પઢવાની રજા આપતો હોય તો મને (પણ) આપશો. હઝરત ઝુબૈર (રદિ.) કહે છે કે સાબિત બુનાની (રદિ.)નું જ્યારે મરણ થયું તો મેં નવડાવી-કફન પહેરાવી કબ્રમાં મૂકયા, અને (કબ્ર ઢાંકવાના) પાટીયા બરોબર ગોઠવ્યા, અચાનક એક પાટીયું પડી ગયું તો મેં જોયું કે તેઓ કબ્રમાં નમાઝ પઢી રહ્યા છે' અને હઝરત ઈબ્રાહીમ મહલબી (રહ.) કહે છે કે, મારી પાસે આવનજાવન કરવાવાળાઓએ મને કહ્યું કે જ્યારે હમો લોકો સાબિત બુનાની (રદિ.)ની કબ્રના પાસેથી પસાર થઈએ છીએ તો કબ્રમાંથી કુર્આન શરીફ પઢવાનો અવાઝ સાંભળીયે છીએ.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એક સહાબી (રદિ.)એ કબ્રના ઉપર તંબુ બાંધ્યો, એમને ખબર ન હતી કે અહિં કબ્ર છે (એમણે) સાંભળ્યું કે એક માણસ જમીનના અંદર 'સૂરએ મુલ્ક' પઢે છે તેઓ આપ (સ.અ.વ.) પાસે આવ્યા અને આ ઘટના સંભળાવી આપ

(સ.અ.વ.)એ એની વાત સ્વીકારી લીધી-માની લીધી, અને ફરમાવ્યું કે, 'એ સુરત કબ્રના અઝાબથી બચાવી લે છે.'

યુસુફ બિન મુહમ્મદ (રહ.) કહે છે કે, અબુલ હસન જેઓ એક પરહેજગાર બુઝુર્ગ છે તેમણે મને એક જગ્યા બતાવી અને કહ્યું 'કે હું આ જગ્યાએથી દરરોજ 'સૂરએ મુલ્ક' (પઢવાનો) અવાઝ સાંભળું છું.'

ઈસા ઈબ્ને મુહમ્મદ (રહ.)એ અબુબક્ર ઈબ્ને મુજાહિદને મરણ પછી કબ્રમાં કુર્આન શરીફ પઢતા જોયા પૂછયું કે તમો તો મરણ પામ્યા છો હવે શા માટે તિલાવતે કુર્આન શરીફ કરો છો ? કહ્યું 'દરેક નમાઝ અને કુરઆન શ.ના ખત્મ પછી દુઆ કરતો હતો કે, 'ઓ અલ્લાહ ! મને તે લોકોમાંથી બનાવી દે જેઓ કબ્રમાં કુર્આન શરીફની તિલાવત કરે છે.' (એ દુઆના લઈ) અલ્લાહે મને એવો જ બનાવી આપ્યો અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નો કૌલ-કથન છે કે 'મુસલમાનને કબ્રમાં કુરઆન શ. આપવામાં આવે છે અને તે પઢે છે.'

હઝરત ઈક્રમહ (રહ.)થી રિવાયત છે કે, હાફિઝ અબૂલઅલા હમ્દાની કે જેઓ આલિમે રબ્બાની હતા એમના મરણ પછી એક માણસે એમને સ્વપ્નમાં જોયા કે, 'તેઓ એક શહેરમાં છે. જેની બધી જ દીવારો ભીંતો કિતાબોની બનાવેલ છે.' આનું કારણ એમનાથી પૂછવામાં આવ્યું તો જવાબ આપ્યો કે, હું અલ્લાહ તઆલાથી દુઆ કરતો હતો કે મરવા પછી પણ તું મને ઈલ્મમાં મશગુલ-પ્રવૃત્ત રાખજે જેમકે દુનિયામાં ઈલ્મમાં પ્રવૃત્ત છું. અલ્લાહ તઆલા (એ દુઆ) કબૂલ કરી લીધી અને કબ્રમાં મારા ઈલ્મ શિક્ષણની વ્યવસ્થા કરી આપી.'

હઝરત તલ્હા ઈબ્ને ઉબૈદુલ્લાહથી રિવાયત છે કે, એક વેળા હું જંગલથી પસાર થયો, જ્યારે રાત પડી ગઈ તો હું અબ્દુલ્લાહ ઈબ્ને અમ્ર (રદિ.)ની કબ્ર પાસે થોભ્યો, કબ્રમાંથી કુર્આન શરીફ પઢવાનો એવો સુંદર અવાજ આવતો હતો કે એવો અવાજ મેં કદી પણ સાંભળ્યો ન હતો. હું રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાજર થયો અને આ બનાવ વર્ણન કર્યો આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'એ અબ્દુલ્લાહનો અવાજ હતો યાદ રાખો કે અલ્લાહ તઆલા પોતાના ખાસ બંદાઓને લાલ અને લીલા રંગના હીરામોતીની ફાનુસમાં રાખીને જન્નતના વચમાં લટકાવે છે, જ્યારે રાત પડે છે તો એમની રૂહોને એમના શરીરમાં નાંખે છે અને તેઓ આખી રાત નમાઝ અને કુર્આન શરીફ પઢવામાં લાગેલા રહે છે, જ્યારે સવાર થાય છે તો એમને અસલ સ્થળે બોલાવી લે છે.'

'ફિરદૌષ દયલમી'માં રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જે માણસ કુર્આન શરીફ યાદ કરે અને ખત્મ (પૂર્ણ) થતા પહેલાં જ મરણ પામે છે તો અલ્લાહ તઆલા એની કબ્રમાં ફરિશ્તો નકકી કરે છે કે એને પુરૂ કુર્આન શરીફ મોઢે કરાવે છે અહિંયા સુધી કે કયામતના દિવસે પોતાની કબ્રમાં કુર્આન શરીફનો હાફિઝ બની ઉઠશે.

હઝરત આસિમ સકતી (રહિ.)થી રિવાયત છે કે, 'બલ્ખ' શહેરમાં હમોએ એક મૈયતના માટે કબ્ર ખોદી, એક બાજુએ કાણું પડી ગયું તેનાથી હમે જોયું કે એક જુની કબ્ર છે, જેમાં એક ઘરડો માણસ લીલા રંગના કપડાં પહેરી કિબ્લાની બાજુએ (મોં કરી) બેસેલો છે (તેની કબ્રની આજુબાજુની) દિવારો-જમીન અને છાપરું ઉપર ઢાંકેલા પાટિયાં પણ લીલા રંગના છે તે કુર્આન શરીફની તિલાવત કરી રહ્યોં હતો.

અબુન્નસર નીશાપુરી (રહ.)થી રિવાયત છે (જેઓ ઘણા પરહેઝગાર અને તકવાવાળા હતા અને કબ્ર ખોદયા કરતા હતા) ફરમાવે છે કે મેં એક વેળા એક કબ્ર ખોદી અચાનક (ખોદતાં ત્યાં) એક જુની કબ્ર નીકળી આવી મેં જોયું કે તેમાં એક રૂપાળો નવજુવાન સુંદર કપડાં પહેરી બેઠેલો છે એના (શરીર-કપડા)થી સારી સુગંધ આવી રહી છે, એના હાથમાં લીલા અને સુંદર અક્ષરોએ લખેલ કુર્આન શરીફ છે તે નવજુવાન કુર્આન શરીફ પઢવામાં તલ્લીન હતો. એણે મને જોયો તો પૂછયું, 'શું કયામત આવી ગઈ ?' મેં જવાબ આપ્યો 'ના.' એણે કહ્યું : 'આ કાણાંને બંધ કરી આપો.' મેં તે બંધ કરી આપ્યું (કબ્ર ખોદતાં જૂની કબ્ર નીકળી હતી તે બંધ કરવાનું-પૂરી દેવાનું કહ્યું) આ બનાવને 'તારીખે-બગદાદા'માં ઈબ્ને નજ્જાર (રહ.) એ વર્ણન કરેલ છે.

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, મય્યતને સારૂં કફન પહેરાવો કારણ કે એજ કફન પહેરેલી હાલતમાં પરસ્પર એકબીજાથી મુલાકાત કરે છે.' આ પ્રકારની રિવાયત હઝરત અબુ હુરયરહ અને હઝરત અનસ (રદિ.)થી પણ છે.

**ફાયદો :-** આલિમોએ લખ્યું છે કે, 'સારૂં કફન' એટલે રંગે સફેદ, પાક સાફ, જાડુ અને જેટલા કફનના કપડાની જરૂરત હોય એટલું પુરૂં (માણસ માટે ત્રણ અને ઔરત માટે પાંચ કપડાં સુન્નત છે) હોય, ઓછુ ન હોય. સારૂં એટલે કિંમતી નહીં.

હઝરત હુઝયફહ ઈબ્ને યમાન (રદી.)થી રિવાયત છે કે, એમણે પોતાના મરણના સમયે કહ્યું : 'કે મારા માટે બે સફેદ કપડાં (કફન માટે)

ખરીદી લો. એટલા માટે કે તે કાયમ-હંમેશા મારા શરીર ઉપર ન રહેશે, બલ્કે એના બદલામાં એનાથી પણ સારો પોશાક મળશે અથવા ખરાબ.'

હઝરત ઉમર (રદિ.)થી રિવાયત છે કે, એમણે વસિય્યત કરી કે મારૂ કફન અવસત દરજા-મધ્યમ કક્ષાનું લેજો, ન તો વધુ કિંમતી અને ન તો એકદમ હલ્કું. જો અલ્લાહને ત્યાં મારા માટે સારૂં છે (મુઆફી) તો જ્યાં સુધી મારી નજર દૃષ્ટિ પહોંચશે ત્યાં સુધી મારી કબ્ર પહોળી કરી દેવામાં આવશે અને જો મારા માટે સારૂં નથી (સઝા) તો મારી કબ્ર એવી તંગ-સંકુચિત કરી દેવામાં આવશે કે મારાં હાડકાં-પાંસળાં ટુકડે ટુકડા થઈ જશે.'

રિવાયત છે કે હઝરત અબુબક્ર સિદ્દીક (રદિ.)ના મરણનો સમય આવ્યો તો હઝરત આઈશહ (રદિ.)થી ફરમાવ્યું, 'મારા આ બન્ને કપડાં ધોઈ લો અને એ જ કફન પહેરાવજો, ઓ આઈશહ (રદિ.) ! જો મરનાર સારો છે તો એને સારો પોશાક પહેરાવવામાં આવશે. અને જો (મરનાર) ખરાબ છે તો એ (કફન) પણ ઝૂંટવી લેવામાં આવશે.'

હઝરત અલ્ફ બરદાની (રહ.)થી રિવાયત છે કે, એક માણસનું મરણ થયું (જેનું) કફન કંઈક મોટું હતું (એટલે) કફન પહેરાવતી વખતે જે વધારાનું હતું તે મેં ફાડી લીધું. રાત્રે કોઈએ સ્વપ્નમાં કહ્યું : 'તે અલ્લાહના વલી માણસોના કફનમાં કંજુસાઈ કરી, જેથી હમોએ જન્નતથી કફન લાવી પહેરાવ્યું. 'હું તે વેળા ગભરાઈને ઉભો થઈ ગયો. ઉંઘમાંથી જાગૃત થઈ ગયો જોયું તો કફન ખૂંટી પર મૂકેલ હતું.'

**હિકાયત :-** અલ્લાહમહ ઈબ્નુલ જવઝી (રહ.)એ 'ઉયુનૂલ હિકાયત' (નામની કિતાબ)માં હઝરત ફરયાબી (રહ.)થી રિવાયત કરી છે કે, 'કયસાર' શહેરમાં એક ઔરતનું મરણ થયું એની છોકરીએ સ્વપ્નમાં જોયું કે (માં) કહી રહી છે, 'તમે લોકોએ મને ઘણું તંગ-ઓછું કફન પહેરાવ્યું હું મારી સહેલીઓમાં ઘણી શરમીંદા-લજ્જાગ્રસ્ત છું ઘરમાં ફલાણી જગ્યાએ સોનામહોરો મૂકેલ છે. એ (નાણાં)થી મારા માટે કફન ખરીદી ફલાણી ઔરત (નો ઈન્તિકાલ થવાથી) જે હમારી પાસે આવનાર છે તેની સાથે એ કફન મોકલી આપો.' છોકરી કહે છે કે સવારમાં હું (એ બતાવેલ) જગ્યાએ ગઈ તો જોયું ચાર (૪) દીનાર-સોનામહોર મૂકેલ છે પછી છોકરી એ ઔરતના પાસે ગઈ જોયું તો એ તંદુરસ્ત હતી. છોકરીએ કહ્યું, 'આજે તારી મૌત આવે તો તું મને ખબર કરજે (કારણ કે) તારી સાથે મારી માં માટે કંઈ મોકલવું છે.' તે ઔરત એ જ દિવસે મરણ પામી

છોકરીએ કફન વેચાતું લઈ એના કફનમાં મૂકી આપ્યું રાત્રે છોકરીએ (ફરીવાર) સ્વપ્નું જોયું કે, 'માં કહી રહી છે ફલાણી ઔરતે તારુ મોકલેલ કફન મને આપ્યું અલ્લાહતઆલા તને સારામાં સારો બદલો આપે.'

હઝરત શઅબી (રદિ.)થી રિવાયત છે કે, મય્યત જ્યારે કબ્રને સોંપી દેવામાં આવે છે દફન કરી દેવામાં આવે છે, તો મય્યતના છોકરાં અને એના ઘરના માણસો જે મરણ પામ્યા હતા. તેઓ આવે છે અને (દુન્યામાં) જીવતા માણસોની ખબર પૂછે છે કે, 'ફલાણો શું કરે છે ?'

હઝરત સઈદ ઈબ્ને ઝુબૈર (રહ.)થી રિવાયત છે કે, હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)નું મરણ 'તાઈફ' શહેરમાં થયું હું તેમના જનાઝહમાં હાજર હતો, જોયું કે એક ચકલી આકાશમાંથી આવી અને કફનના અંદર દાખલ થઈ ગઈ હમો લોકોએ એ (ચકલી)ને (કફનમાં) શોધી પરંતુ ન મળી હાજર માણસોએ યકીન કરી લીધું. માની લીધું કે એ તો એમના સારા કામો હશે જ્યારે દફન કરી નવરા થયા તો કબ્રમાંથી આ પ્રમાણે અવાજ સાંભળ્યો' ''યા અય્યુતુહન્ન ફસુલ મુત્મઈન્નહ'' અર્થાત્-'એ શાંતિ પામનાર રૂહ ! તું પોતાના અલ્લાહના તરફ પાછી ફર કે તું તેનાથી રાઝી (અને અલ્લાહ) તારાથી રાઝી છે. (અને ત્યાં જવા) પછી તું મારા (ખાસ) બંદાઓમાં દાખલ થઈ જા, અને(પછી) મારી જન્નતમાં (પણ) દાખલ થઈ જા.' (કુર્આન શરીફ પારા ૩૦ સૂરએ ફજ્ર આયત નં. ૨૭ થી ૩૦)

રિવાયત છે કે હઝરત તાઉસ (રહ.)એ પોતાના છોકરાને વસિય્યત કરી કે મારા મરવા પછી (દફન કર્યા બાદ કબ્ર પર ઢાંકેલાં) પાટિયાં ઉઘાડીને જોજે, જો હું કબ્રમાં ન હોઉં તો અલ્લાહના વખાણ કરજે (કારણ કે) એ મારા જન્નતમાં પહોંચવાની નિશાની છે. અને જો હું કબ્રમાં હોઉં તો 'ઈન્નાલિલ્લલાહિ-વ-ઈન્ના ઈલય્હી રાજીઉન' પઢજે' જ્યારે છોકરાએ (બાપના કહેવા પ્રમાણે) પાટિયાં ઉઠાવી જોયું તો (કબ્રમાં) લાશ ન હતી એટલે અલ્લાહનાં વખાણો કર્યા.

હઝરત અબુબક્ર ઈબ્ને મુક્રી (રહ.)થી રિવાયત છે કે, એક માણસે મને કહ્યું : 'કે મેં એક મય્યતને દફન કરી પછી એક ભૂલના કારણે કબ્ર ખોદી (કબ્ર ખોલી) તો તેમાં મય્યત ન હતી.'

હઝરત અબુ હુરયરહ અને હઝરત અનસ ઈબ્ને માલિક (રદિ.) થી રિવાયત છે કે, હઝરત ઉમર (રદિ.) એ જિહાદના માટે જે લશ્કર રવાના કર્યું તેમાં હું પણ હતો જ્યારે હમો પાછાં ફર્યા તો રસ્તામાં હમારા એક સાથીનું મરણ થયું, જ્યારે દફન કરી ફારિગ થયા તો ત્યાંના એક

રહીશે કહ્યું : કે 'આ જમીન મુદાને કબૂલ નથી કરતી અને બહાર ફેંકી દે છે (માટે) જો તમો બે માઈલ દૂર જઈ દફન કરો તો ઘણું સારૂં' (સુચના) (આપ્યા પ્રમાણે કરવાથી) જ્યારે હમો કબ્ર ખોદી અને પાટિયાં હટાવ્યાં તો મય્યત ન દેખાઈ અને જોયું કે જ્યાં સુધી નઝર પહોંચતી હતી ત્યાં સુધી પુરૂં વિશાળ મેદાન હતું અને તે નૂરથી ભરેલ હતું.

હઝરત અબૂ દરદા (રદિ.)થી રિવાયત છે કે, મકકા શરીફ માં એક ઔરત દરરોજ બાર હઝાર (૧૨૦૦૦) વખત સુબ્હાનલ્લાહ' પઢયા કરતી હતી જ્યારે તે મરણ પામી તો એની લાશને કબ્ર પાસે લઈ જઈ કબ્રમાં ઉતારવાનો વિચાર કર્યો તો લાશ જાતે પોતે જ હાથમાંથી છૂટી કબ્રમાં ચાલી ગઈ.'

રિવાયત છે કે, હઝરત વારિદે અજલી (રહ.)નો જ્યારે ઈન્તિકાલ થયો તો લાશ કબ્ર પાસે લઈ ગયા, કબ્રમાં અમુક માણસો ઉતાર્યા તો જોયું કે કબ્રમાં રયહાન (એક પ્રકારનો ખુશ્બુદાર છોડ)ના ફુલોનું પાથરણું છે. (કબ્રમાંથી) મેં થોડા ફુલો લઈ લીધા જે સાત દિવસ સુધી લીલાછમ રહ્યાં, જોવાવાળાઓ આવતા રહ્યા અને જોતા રહ્યા. (પરંતુ) પછી એ ફુલોને (તે સમયના) બાદશાહે લઈ લીધા અને તેમને ત્યાંથી ગાઈબ અદશ્ય થઈ ગયા.'

હઝરત મુહમ્મદ ઈબ્ને મુખલ્લદ (રહ.)થી રિવાયત છે કે, 'મારી માનું મરણ થયું, જ્યારે હું કબ્રમાં ઉતર્યો તો કબ્રની એક ભીંત-જમીનમાં કાણું દેખાયું (તેમાંથી) જોયું કે એક કબ્ર છે જેમાં મય્યતે નવું કફન પહેરેલું છે અને એની છાતીના ઉપર ચંબેલીના ફુલોની કલ્ગી છે. મેં એ કલ્ગી ઉઠાવીને સુંઘી અને હાજરજનોને પણ સુંઘાડી, એની સુંગધ કસ્તુરીથી પણ સારી હતી. પછી કલ્ગીને એની છાતી પર (પાછી) મૂકી કાણું બંધ કરી આપ્યું.'

અમુક બુઝુર્ગોએ લખ્યું છે કે ઈમામ અહમદ ઈબ્ને હંબલ (રહ.)ની (કબ્રના) નઝદીક એક જૂની કબ્ર નીકળી (તેમાં) મય્યતની છાતી પર 'રહયાન'ના ફુલોની કલ્ગી હતી.

હાફિઝ અબૂલ ફર્જ ઈબ્ને જવ્ઝી (રહ.) લખે છે કે ઈસ્વી સન ૧૧૭૨ માં 'બસ્રા' શહેરના નજદીક એક ટેકરો હતો. તે (ટેકરો) એક બાજુએથી થોડો પડી ગયો તો એમાં હૌઝ જેટલી મોટી મોટી સાત (૭) કબ્રો દેખાઈ. અંદરની દરેક મય્યત આખી હતી અને મુશ્ક-કસ્તુરીની સુગંધ આવતી હતી, દરેકનું કફન પણ નવું હતું એક કબ્રમાં જુવાન મય્યત

હતી એના માથા પર બાલ હતા અને એના હોઠ લીલા હતા જાણે કોઈએ પાણી પીવડાવ્યું છે આંખો સુરમાવાળી સુરમઈ હતી અને કેડે તલ્વારનો ઘા હતો.

રિવાયત છે કે હઝરત સઅદુ ઈબ્ને મુઆઝ (રદિ.)ની કબ્ર ખોદતી વેળા કસ્તુરીની સુગંધ આવતી હતી. એક માણસે કબ્રની માટી હાથમાં લીધી તો તે કસ્તુરી હતી.

રિવાયત છે કે, એક મય્યતને કોઈએ સ્વપ્નમાં જોઈ, (તેનાથી) પૂછ્યું કે, તમારી કબ્રમાંથી કસ્તુરીની સુગંધ શા માટે આવે છે ? જવાબ આપ્યો કે, રોઝહની ભૂખ અને તરસ તથા કુર્આન શરીફ પઢવાની એ સુંગધ છે.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મેં રાત્રે સ્વપ્નું જોયું છે કે હું જન્નતમાં દાખલ થયો, જઅફરે તય્યાર (રદિ.)ને જોયા કે તેઓ ફરિશ્તાઓની સાથે ઉડી રહ્યા છે, અને હઝરત હમઝહ (રદિ.) તકિયો લગાડી બેઠેલા છે. બીજા પણ અમુક સહાબા (રદિ.)ને જોયા.'

## પ્રકરણ ચોવીસમું : કબ્રની ઝિયારત કરનારને મય્યત ઓળખે છે તથા જુએ છે.

હઝરત આયશા (રદિ.), હઝરત અબૂ હુરયરહ (રદિ.) અને હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જ્યારે કોઈ માણસ પોતાના ઓળખીતા મુસલમાન ભાઈની કબ્ર પાસે જાય છે અને સલામ કરે છે તો મય્યત એને ઓળખે છે, એનાથી મુહબ્બત કરે છે, અને સલામનો જવાબ આપે છે, અને જો (એ મય્યતને) ઓળખતો ન હોય તો પણ ખુશ થાય છે અને સલામનો જવાબ આપે છે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, અબૂ ઝર્રે આપ (સ.અ.વ.)થી અરજ-વિનંતી કરી કે, કબ્રસ્તાનમાં મારૂં જવાનું થયા કરે છે તો જ્યારે હું ત્યાં પહોંચું તો મારે શું પઢવું જોઈએ ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો કે જ્યારે તમો કબ્રસ્તાનમાં જાઓ તો 'અસ્સલામુ અલયકુમ યા-અહલ્લ-કુબૂરિ મિનલ્મુસ્લિમીન વલ-મુઅમીનિન અન્તુમ લના સલફુન-વ-નહનુ લકુમ તબઉન-વ-ઈન્ના ઈન્શા અલ્લાહુ બિકુમ લાહિકુન' પઢો.

અબૂઝરેં પૂછ્યુ, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! શું મય્યત હમારી સલામ સાંભળે છે ?' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'હાં, સાંભળે છે અને જવાબ પણ આપે છે પરંતુ તમો સાંભળી નથી શકતા.'

રિવાયત છે કે, જ્યારે રસુલુલ્લાહ (સ.અ.વ.) 'ઉહુદ'ની લડાઈથી પાછા આવી રહ્યા હતા. તો શહિદોની કબ્રો પાસે ગયા અને હઝરત મુસ્અબ ઈબ્ને ઉમૈર (રદિ.)ની કબ્ર પાસે ઉભા રહી ફરમાવ્યું, હું સાક્ષી આપું છું કે તમો લોકો અલ્લાહને ત્યાં જીવતાં છો.' પછી સહાબા (રદિ.)થી કહ્યું, અલ્લાહની કસમ ! જ્યારે કોઈ માણસ એમને સલામ કરે છે તો તેઓ કિયામત સુધી જરૂર જવાબ આપે છે.'

ઈમામ બયહકી (રહ.)એ મુહમ્મદ ઈબ્ને વાસિઅ (રહ.)થી રિવાયત કરી છે કે, એમણે કહ્યું 'મને આપ (સ.અ.વ.)થી ખબર મળી છે કે જ્યારે કોઈ માણસ જુમઅહના દિવસે અથવા એક દિવસ પહેલાં (ગુરૂવાર)ના અથવા એક દિવસ પાછળ (શનિવાર)ના ઝિયારત કરે છે તો મય્યત ઝિયારત કરનારને ઓળખે છે.

**હિકાયત :–** શૈખ ઈસ્માઈલ ખઝરમી (રહ.) જે ઘણાં મોટા આલિમ અને દીનદાર બુઝુર્ગ હતા. તેઓ એક વખત યમનના કબ્રસ્તાનમાં ગયા અને ચીસ પાડી રડવા લાગ્યા અને ઘણાં દુઃખી જણાયા. થોડીવાર પછી જોરથી હસ્યા અને ખુશીના ચિહ્નો-નિશાનીઓ એમના ચેહરા પર દેખાય. કોઈએ એમને હસવા અને રડવાનું કારણ પૂછ્યું ફરમાવ્યું, 'મેં જોયું કે મુર્દાઓ પર અઝાબ થઈ રહ્યો છે એટલે રડવા લાગ્યો, પછી મેં અલ્લાહના દરબારમાં એમની બક્ષીશ અને રહમતની દુઆ કરી તો અલ્લાહ તઆલાએ એમના ઉપરથી અઝાબ દૂર કર્યો, એમાં એક ઔરત ગાવાવાળી-ગાયિકા પણ હતી જેને અઝાબ થતો હતો તેણે કહ્યું : ઓ ઈસ્માઈલ ! તમારી દુઆની બરકતથી અલ્લાહ તઆલાએ મને પણ બક્ષી આપી.' એટલા માટે મને હસવું આવ્યું.'

**હિકાયત :–** હઝરત ઝયનુદ્દીન બોશી (રહ.) કહે છે કે ફકીહ અબ્દુર્રહમાન 'મન્સૂરહ' નામના સ્થળે રહેતા હતા. તે વેળા ફિરંગીઓએ કેટલા મુસલમાનોને કૈદ કર્યા અને કેટલાક મુસલમાનોને શહીદ કર્યા અબ્દુર્રહમાન કુર્આન શરીફ પઢતા હતા તેમાં આ આયતે શરીફા પઢયા વલા તહસબન્નલ્લઝીન કુતિલુ અર્થાત :- 'જે લોકો અલ્લાહના રસ્તામાં કત્લ (શહીદ) થયા એમને મુર્દા (મૃત) ન સમજો (બલ્કે) તેઓ જીવતા છે અને પોતાના અલ્લાહની પાસે રોજી મેળવે છે.' (કુર્આન શરીફ પારા ૪,

આયત નં.-૧૬૯, સૂરએ આલે ઈમરાન). પછી જ્યારે અબ્દુર્રહમાન ફકીહ (રહ.)ને કત્લ કરી નાંખવામાં આવ્યા તો એક ફિરંગી હાથમાં ભાલો લઈ આવ્યો અને તેમાંથી અબ્દુર્રહમાન (રહ.)ને કચડી નાંખતા તઅન-ટોણાં મારતાં કહ્યું : 'ઓ મુસલમાનોના સરદાર ! તમો કહેતા હતા કે, (જેઓ કત્લ થયા છે તેમાના વિષે) અલ્લાહતઆલા ફરમાવે છે કે 'તમો જીવતા છો અને રોજી પામો છો. (હવે તમે કત્લ થયા છો) તો બતાવો એ (જીવંત રહેવું અને રોજી) કયાં છે ? અબ્દુર્રહમાન (રહ.)એ માથું ઉઠાવી બીજી વખત કહ્યું : 'હય્યુંન-વ-રબ્બિલ કઅબહ' 'કઅબાના રબ (એટલે અલ્લાહ)ની કસમ ખરેખર તેઓ જીવતા જ છે.' આ સાંભળી તે ફિરંગી ઘોડા પરથી ઉતર્યો અને એમના માથાને ચુંબન કર્યું પછી પોતાના નોકરથી કહ્યું : 'એમની લાશ-મૃતદેહને આપણાં શહેરમાં લઈ લો.'

**હિકાયત :–** કૈસરિયહ નામની કિતાબમાં છે કે એક માણસ કફન ચોર હતો. અચાનક એક નેક ઔરતનું મરણ થયું, લોકોએ જનાઝહની નમાઝ પઢી, કફન ચોર પણ નમાઝમાં હાજર હતો કારણ કે દફન કરેલ જગ્યા જોઈ લે. જ્યારે દફન કરી નવરા થાય (ઘરે આવી ગયા) પછી રાત થઈ તે કફન ચોરે કબ્ર ખોદી, ઔરતે કહ્યું : 'સુબ્હાનલ્લાહ (અલ્લાહની ઝાતપાક છે) તુ એવી ઔરત નુ કફન ચોરે છે અલ્લાહે અલ્લાહે જેના ગુનાહ મુઆફ કરી આપ્યા છે અને કફન ચોર ના ગુનાહ પણ મુઆફ કરી આપ્યા છે. એણે પૂછયું શું મારા ગુનાહ પણ માફ કરી આપ્યા ? ઔરતે જવાબ આપ્યો, અલ્લાહ તઆલાએ મને બક્ષી દીધી અને જે લોકોએ મારી જનાઝહની નમાઝ પઢી તેમને પણ અને તેં પણ મારી જનાઝહની નમાઝ પઢી છે. (એટલે તારી પણ બક્ષીશ થઈ ગઈ.) આ સાંભળી એણે કબ્ર સરખી કરી આપી અને (કફન ચોરવાના) ખરાબ કામથી તૌબા કરી લીધી.

**હિકાયત :–** કૈસરિયહ નામની કિતાબમાં લખેલ છે કે, હું મકકા શરીફમાં હતો ત્યાં મારો એક મુરીદ-શિષ્ય આવ્યો અને કહ્યું : ઓ ઉસ્તાદ સા. કાલે ઝોહર વેળા મારૂં મરણ થશે. (માટે) ઓ સોનામહોર લો (જેમાંથી) અર્ધાનું કફન ખરીદજો અને અર્ધી કબ્ર ખોદનારને (મજુરી પેટે) આપજો.' જ્યારે બીજા દિવસે ઝોહરનો સમય આવ્યો તો તે શિષ્ય આવ્યો, તવાફ કર્યો અને થોડે દૂર જઈ મરણ પામ્યો જ્યારે મેં નવડાવી કફન પહેરાવી કબ્રમાં મૂકયો તો એણે મારા તરફ જોયું. મેં કહ્યું : 'તમો મરી ગયા છો છતાં જીવતા છો ?' એણે કહ્યું : 'હું અલ્લાહથી મુહબ્બત રાખું

છું અને અલ્લાહથી મુહબ્બત રાખનાર મરતો નથી.'

**હિકાયત** :– હઝરત ઈમામ યાફિઈ (રહ.)એ પોતાની કિતાબ 'કિફાયતુલ મુઅતકિદ'માં લખ્યું છે કે મને એક નેક માણસે કહ્યું કે, ફલાણા બુઝુર્ગ પોતાના વાલિદ સા.ની કબ્ર પર જાય છે અને એમનાથી વાત કરે છે.' અને આ બનાવ (પણ) પ્રખ્યાત છે કે ફકીહ કબીર અહમદ ઈબ્ને મુસા (રહ.)ની કબ્રથી 'સૂરએ મુલ્ક' પઢવાનો અવાઝ સંભળાતો હતો.

હાકિમ (રહ.)એ 'તારીખે નેશાપૂર'માં અને ઈબ્ને અસાકિર (રહ.)એ 'તારીખે દમિશ્ક'માં સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.)થી રિવાયત કરી છે કે, હમો લોકો હઝરત અલી (રદિ.) સાથે મદીના શ.ના કબ્રસ્તાનમાં ગયા. હઝરત અલી (રદિ.)એ બૂમ પાડી કહ્યું, 'યા અહલલ્કુબૂર ! "અસ્સલામુ અલયકુમ વરહમતુલ્લાહિ વ બરકાતુહુ તુખ્બીરૂના બિ-અખ્બારિકુમ અમ તુરીદૂન અને નુખ્બીરકુમ" અર્થાત ઓ કબ્રવાળાઓ ! તમારા ઉપર અલ્લાહની સલામ ને રહમત, તમો તમારી હાલત હમોને કહેશો કે પછી (તમો) હમારી હાલત સાંભળવા ચાહો છો ? એક કબ્રમાંથી અવાજ આવ્યો કે "વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહિ વબરકાતુહ, 'ઓ અમીરૂલ મુઅમીનીન ! તમો ફરમાવો કે હમારા પછી શું થયું ? હઝરત અલી (રદિ.)એ જવાબ આપ્યો, તમારી ઔરતો બીજાના નિકાહમાં આવી ગઈ અને તમારો માલ વારિષોએ વહેંચી લીધો અને તમારી અવલાદને યતીમખાનહમાં મોકલી દેવામાં આવી, અને તમારા ઘરો પર તમારા દુશ્મનો શત્રુઓએ કબ્ઝો કરી લીધો' આ અમારે ત્યાંની ખબર છે. હવે તમો તમારી ખબર કહો. એક મય્યત કે જેના બાલ ખરી ગયા હતા, કફન સડી ગયું હતું, શરીરની ચામડી ટુકડે-ટુકડા થઈ ગઈ હતી, આંખો જતી રહી હતી, શરીરમાંથી પરૂ વહી રહ્યું હતું તેણે કહ્યું : 'દુન્યામાં હમેં જે કર્યું હતું તેનો આજે બદલો મળી રહ્યો છે અને જે (સારા કામો) નથી કર્યા તેનો પસ્તાવો છે અને હમો હમારા અમલોમાં સપડાયેલા છે. (અમલોની સઝા ભોગવી રહ્યાં છે.)

યુનુસ ઈબ્ને આબિદીન અબિલ્ફુરાતથી રિવાયત છે કે એક માણસ કબ્ર ખોદતો હતો આરામ કરવા માટે થોડીવાર કબ્રમાં બેસી ગયો તેની પીઠમાં ઠંડી હવા લાગી. એણે પાછું ફરી જોયું તો એક કાણું હતું (જેને) આંગળીથી પહોળું કર્યું તો એક કબ્ર દેખાઈ, અને એક મોટું મેદાન કે જેમાં એક ઘરડો માણસ બેઠેલો છે. એના બાલોમાં મહેંદીનો ખિઝાબ છે

એવું લાગતું હતું કે જાણે કોઈએ હમણાં જ કાંસ્કી કરેલ છે.

હઝરત અબ્દુલ્લાહ (રહ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ઉહુદની લડાઈમાં શહિદ થયેલાઓની ઝિયારત કરી અને ફરમાવ્યું 'ઓ અલ્લાહ ! તારો બંદો અને નબી સાક્ષી આપે છે કે આ લોકો શહીદ છે અને જે માણસ એમની ઝિયારત કરશે (અને એમને સલામ કરશે) તો એ લોકો સલામનો જવાબ આપશે. કયામત સુધી.

ઉતાહ (રહ.) કહે છે કે મારી ખાલા-માસીએ ઉહુદના શહિદોની ઝિયારત દર્શન કર્યા, તેમની સાથે સવારીના જાનવરની ચાકરી માટે બે-નોકરો હતા. જેમણે બે રકાઅત નમાઝ પઢી અને ઉહદના શહિદોને સલામ કરી તો એમણે જવાબ આપ્યો તે સાંભળ્યો અને આ પણ સાંભળ્યું કે હમો તમોને ઓળખીએ છીએ.

રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.) દર વર્ષે 'ઉહુદના શહિદોની ઝિયારત માટે જતા હતા. જ્યારે કબ્ર નઝદીક પહોંચતા તો જોરથી કહેતા હતા. 'સલામુન અલયકુમ બિમા સબરતુમ ફનિઅમ ઉકબદદાર' હઝરત અબૂબક્ર (રદિ.) હઝરત ઉમર (રદિ.) અને હઝરત સઅદ ઈબન અબી વકકાસ ફાતિમહ (રદિ.) અને હઝરત સઅદ ઈબ્ને અબી વકકાસ (રદિ.) દર વર્ષે ઉહદના શહિદોની ઝિયારત માટે જતા હતા.

ફાતિમહ ખુઝાઈય્યહ (રહ.) કહે છે કે, 'હું મારી બહેન સાથે ઉહુદના શહીદોની ઝિયારત માટે ગઈ, તો હઝરત હમઝહ (રદિ.)ની કબ્ર પાસે જઈ કહ્યું 'અસ્સલામુ અલયકુમ યા અમ્મ રસુલિલ્લાહ ! ઓ રસુલુલ્લાહ (સ.અ.વ.)ના કાકા તમારા ઉપર અલ્લાહના સલામ કબ્રમાંથી અવાજ આવ્યો વઅલયકુમુસ્સલામ વરહમતુલ્લાહિ વબરકાતુહ.

હાશિમ ઈબ્ને મુહમ્મદ (રહ.)થી રિવાયત છે, મારા પિતા મને મદીના શરીફના કબ્રસ્તાન લઈ ગયા. સૂર્ય નીકળતા પહેલા જ્યારે કબ્રસ્તાન પહોંચ્યા તો જોરથી કહ્યું 'અસ્સલામુ અલયકુમ બિમા સબરતુમ ફનિઅમ ઉકબદદાર' કબ્રસ્તાનમાંથી જવાબ મળ્યો 'વઅલયકુ મુસ્સલામ યા અબા અબ્દુલ્લાહ !' મારા પિતાશ્રીએ મને પૂછયું કે જવાબ તેં આપ્યો ? મેં કહ્યું 'ના' પછી મને પોતાની જમણી બાજુ ઉભી રાખી બીજીવાર સલામ કરી તો ફરી જવાબ મળ્યો, આ પ્રમાણે ત્રણ વાર સલામ કહી અને ત્રણ વખત જવાબ સાંભળ્યો.

અખ્બારે મદીના-મદીના શરીફની વિગતો નામની કિતાબમાં બિક્ર

ઈબ્ને મુહમ્મદ (રહ.)થી રિવાયત છે કે, સઈદ ઈબ્ને મુસય્યિબ (રહ.) કહે છે કે 'અય્યામે હર્બ' મદીના શરીફ (ઉપર લશ્કરે હમલો કર્યો હતો તે દિવસો) જે સખ્ત લડાઈના હતા, બધા લોકો લડવામાં મશ્ગુલ-પ્રવૃત્ત હતા અને મસ્જિદે નબવી (સ.અ.વ.)માં ત્રણ દિવસ સુધી અઝાન અને જમાઅત ન થઈ તે વેળા હું એકલો મસ્જિદે નબવી (સ.અ.વ.)માં હાજર રહેતો હતો, હું ગભરાઈને આપ (સ.અ.વ.)ની કબ્ર પાસે ગયો, ઝોહરનો સમય થયો, મુબારક કબ્રથી અઝાનનો અવાઝ આવ્યો મેં વુઝુ કરી બે રકાઅત નફિલ નમાઝ પઢી, પછી ઈકામત-તકબીરનો અવાઝ સાંભળ્યો તો ઝોહરની નમાઝ અદા કરી, પછી જ્યારે અસરનો સમય થયો તો અઝાન અને તકબીરનો અવાઝ સાંભળ્યો, આ પ્રમાણે ત્રણ દિવસ સુધી અઝાન અને તકબીરનો અવાઝ સાંભળતો રહ્યો અને નમાઝ અદા કરતો રહ્યો.

મિન્હાલ ઈબ્ને અમ્રથી રિવાયત છે કે, હું દમિશ્કમાં હતો, ખુદાની કસમ મેં જોયું કે જ્યારે હઝરત ઈમામ હુસૈન (રદિ.)ના મુબારક માથાને દમિશ્કથી રવાના કર્યું તો એક માણસ 'સુરએ કહફ' પઢી રહ્યો હતો. જ્યારે એણે આ આયત પઢી, "અન્ન અસ્હાબલ કહફિ વર્રકીમી 'કાનૂ મિન આયાતિના અજબા." અર્થાત :- શું તું એમ ધારે છે કે ગુફા અને પહાડના રહેનારા અમારી (કુદરતની) નિશાનીઓમાં કંઈ અજીબ આશ્ચર્યજનક હતા ? (સૂરએ કહફ, આયત નં. ૯, પારા ૧૫) (તે વેળા) મુબારક માથામાંથી અવાજ આવ્યો, 'અઅજબુ-મિન-અસ્હાબિલ કહફે કત્લી-વ-હમ્લી. અર્થાત :- 'અસ્હાબે કહફથી પણ વધુ આશ્ચર્યજનક મને કતલ કરવું. અને મારા માથાને (દમિશ્ક) રવાના કરવું છે.'

રિવાયત છે કે હઝરત ઉમર (રદિ.)ના સમયમાં એક બંદગી કરનાર નવયુવાન મસ્જિદમાં બંદગી કર્યા કરતો હતો. હઝરત ઉમર (રદિ.) એની બંદગીથી તઅજ્જુબ કરતા હતા. એ (જુવાન)ના બાપ ઘણાં ઘરડાં થઈ ગયા હતા. (એટલે) ઈશાની નમાઝ પઢી બાપની સેવામાં જતો, રસ્તામાં એક ઔરત એના ઉપર આશિક થઈ ગઈ (જેથી) દરરોજ એને બોલાવતી અને છેડતી કરતી. એક દિવસ તે જુવાન (ઔરત) સાથે ગયો ઔરત ઘરમાં ગઈ (પછી) જ્યારે એ જુવાન બારણાં પાસે પહોંચ્યો અને અંદર જવાનો વિચાર કર્યો તો આ આયત યાદ આવી 'ઈન્નલ્લઝીનત્તકવ ઈઝા મસ્સહુમ તાઈફુંમ્મિનશ્શયતાન. અર્થાત :- 'બેશક-નિશંક જે લોકો પરહેઝગાર છે તેમને જ્યારે શયતાન તરફથી કંઈ વસવસો આવે છે ત્યારે તેઓ (અલ્લાહની) યાદમાં લાગી જાય છે તેથી તેજ પળે તેઓને (સાચી

વસ્તુનું) ભાન થઈ જાય છે.' (સૂરએ અઅરાફ આયત ૨૦૧) તે વેળા અલ્લાહની બીક એના દિલ પર એવી છવાઈ ગઈ કે જમીન પર પડી ગયો અને બેભાન થઈ ગયો જ્યારે ઘણો સમય વીતી ગયો તો એના બાપ ઘેરથી શોધવા માટે નીકળ્યા જોયું તો બેભાન પડયો હતો એને ઘેર ઉંચકી લાવ્યા જ્યારે ભાનમાં આવ્યો તો પૂછયું જે કાંઈ તને થયું તારી સાથે બન્યું સાચું સાચું બતાવી દે જુવાને તે (ઉપરવાળી) આયત પઢી અને ચીસ પાડી જમીન પર પડયો ને જીવ નીકળી ગયો. લોકોએ નવડાવ્યો અને કફન (દફન) કર્યો. સવારમાં હઝરત ઉમર (રદિ.)ને આ બનાવની કોઈએ ખબર કરી. આપ (રદિ.)એ જુવાનના બાપને દિલાસો આપવા ગયા અને ફરમાવ્યું, 'મને તે વેળા ખબર શા માટે ન આપી ?' કહ્યું 'ઓ અમીરૂલ મુઅમિનીન ! રાતનો સમય હતો (એટલે) આપને તકલીફ પડશે એવા વિચારથી ખબર ન કરી' આપે કહ્યું :- 'મને એની કબ્ર પાસે લઈ જાઓ, 'જ્યારે આપ સહાબા (રદિ.) સાથે કબ્ર સુધી પહોંચ્યા તો ફરમાવ્યું, 'વલિમન ખાફ મકામ રબ્બિહિ જન્નતાન.' અર્થાત :- જે માણસ પોતાના અલ્લાહ પાસે ઉપસ્થિત થવાથી ડરે છે અને બે જન્નતો મળશે' નવજુવાને કબ્રમાંથી બે વખત જવાબ આપ્યો, 'એ ઉમર (રદિ.) ! ખરેખર મારા અલ્લાહે મને બે જન્નતો આપી.'

ઈબ્ને અસાકિર (રહ.)એ હબ્બાબ સુલમી (રદિ.)થી રિવાયત કરી છે કે બનૂઉમય્યહની લડાઈના સમયે હમો નવ માણસોને પકડી રૂમ દેશના બાદશાહ પાસે લઈ ગયા, એણે સૌને કત્લ કરી નાંખવાનો હુકમ આપ્યો, એના હુકમ પ્રમાણે આઠ (૮) માણસોને શહીદ કરી નાંખવામાં આવ્યા, હવે જ્યારે મારો વારો આવ્યો તો દરબાન અંગરક્ષકે બાદશાહનું માથું અને પગ ચુમી-ચુંબન કરી વિનંતી કરી કે આ (કૈદી) મને આપી દો બાદશાહે (માંગણી પ્રમાણે) મને સોંપી આપ્યો, તે મને એના ઘરે લાવ્યો. ઘરમાં એની ખુબસુરત છોકરી હતી તેને મારી સામે બોલાવી. પછી મને છોકરી તરફ ઈશારો કરી કહ્યું 'બાદશાહના નઝદીક મારો શું હોદ્દો (માન) છે તે તું જાણે છે ?' જો તું મારો ધર્મ કબૂલ કરી (ઈસ્લામ છોડી આપે) તો અમારી છોકરીથી તારી શાદી કરાવી આપું અને મારી જે કાંઈ માલદોલત છે તે સર્વ તને સોંપી આપીશ.' મેં જવાબ આપ્યો ઔરત અને માલોદવલત (ધન-સંપત્તિ) માટે હું મારો ધર્મ નહિં બદલું. 'હું કેટલાય દિવસો સુધી એને ત્યાં રહ્યો અને તે દરરોજ મને સમજાવતો રહ્યો, એક રાત્રે એની છોકરી મને બાગમાં લઈ ગઈ અને કહ્યું : મારા બાપની વાત

તમો કેમ નથી માનતા ? ફરી મેં એ જ જવાબ આપ્યો કે ઔરત અને ધન માટે હું મારો ધર્મ નહિં છોડીશ.' પછી એણે પૂછયું તમો અહી રહેવા ચાહો છો કે પછી તમારા વતન ગામ જવા ચાહો છે ? મેં જવાબ આપ્યો હું મારા શહેર જવા ચાહું છું ને મારા શહેર જવા માટે ઘણા દિવસો લાગે છે. એણે મને વાદળમાં એક તારો બતાવ્યો અને કહ્યું : આ તારાની સીધાણમાં જજે અને આખી રાત ચાલજે પછી સવાર પડતાં કહી સંતાઈ જજે આ પ્રમાણે રાતના ચાલતાં અને દિવસના સંતાતા-છુપાતા તું તારા શહેરમાં પહોંચી જઈશ. 'હું ત્યાંથી રવાના થયો, રાતના ચાલતો અને સવારમાં સંતાઈ જતો (આમ કરતાં ત્રણ દિવસ પસાર થયા પછી) ચોથા દિવસે હું એક જગ્યાએ સંતાયો હતો, (મેં) જોયું કે અમૂક ઘોડેસવાર માણસો આવી રહ્યા છે હું ભયભીત થયો કે કદાચ દુશ્મનો મને શોધવા માટે આવી પહોંચ્યા જ્યારે નઝદીક આવ્યા તો એ (સાથીઓ) તેજ હતા જેમને રૂમના બાદશાહે કત્લ કર્યા હતા, અમૂક બીજા માણસો પણ એમની સાથે સફેદ ઘોડા પર સવાર હતા, એ લોકોએ મને બૂમ પાડી કહ્યું ઉમૈર' મેં જવાબ આપ્યો, 'હાં, હું ઉમૈર છું' અને કહ્યું તમો લોકોને શહીદ કરી નાંખ્યા હતા પછી કઈ રીતે આવ્યા ? કહ્યું 'હાં, હમોને શહીદ કરી નાંખવામાં આવ્યા હતા, પરંતુ શહીદોને તો અલ્લાહ તઆલાએ જીવતા રાખ્યા છે અને હમોને હુકમ આપ્યો છે કે હઝરત ઉમર ઈબ્ને અબ્દુલ અઝીઝના જનાઝહમાં હાજર થાયેં' પછી એ (સવારોમાંથી) એકે કહ્યું 'કે ઓ ઉમેર ! તમારો હાથ જરા લંબાવો,' મેં મારો હાથ લંબાવ્યો તો એણે મને પોતાના ઘોડા પર સવાર કરી લીધો થોડે છેટે જઈ ઉતારી દીધો તો હું મારા ઘરના નઝદીક હતો.

ઈબ્ને જવઝી (રહ.)એ 'ઉયૂનૂલ હિકાયાત'માં અબૂઅલી જરીર (રહ.)થી રિવાયત કરી છે કે, શામ દેશમાં ત્રણ ભાઈઓ પોતાના સમયના મહાન બહાદૂર અને પહેલવાન હતા જેઓ હમેશાં કાફિરો સાથે જિહાદ કરતા હતા. રૂમના બાદશાહે એમને કૈદ કર્યા અને કહ્યું 'જો તમો નસ્રાની ધર્મ (ખ્રિસ્તી) કબૂલ કરી લો તો હું મારો દેશ તમોને આપીશ અને મારી છોકરીઓની શાદી તમારી સાથે કરી આપીશ.' તેમણે ના પાડી આપી અને મદદ માંગી અય-મુહમ્મદ (સ.અ.વ.) હમારી મદદ કરજો આ પ્રમાણે ગાઈબથી મદદ માંગવી એ શર્તે જાઈઝ છે કે (તેના) હાઝિર-નાઝિરનો અકીદો-શ્રદ્ધા ન રાખતો હોઈ આજકાલ લોકોના અકીદા માન્યતા ખરાબ થઈ જવાથી એ પણ જાઈઝ નથી.) આ સાંભળી રૂમના

બાદશાહે ત્રણ મોટી મોટી દેગોમાં તેલ ભરી આગ ઉપર ચઢાવી, ત્રણ રાત-દિવસ એના નીચે આગ સળગતી રહી. દરરોજ એ (ત્રણેવ ભાઈઓને) દેગ પાસે લઈ જતો અને કહેતો કે 'નસરાની ધર્મ' કબૂલ કરો નહિ તો તમોને આગમાં નાંખી દઈશ' તેઓ હંમેશા (એ ધર્મ સ્વીકારવાની) ના પાડતા હતા. ચોથા દિવસે મોટાભાઈને દેગમાં નાંખી દેવામાં આવ્યો એ જ પ્રમાણે બીજા ભાઈને પણ દેગમાં નાંખી દીધો. પછી નાના ભાઈને દેગ પાસે લાવી દરેક રીતે સમજાવ્યો અને મહેનત કરી કે કોઈ પણ રીતે નસરાની ધર્મ કબૂલ કરી લે પરંતુ એણે પણ ના પાડી દીધી પછી એક પારસી આવ્યો અને એણે કહ્યું : 'ઓ બાદશાહ ! હું એને ઈસ્લામ ધર્મથી ફેરવી નાંખીશ (એટલે મને સોંપી આપો) બાદશાહે પૂછયું તું એને કઈ રીતે ધર્મથી ફેરવી નાંખીશ એણે કહ્યું 'અરબસ્તાનના માણસો ઔરતોને ઘણાં ચાહે છે મારી છોકરી રૂમ દેશમાં સૌથી વધુ રૂપવાન છે, તે એને સોંપી આપીશ જે એને ધર્મથી ફેરવી નાંખશે. ચાલીસ દિવસની મુદત નકકી કરી પોતાના ઘરે લઈ આવ્યો અને છોકરીને સોંપતા તાકિદ કરી કે એને તારા કબજામાં લઈ એનો ધર્મ બરબાદ કરી નાંખજે. છોકરીએ જવાબ આપ્યો, 'હું એ કામ જરૂર કરીશ તમો શાંતિ રાખો. જુવાન લાચાર થઈ એની સાથે રહેવા લાગ્યો. આખો દિવસ રોઝો રાખતો હતો અને રાત્રે બંદગી કરતો હતો આમ કરતાં એક મહિનો વીતી ગયો, પરંતુ ઔરત તરફ એણે જોયું પણ નહીં એક દિવસ એના બાપે પૂછયું તેં એની સાથે શું કર્યું ? છોકરીએ જવાબ આપ્યો કે એના બે ભાઈઓને આ શહેરમાં મારી નાંખવામાં આવ્યા છે, કદાચ એમની ચિંતામાં જ મારા તરફ ધ્યાન નથી આપતો. મને એની સાથે બીજા શહેરમાં મોકલી આપો અને બાદશાહથી મુદતની વધારે માંગણી કરો. એણે વધારે મુદત માંગી બીજા શહેરમાં મોકલી આપ્યા. અહિં પણ જુવાને પોતાનો સમય રોઝહ અને બંદગીમાં વિતાવ્યો, અને ઔરતના તરફ કદી પણ ન જોયું (મુદત પૂરી થવાની છેલ્લી રાત્રે ઔરતે એનાથી કહ્યું : 'એ જુવાન માણસ ! તું તારા અલ્લાહના હુકમો પુરા કરવામાં પૂરેપૂરો પાબંદ છે. અલ્લાહ સાચો છે એટલે મેં તારો ધર્મ કબૂલ કર્યો અને મારા બાપ-દાદાના ખોટા ધર્મને છોડી આપ્યો' હવે જુવાને પૂછયું તું જ બતાવ હવે કયા બહાનાથી આપણે અહીંથી નાસી છૂટયે ? ઔરત એક ઘોડો લાવી બન્ને એના ઉપર સવાર થઈને આખી રાત ચાલતા અને દિવસના સંતાઈ જતા, એક રાત્રે એ બન્ને જઈ રહ્યા હતાં કે અમુક સવારોનો અવાજ સાંભળ્યો. જોયું તો આ નવજુવાનના તે બન્ને ભાઈઓ હતા અને એમની સાથે ફરિશ્તાઓ પણ છે.

જુવાને સલામ કરી અને પૂછ્યું તમે ઈન્તકાલ કરી ગયા હતા દફીન કરી નાંખવામાં આવ્યા હતા. હવે કઈ રીતે આવ્યા ? જવાબ આપ્યો કે, 'હમારી મોત તો ફક્ત એટલી જ હતી કે દેગમાં એક ડૂબકી લગાવી અને જન્નતુલ ફિરદોસમાં પહોંચી ગયા હવે અલ્લાહ તઆલાએ હમોને તારી પાસે મોકલ્યા છે કે જેથી આ ઓરતની શાદી તમારી સાથે કરાવી આપીએ.' પછી એ લોકોએ એ બન્નેના નિકાહ કરાવી આપ્યા અને જ્યાંથી આવ્યા હતાં ત્યાં પછી ચાલ્યા ગયા. જુવાન પોતાની ઓરતને લઈ પોતાના દેશ 'શામ'માં પહોંચ્યો અને એમનો આ બનાવ આખા દેશમાં પ્રખ્યાત થઈ ગયો. અને એક અરબી શાઈર-કવિએ કહ્યું.

સ યુઅતીસ્સાદિકીન બિફઝ્લિ સિદ્કિહીન
નજાતન ફિલ હયાતિ વ ફિલ મમાતિ

અર્થાત : અલ્લાહ તઆલા સાચા લોકોને એમની સચ્ચાઈની બરકતથી દુન્યામાં અને મરવા પછી પણ છુટકારો આપે છે.

રિવાયત છે કે ખાલિદ ઈબ્ને મઅદાન કુર્આન શરીફની તિલાવત તદ્દુપરાંત દરરોજ ચાલીસ હઝાર વખત 'સુબ્હાનલ્લાહ' પઢયા કરતા હતા આંગળીથી ગણતરી કરતા હતા કારણ કે તે જમાનામાં તસ્બીહ ન હતી જ્યારે એમનું મરણ થયું અને નવડાવવા માટે પાટલા ઉપર મૂકવામાં આવ્યા તો એમની આંગળીઓ તસ્બીહ પઢનારની જેમ હાલતી હતી.

ઈમામ બયહકી (રહ.)એ બિશ્ર ઈબ્ને મનસૂરથી રિવાયત કરી છે કે એક માણસ કબ્રસ્તાનમાં રહેતો હતો અને જે પણ જનાઝો આવતો તેની નમાઝ પઢતો સાંજના કબ્રસ્તાનના દરવાજા-બારણાં પાસે ઉભો રહી મુર્દાઓ માટે બક્ષીશની દુઆ કરી ઘરે પાછો ચાલ્યો જતો. એક દિવસ દુઆ કર્યા વગર ઘરે ચાલ્યો આવ્યો, રાત્રે સુતો તો સ્વપ્નું જોયું કે, એક જમાઅત એની પાસે આવી, એણે પૂછ્યું તમો કોણ છો ? અને શા માટે આવ્યા છો ? એમણે જવાબ આપ્યો, હમો કબ્રસ્તાનના મુર્દાઓ છીએ તમો દરરોજ સાંજે હમોને (દુઆની) ભેટ આપતા હતા અને આજે તમોએ ખાલી હાથ રાખ્યા. મેં પૂછ્યું તે ભેટ-સોગાત શું છે ? કહ્યું : 'તમારી બક્ષીશની દુઆ.' આ સાંભળી અહદ કર્યો કે દરરોજ આ ભેટ તમોને પહોંચાડતો રહીશ. એ દિવસથી ફરીથી કદી એ અમલ નથી છોડયો.

હઝરત અબ્દુલ્લાહ શામી (રહ.)થી રિવાયત છે કે, હમો લોકો જિહાદના માટે રૂમ દેશમાં ગયા, હમારા બે માણસો દુશ્મનની શોધ માટે

એક બાજુ નીકળ્યા, એક રૂમી મળ્યો જેની સાથે આ બન્ને લડાઈ કરવા લાગ્યા તો બેમાંથી એક શહીદ થઈ ગયો, બીજાએ પાછા આવવા ઈચ્છયું, પરંતુ દિલમાં વિચાર આવ્યો કે મારો સાથી તો જન્નતમાં ગયો જો હું પાછો જાઉં તો એ મારા માટે દુઃખ અને શર્મની વાત છે (જેથી મેં એ રૂમી)થી સામનો કર્યો અને તલવાર મારી પરંતુ વાર ખાલી ગયો. રૂમીએ મને જમીન ઉપર ફેંકી દીધો અને છાતી ઉપર ચઢી અને મારી નાંખવાનો વિચાર કર્યો, તરત જ મારો શહીદ થયેલ સાથી ઊભો થયો અને એ (રૂમી)ની ડોક પકડી જમીન ઉપર પછાડી નાંખ્યો. અને હમેં બન્નેએ ભેગા મળી એને કત્લ કરી નાંખ્યો પછી હમો બન્ને વાતો કરતા કરતા ચાલ્યા મારો સાથી એક ઝાડ નીચે શહીદ થઈને જે પ્રમાણે (અગાઉ) પડયો હતો એ જ પ્રમાણે પડી ગયો.

**ફાયદો :-** (૧) વિશ્વાસપાત્ર કિતાબોમાં મૈયત સાથે વાતચીત અને રૂહો સાથે મુલાકાતના વિષે ઘણી હદીષો લખાયેલ છે અને પરહેઝગાર લોકો સાથે કદી કદી રૂહ વાતચીત કરે છે અને મુલાકાત પણ કરે છે. ઝૈદ બિન ખારિજહ અન્સારી (રદિ.)એ મરણ પછી ઘણી વાતો કરી છે, કલિમએ તય્યિબહ પઢયા, રસુલુલ્લાહ (સ.અ.વ.)ની (રિસાલતને) માન્યતા આપી, તસ્દીક કરી. ચારેવ ખલીફા (રદિ.)ના સાચા હોવાની સાક્ષી આપી અને એમની ખુબીઓ વિશેષ્તાઓ વર્ણન કરી, અને હવે પછી થનારા ઘણાં બનાવો વર્ણન કર્યા. એ જ પ્રમાણે ખારિજહ ઈબ્ને ઝૈદ અને સાબિત ઈબ્ને કૈસ ઈબ્ને શમ્માસ (રદિ.)એ પણ મરવાના પછી વાતો કરી, અને શહિદોએ પણ વાતો કરી તથા પોતાના સાથીઓની મદદ કરી.

ઈમામ બયહકી (રહ.)એ લખ્યું છે કે, મૈયત વાતચીત કરે છે (એ હદીષોને) મુહદ્દિષો - હદીષ શરીફના વર્ણન કરનારાઓએ સહીહ રિવાયત કરેલ છે, અને એ (હદીષ શરીફ)ના સહીહ હોવાને પણ માન્યું છે, અને દીનના ઈમામોએ પણ એ વિગતોને સહીહ હદીષોથી પોતાની કિતાબોમાં વર્ણન કરેલ છે.

**ફાયદો :-** (૨) ઈમામ યાફિઈ (રહ.) ફરમાવે છે કે, અલ્લાહ તઆલા મૈયતની રૂહોની જોઈએ તો એ સારી હાલતમાં હોય કે ખરાબ હાલતમાં કોઈ કોઈ વખત ઝાહિર કરી આપે છે કે જોનારને એનાથી સંતોષ અને ખુશી થાય અને એનાથી બોધ લે, અથવા સદકો કરી. કુર્આન શરીફની તિલાવત કરી બખ્શીશની દુઆઓ કરી મૈયતને લાભ પહોંચાડે

અને ફરમાવ્યું કે મૈયતની ઝિયારત મોટા ભાગે સ્વપ્નમાં થાય છે અને કોઈ વખત સ્વપ્ન વગર જાગવાની હાલતમાં પણ દર્શન થઈ જાય છે પરંતુ (જાગવાની હાલતમાં દર્શન થવા) એ અલ્લાહના વલીઓ સાથે જ ખાસ છે અને એ એમની કરામત છે.'

અહલે સુન્નત વલ-જમાઅતની આ માન્યતા છે કે જો રૂહો નેક છે તો 'ઈલ્લીય્યીનમાં અને ખરાબ છે તો સિજ્જીન' માં રહે છે અને કદી કદી અલ્લાહ તઆલા એ રૂહોને કબ્રમાં નાંખે છે ખાસ કરી જુમઅહના દિવસે અને (જુમઅહની) રાત્રે તો એ રૂહો બેસીને અંદર અંદર વાતો કરે છે નેક રૂહોને સવાબ મળે છે અને ખરાબ રૂહોને અઝાબ થાય છે. જ્યારે એ રૂહો 'ઈલ્લીય્યીન' અથવા 'સિજ્જીન'માં હોય છે તો 'અઝાબ' અથવા 'સવાબ' એ ફક્ત રૂહ પર જ થાય છે. અને જ્યારે કબ્રમાં આવે છે તો 'અઝાબ' અથવા 'સવાબ' રૂહ અને શરીર બન્ને પર થાય છે.

ફાયદો :- (૩) ઈબ્ને કય્યિમ (રહ.)એ લખ્યું છે કે હદીષ શરીફ અને સહાબા (રદિ.)ના કથનોથી ઝાહિર-સ્પષ્ટ થાય છે કે જ્યારે કોઈ માણસ કબ્રની ઝિયારત માટે જાય છે તો મૈયતને ખબર થાય છે, સલામ સાંભળે છે અને સલામનો જવાબ આપે છે. જુમઅહનો દિવસ હોય કે બીજો ગમે તે દિવસ મૈયત શહીદ હોય કે શહીદ ન હોય. રસુલુલ્લાહ (સ.અ.વ.) જ્યારે કબ્રસ્તાન તરફ જતા તો સલામ કરતા એમના માટે બક્ષીશની દુઆ કરતા અને પોતાના સહાબા (રદિ.)ને પણ એ વાતનો હુકમ ફરમાવતા.

હઝ. હસન (રદિ.)એ રિવાયત કરી છે કે, માણસ કબ્રસ્તાન જાય અને આ દુઆ પઢે, 'અલ્લાહુમ્મ રબ્બલ અજસાદિલ બાલિય્યહ-વલ ઈઝામિનનખિરહ અલ્લતી ખરજત મિનદદુનિયા વહિય-બિક-મુઅમિનહ અદખિલ-અલયહા રૂહૂંમ મિન ઈન્દિક સલામ'મ મિન્ની.' તો હઝરત આદમ (અ.સ.)થી લઈને તે વખત સુધી જેટલા મુસલમાન મરણ પામ્યા હશે તે બધાં જ અલ્લાહ તઆલાથી એની બક્ષીશની દુઆ કરે છે અને ઈબ્ને અબિદ દુનિયાની રિવાયતમાં છે કે, હઝરત આદમ (અ.સ.)થી લઈ તે વખત સુધી જેટલા મુસલમાનો મરણ પામ્યા છે અને મરણ પામશે તે બધાની સંખ્યા પ્રમાણે એને નેકી મળશે.



# પ્રકરણ પચ્ચીસમું :
## રૂહોને રહેવાની જગ્યા બાબત

રૂહોને રહેવાની જગ્યા (ઈલ્લીય્યન-સિજ્જીન) એ વિષે જુદી જુદી હદીષ શરીફ વર્ણન થઈ છે પરંતુ એ બધી જ સહીહ છે અને એ વિષે આલિમોના કથનો પણ જુદા જુદા છે. પરંતુ તહકીક-છાન બીન કરતાં સાબિત થાય છે કે હકીકત વાસ્તવમાં એ હદીષ શરીફોમાં કોઈ મતભેદ નથી. બધી હદીષ શરીફ પોતપોતાના સ્થાને-જગ્યાએ સહીહ અને દુરુસ્ત છે.

અલ્લામા ઈબ્ને કય્યિમ (રહ.)એ એ (મતભેદ)ની બાબતોને સારી રીતે સમજી ઘણી જ તહકીક-ઝીણવટભરી તપાસ પછી વર્ણન કરેલ છે જેનાથી હદીષ શરીફોનું સુસંગત (મુવાફિકત) અને સહીહ હોવાનું સ્પષ્ટ થઈ ગયું. ધ્યાનમાં રહે કે આ દુન્યાથી (મરી જવા પછી) અને આખિરતમાં (પહોંચવા પહેલાં એ બન્નેની) વચમાં પણ એક (બીજી) દુનિયા છે જેનું નામ 'બરઝખ' છે. અને (મરણ પછી) રૂહોને રહેવા માટેની જગ્યા છે એજ બરઝખ છે. 'બરઝખ'એ દુનિયાથી મોટું અને આખિરતથી ઘણું નાનું છે. બરઝખના ઘણાં વિભાગો છે. જેથી મરનાર માણસના પોતપોતાના અમલ પ્રમાણે જે-તે વિભાગ-દરજામાં રહેશે. આ પણ જાણવું જોઈએ કે રૂહનો સંબંધ શરીર સાથે પાંચ પ્રકારનો છે.

(૧) પહેલો સંબંધ માંના પેટમાં, અને આ સંબંધ ઘણો કમઝોર-નિર્બળ છે.

(૨) બીજો સંબંધ પૈદા થયાથી લઈને આખી ઝિંદગી સુધી અને આ સંબંધ પહેલા કરતાં થોડોક મજબૂત છે.

(૩) ત્રીજો સંબંધ ઉંઘની હાલતમાં, આ સંબંધ ઘણો જ કમઝોર નિર્બળ છે, કારણ કે સ્વપ્નમાં રૂહનો સંબંધ 'બરઝખની દુનિયા' સાથે થઈ જાય છે એટલા માટે શરીર (સાથેનો) સંબંધ નિર્બળ થઈ જાય છે. અને માણસ જે કાંઈ સ્વપ્નમાં જુએ છે તે બરઝખનો પ્રવાસ હરવા-ફરવાનું જ પરિણામ છે.

(૪) ચોથો સંબંધ બરઝખ સાથે જે મોત પછી આવનાર છે. જેમાં મોતના કારણે રૂહ જો કે શરીરને છોડી આપે છે પરંતુ રૂહ અને શરીરમાં બિલકુલ જુદાઈ થતી જ નથી, બલ્કે શરીર સાથે 'રૂહ'ને એક પ્રકારનો સંબંધ બાકી રહે છે. અને રૂહને એક જગ્યાએથી

બીજી જગ્યાએ જવામાં એટલે આ દુનિયાથી બરઝખની દુનિયામાં જતા કંઈ વાર નથી લાગતી, પલકારો મારતાં જાય છે અને આવે છે જે પ્રમાણે સુતેલો માણસ સ્વપ્નું જુએ છે કે જેમાં એની રૂહ સેકંડોમાં ક્યાંથી ક્યાં ક્યાં નિકળી જાય છે અને પાછી શરીરમાં ચાલી આવે છે, આ સંબંધના કારણેજ કબ્રોની ઝિયારત કરવી સુન્નત બની. ઝિયારત કરવાવાળાઓની સલામ રૂહ સાંભળે છે અને જવાબ પણ આવે છે. આ સંબંધ કયામત સુધી બાકી રહે છે.

(૫) પાંચમો સંબંધ કયામતના દિવસનો (એટલે) જ્યારે કબ્રથી ઉઠાવવામાં આવશે. આ સંબંધ ઘણો જ મજબૂત છે કે કમઝોર-નિર્બળ પણ નથી થઈ શકતો અને ખત્મ પણ નથી થઈ શકતો પહેલા ચાર (૪) સંબંધો સાથે આ સંબંધને લેવાદેવા કે જોડ નથી. આ પણ જાણવું જોઈએ કે રૂહો ચાર પ્રકારની છે. (૧) અંબિયા (અ.સ.)ની રૂહો (૨) નેક કામો કરવાવાળા મુસલમાનોની રૂહો (૩) ખરાબ કામો કરવાવાળા મુસલમાનોની (૪) કાફિરો અને મુશ્રિકોની રૂહો.

મોત પછી જ્યાં રૂહો રહે છે એ જગ્યાને રસુલુલ્લાહ (સ.અ.વ.) વગર કોઈ નથી જાણતું અને ન તો કોઈ બતાવી શકે છે. આપ (સ.અ.વ.) એ મિઅરાજની રાત્રે બન્ને દુન્યાનો પ્રવાસ કર્યો રૂહોની મુલાકાત કરી અને અલ્લાહ તઆલાએ કેટલી બાબતોથી આપ સ.અ.વ.ને વાકિફ કર્યા એ બાબત આપ (સ.અ.વ.)એ જે કાંઈ વર્ણન કર્યુ એ જ હકક છે, સહાબા (રદિ.)એ જે કાંઈ વર્ણન કર્યુ છે એ આપ (સ.અ.વ.)થી સાંભળીને જ વર્ણન કર્યુ છે પોતાના તરફથી કાંઈ પણ નથી કહ્યું અને 'રૂહ'એ દુનિયાની કોઈ પણ વસ્તુ જેવી નથી અને ન તો જોવામાં આવી શકે છે તો પણ એને દુનિયાની કોઈ પણ વસ્તુ સાથે સરખાવવી એ પણ ભૂલ ભર્યુ છે જેમકે કોઈ માણસ ભૂખ તરસને લાકડી અથવા પત્થર સાથે સરખાવે અથવા સુખ-દુઃખને ઝાડ તથા પહાડ સાથે સરખાવે તો એને જાહિલ અને અજ્ઞાની કહેવામાં આવશે હવે જ્યારે આ બધી વાતોનું ભાન થઈ ગયું તો હવે સમજી લેવું જોઈએ કે માણસે દુનિયામાં રહી જેવા અમલો કામો કર્યા હશે એ પ્રમાણે એની રૂહ જે તે દરજામાં સ્થાને મૂકવામાં આવશે. અમૂક રૂહો 'ઈલ્લીય્યીન'ના ઉંચા સ્થાને રહે છે એ પયગમ્બરોની રૂહો છે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ મિઅરાજની રાત્રે એમનાથી મુલાકાત કરી હતી અને તે શહીદો જેઓ જિહાદમાં કત્લ થયા,

જેમના શીરે કોઈનું કર્ઝ બાકી નથી તેઓની રૂહો લીલા રંગના પક્ષીઓની પીઠ ઉપર રાખવામાં આવે છે તે જન્નતમાં રહે છે અને જ્યાં ચાહે ત્યાં જાય છે. ફરે છે અને જેમના શીરે કોઈનો હકક બાકી છે તેઓ જન્નતમાં દાખલ થવાથી મહરૂમ-વંચિત રહેશે.

મુહમ્મદ ઈબ્ને અબ્દુલ્લાહથી રિવાયત છે કે એક માણસ રસુલુલ્લાહ (સ.અ.વ.)ની સેવામાં હાઝિર થયો અને કહ્યું 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! જો હું અલ્લાહના રસ્તામાં શહીદ થઈ જાઉં તો મને શું મળશે ?' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જન્નત મળશે' જ્યારે એ પાછો ફરી ચાલવા લાગ્યો તો આપ (સ.અ.વ.)એ એને પાછો બોલાવી ફરમાવ્યું, (તને જન્નત તો મળશે) પરંતુ જો તારા ઉપર કોઈનો હકક બાકી ન હશે તો, આ હુકમ મને હમણાં જ હઝરત જિબ્રાઈલ (અ.સ.)એ સંભળાવ્યો છે.' અમૂક રૂહો જન્નતના દરવાજા પર રહેશે અમૂક તો પોતાની કબ્રોમાં બંધ - કૈદ રહેશે અને એમના ઉપર સવાલ જવાબ તથા અઝાબ થતો રહેશે અને અમૂક રૂહો (જમીનના) સાતેવ પડોની નીચે કૈદ રાખી અઝાબમાં સપડાયેલી રાખવામાં આવશે એ રૂહો મુશ્રિકો અને કાફિરોની હશે અમુક રૂહોને આગની ભઠ્ઠીમાં અઝાબ થશે તો અમૂક રૂહો લોહીની નહેરોમાં આ બાબતની વિગત કબ્રના અઝાબના પ્રકરણમાં વર્ણન થઈ ચૂકેલ છે. પયગમ્બરો અને શહીદો જન્નતમાં રહેશે અને જ્યાં મન થશે ત્યાં ફરશે.

'અફસાહ'ના કર્તાએ લખ્યું છે કે મુસલમાનની રૂહો જુદી જુદી હાલતો અવસ્થામાં રહે છે. અમૂક ચકલીઓના રૂપમાં જન્નતના ઝાડો પર રહે છે, અમૂક લીલી અને સફેદ ચકલીઓના અંદર રહે છે અને અમૂક રૂહો અર્શના નીચે લટકતી ફાનૂસમાં રહે છે, અમૂક જન્નતી માણસના રૂપમાં અને અમૂક માટે એમના સારા કર્મો પ્રમાણે કોઈ નવું જ રૂપ આપવામાં આવે છે, જ્યારે અમૂક રૂહો તો મૈયતની રૂહો સાથે મુલાકાતમાં જ લાગેલી રહે છે, અને અમૂક રૂહો હઝરત મીકાઈલ (અ.સ.)ની જવાબદારીમાં અને અમૂક હઝરત આદમ (અ.સ.)ની જવાબદારીમાં રહે છે.

હકીમ તિરમિઝી (રહ.) લખ્યું છે કે, રૂહો બરઝખમાં કોઈ પણ એક સ્થળે કૈદ નથી રહેતી બલ્કે હરતી-ફરતી રહે છે, જે દુનિયા અને ફરિશ્તાઓના હાલાત નિહાળતી જોતી રહે છે, અમુક રૂહોને તો અર્શના નીચે જગ્યા આપવામાં આવે છે, અને અમૂક રૂહોને એવી શકિત

આપવામાં આવે છે કે જન્નતમાં જ્યાં ચાહે ત્યાં ઉડે છે રૂહોના રહેવા બાબત હદીષ શરીફ અને સહાબા (રદિ.)ના કથનો ઘણાં છે પરંતુ હમો અહિં એક હદીષ અને એક કથન એ બાબત વર્ણન કરીએ છીએ.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'શહીદોની રૂહો લીલા પક્ષીઓમાં રહે છે. (ત્યાંથી) જન્નતમાં જાય છે અને મેવાઓ ખાયા કરે છે પછી અર્શના નીચે લટકતી ફાનુસોમાં આરામ કરે છે લીલા પક્ષીઓમાં રહેવાનો અર્થ આલિમોએ આ બતાવ્યો છે, એ પક્ષીઓના ઉપર સવાર થઈ જ્યાં મન થશે ત્યાં ફરશે જ્યારે અમૂક આલિમોએ એનો અર્થ આવો બતાવ્યો છે કે, એમની શકલો-સૂરત (મુખાકૃતિ) લીલા પક્ષીઓ જેવી સુંદર અને દેખાવડી બનાવી દેવામાં આવશે (જેમકે ફરિશ્તાઓ કોઈ કોઈ વખત માણસનું રૂપ લઈને આવે છે.) પરંતુ આખિરતમાં તો એ રૂહો માણસના જ રૂપમાં ફેરવી નાંખવામાં આવશે આ જ પ્રમાણેની હદીષ શરીફ હઝ. ઈબ્ને મસઉદ હઝ. ઈબ્ને ઉમર અને હઝરત કઅબ (રદિ.)થી પણ છે.

હઝરત અબુ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'શહીદો સવાર-સાંજ હરેફરે છે પછી અર્શ નીચે લટકતી લીલી ફાનુસોમાં આરામ કરે છે તો અલ્લાહ તઆલા એમનાથી પૂછે છે કે મેં તમોને જે બુઝુર્ગી ઉચ્ચ સ્થાન આપ્યું છે એનાથી સારૂ સ્થાન તમો જાણો છો કે હું તમોને તે આપું ? તેઓ જવાબ આપશે 'ના', પરંતુ હમારી ઈચ્છા છે કે તું હમોને ફરી જીવતા કર, કે હમો દુન્યામાં જઈ તારા રસ્તામાં જિહાદ કરીએ અને (ફરી) શહીદ થઈએ.'

હઝરત અબ્દુર્રહમાન (રદિ.)થી રિવાયત છે કે જ્યારે હઝરત કઅબ (રદિ.)ના મરણનો સમય આવ્યો તો ઉમ્મે બિશ્ર એમના પાસે ગઈ અને કહ્યું : 'જો (બરઝખમાં) ફલાણાં માણસની મુલાકાત થાય તો મારા સલામ કહેજો.' કઅબ (રદિ.)એ જવાબ આપ્યો કે, 'ઓ ઉમ્મે બિશ્ર હમોને એટલી ફુરસદ મળશે કે તમારા સલામ પહોંચાડીયે ? ઉમ્મે બિશ્ર (રદિ.)એ કહ્યું 'શું તમે નથી સાંભળ્યું કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મુસલમાનની રૂહ જન્નતમાં જ્યાં પણ ચાહશે ત્યાં ફરશે અને કાફિરની રૂહ સિજ્જીનમાં રહે છે.' હઝરત કઅબ (રદિ.)એ કહ્યું 'ખરેખર મેં સાંભળ્યું છે.' ઉમ્મે બિશ્ર (રદિ.)એ કહ્યું, 'એટલા માટે તો મેં તમોને આ (સલામ પહોંચાડવાનો સંદેશ આપ્યો છે.')

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ

(સ.અ.વ.)એ ફરમાવ્યું મુસલમાનોની અવલાદ જન્નતના એક પહાડમાં રહેશે, જેમની પરવરિશ-પાલન પોષણ હઝરત ઈબ્રાહીમ (અ.સ.) અને એમની અવરત હઝરત સારા (રદિ.)ના માથે હશે પછી કયામતના દિવસે તેમના માં-બાપને સોંપી દેવામાં આવશે.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે અવલાદ મુસલમાન થવા પછી પૈદા થાય છે તે (અવલાદ) જન્નતમાં ખાઈ-પીને આરામથી રહે છે અને કહે છે,' ઓ અલ્લાહ મારા મા-બાપ' ક્યાં છે ? એમને હમારી પાસે મોકલી આપો.'

હઝરત ખાલિદ ઈબન મઅદાન (રદિ.)થી રિવાયત છે કે જન્નતમાં એક 'તૂબા' નામનું ઝાડ છે, તેની દરેક ડાળીમાં આંચરો લાગેલા છે. જે બાળકો દૂધ પીવાની ઉંમરમાં જ મરણ પામ્યા છે તેઓ 'તૂબા'ના આંચરોમાંથી દૂધ પીએ છે. એમનું પાલન-પોષણ હઝરત ઈબ્રાહીમ (અ.સ.) કરે છે.

હઝરત હુઝયલ (રહ.)થી રિવાયત છે કે ફિરઓનના કુટુંબની રૂહો કાળી ચકલીઓમાં છે અને સવાર-સાંજ અઝાબ ચાખતી રહે છે. અને શહીદોની રૂહો લીલા પક્ષીઓમાં રહે છે. મુસલમાનોની તે અવલાદ જે હજુ સુધી બાલિગ જુવાન નથી થઈ (અને મરણ પામી તો) તે જન્નતની ચકલીઓમાં હરેફરે છે અને ખાઈ-પીએ છે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'હું અને હઝરત જિબ્રાઈલ (અ.સ.) મિઅરાજની રાત્રે જ્યારે આસમાન પર પહોંચ્યા તો જોયું કે હઝરત ઈબ્રાહીમ (અ.સ.) ત્યાં છે, અને મુસલમાનોની અવલાદની રૂહો ફરિશ્તાઓ એમની પાસે લઈ જાય છે તો તેઓ ફરમાવે છે. 'આ રૂહ પવિત્ર અને નેક કામ કરનારી છે એને ઈલ્લીયીનમાં લઈ જાઓ' અને જ્યારે ખરાબ કામ કરનારાઓની અવલાદ રૂહો એમની પાસે લઈ જાય છે તો ફરમાવે છે,' આ રૂહ અપવિત્ર અને ખરાબ કામ કરનાર છે. માટે એને સિજ્જીનમાં લઈ જાઓ.'

હઝરત વહબ ઈબને મુનબ્બેહ (રહ.)થી રિવાયત છે કે, સાતમાં આસમાન ઉપર 'બયઝા' નામનું એક ઘર છે, જ્યાં મુસલમાનોની રૂહો ભેગી થાય છે. જ્યારે દુન્યામાં કોઈ મરણ પામે તો એની રૂહ (પણ એ ઘરમાં) આવે છે પછી (અહીં ભેગી થયેલી) બધી રૂહો એને દુન્યાની ખબર પૂછે છે જેમકે મુસાફિર-પ્રવાસી ઘરે આવે છે તો બધા એને

પ્રવાસની વિગત પૂછે છે (એજ પ્રમાણે સર્વ રૂહો આ આવનાર રૂહને પૂછે છે.)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે મુસલમાનોની રૂહોને હઝરત જિબ્રઈલ (અ.સ.) પાસે લઈ જવામાં આવે છે તો તેઓ કહે છે, તમો કયામત સુધી અહિં રહો.'

હઝરત વહબ ઈબ્ને મુનબ્બેહ (રદિ.)થી રિવાયત છે કે, મુસલમાનોની રૂહોને એક મોટા ફરિશ્તા પાસે લઈ જવામાં આવે છે જેનું નામ 'રૂમાઈલ' છે એ મુસલમાનોની રૂહોના દારોગા-રક્ષક છે એટલે બધી રૂહોને એક સ્થળે ભેગી કરનાર.

હઝરત અબાન ઈબ્ને થઅલબ (રહ.)થી રિવાયત છે કે, જે ફરિશ્તા કાફિરોની રૂહોનો દારોગા-રક્ષક (ભેગી કરનાર) છે એનું નામ 'દૂમહ' છે.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે મુસલમાનોની રૂહો ઝમઝમના કુવામાં છે. અલ્લાહના નઝદીક સૌથી ખરાબ જગ્યા 'હઝરમુત'નું મેદાન છે જેનું નામ બરહુત છે. જ્યાં કાફિરોની રૂહો ભેગી થાય છે.

હઝરત અલી (રદિ.)થી રિવાયત છે કે બધા મેદાનોમાં સૌથી સારૂં મેદાન મકકા શરીફનું છે અને બધા મેદાનોમાંથી સૌથી ખરાબ મેદાન 'હઝરમુત'નું છે જ્યાં કાફિરોની રૂહો ભેગી થશે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે કાફિરોની રૂહો બરહુત નામના કુવામાં ભેગી થાય છે. જે (કુવો) 'હઝર મુત' (ના મેદાનમાં) આવેલો છે અને મુસલમાનોની રૂહો 'જાબિયા' નામના સ્થળે ભેગી થાય છે.

ફાયદો :– 'યમન દેશ'માં એક શહેરનું નામ 'હઝરમુત' છે તેના નઝદીક 'સન્આ' નામની એક જગ્યા છે, જ્યાં એક જગ્યા ઘણી નીચી (ઉંડાણવાળો વિસ્તાર) છે જેને' બરહુત 'અથવા' બરહુતના કૂવાથી ઓળખવામાં આવે છે, જેમાં કાફિર અને મુશ્રિકોની રૂહો ભેગી થાય છે. એનો સંબંધ દોઝખ સાથે છે અને 'બહરૂલ કલામ'માં છે કે એના નીચે દોઝખ છે. શામ દેશમાં 'જાબિયા' નામની એક જગ્યા છે જેને 'અરીહા' પણ કહેવામાં આવે છે, અહિં મુસલમાનોની રૂહો ભેગી થાય છે આ બન્ને જગ્યામાં બરઝખ છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, એક દિવસ આપ (સ.અ.વ.) બેઠા હતા. 'અસ્માઅ બિન્તે ઉમૈસ (રદિ.) આપના નઝદીક બેઠા હતાં, આપે અચાનક સલામ જવાબ આપ્યો અને કહ્યું : ઓ અસ્માઅ ! આ 'જઅફરે તય્યાર' જેઓ હઝરત જિબ્રઈલ અને મીકાઈલ (અ.સ.)ની સાથે ઉડે છે. મારી પાસે આવ્યા અને સલામ કરી કહ્યું : 'કે ફલાણાં દિવસે જિહાદમાં કાફિરો મારા શરીરના આગળના ભાગમાં તલવાર અને ભાલાના તોતેર (૭૩) ઘા કર્યા હતા. જ્યારે મેં ભાલો જમણા હાથમાં લીધો તો (કાફિરોએ) જમણો હાથ કાપી નાંખ્યો એટલે મેં (ભાલો) ડાબામાં લઈ લીધો તો ડાબા હાથ પણ કાપી નાંખ્યો. મને અલ્લાહ તઆલાએ એ બન્ને હાથોના બદલામાં બે બાજુ (પાંખો) આપી (કે જેનાથી) હું જિબ્રઈલ અને મીકાઈલ (અ.સ.) સાથે ઉડું છું અને જન્નતમાં જ્યાં મન થાય છે ત્યાં ફરું છું અને 'મેવાઓ' ખાઉં છું.' હઝરત અસ્માઅ (રદિ.) એ કહ્યું : ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! મને બીક છે કે આ બનાવને લોકો સાચો નહિ માનશે (એટલા માટે) આપ મિમ્બર પર ચઢીને એને વર્ણન કરી દો.' આપ (સ.અ.વ.)એ મિમ્બર પર ઊભા રહી પ્રથમ અલ્લાહના વખાણ કર્યા પછી હઝરત 'જઅફરે તય્યાર'નો બનાવ હાલત લોકોને સંભળાવી.

અહમદ ઈબ્ને મુહમ્મદ નેશાપૂરી (રહ.)એ પોતાની કિતાબમાં હામિદ ઈબ્ન યહ્યા (રહ.)થી રિવાયત કરી છે કે, મકકા શરીફમાં એક ખુરાસાની માણસ રહેતો હતો. તેની પાસે લોકો નાણાં અમાનત મુકતા હતા અને જ્યારે જરૂર પડતી લઈ લેતા હતા. એક માણસ બાર હઝાર સોનામહોર એની પાસે અમાનત મૂકી મુસાફરીમાં ચાલ્યો ગયો. ખુરાસાની બીમાર પડયો અને મરણતોલ થઈ ગયો તો પોતાના ઘરમાં એ સોનામહોર એક સ્થળે દાટી મરણ પામ્યો, પેલો માણસ મુસાફરીએથી પરત આવ્યો તો (ખુરાસાનીના) છોકરાઓ પાસે સોનામહોરોની માંગણી કરી તો છોકરાઓએ જવાબ આપ્યો કે હમોને તમારી સોનામહોરોની ખબર નથી. પછી મકકા શરીફના આલિમોથી પૂછ્યું કે હમો એ માણસની અમાનત કઈ રીતે આપીયે ? (કારણ કે હમારા વાલિદ પાસે અમાનત મૂકી હતી જેમનો ઈન્તિકાલ થઈ ગયો હવે હમોને ખબર નથી) આલિમોએ જવાબ આપ્યો કે, ખુરાસાની નેક માણસ હતો અને નેક માણસોની રૂહો 'ઝમઝમના કુવામાં' રહે છે એ વાતની હમોને ખબર છે.' જ્યારે અર્ધી રાત પસાર થઈ જાય-વીતી જાય તો તમો ઝમઝમના કૂવા પાસે જઈ

પોતાના બાપને બૂમ પાડે શકય છે કે તે જવાબ આપે જ્યારે એ જવાબ આપે તો અશરફીઓની વિગત પૂછજો' ત્રણ રાતો છોકરાઓએ એ જવાબ પ્રમાણે બૂમ પાડી પરંતુ જવાબ ન મળ્યો પાછા આલિમો પાસે ગયા અને પૂછ્યું કે જવાબ નથી મળતો હવે શું કરવું ? આલિમોએ જવાબ આપ્યો 'ઈન્નાલિલ્લાહિ વ-ઈન્ના ઈલયહી રાજીઉન,' તમારો બાપ દોઝખી થઈ ગયો તમો 'યમન'ના 'બરહુત' મેદાનમાં જાઓ જ્યાં એક કુવો છે તેનું નામ પણ 'બરહુત' છે જેમાં દોઝખીઓની રૂહો રહે છે જ્યારે અર્ધી રાત વીતી જાય તો બરહુતના નઝદીક જઈ બૂમ પાડો. જ્યારે છોકરાએ અહિં આવીને બૂમ પાડી તો જવાબ આપ્યો.

ઈબ્ને અબિદુન્યાએ 'કિતાબુલ કુબૂર'માં 'અમ્ર ઈબ્ને સુલૈમનાથી રિવાયત કરી છે કે, એક યહુદી મરણ પામ્યો જેની પાસે એક મુસલમાનની અમાનત હતી. (યહુદીનો) છોકરો મુસલમાન થઈ ગયો તો પેલા મુસલમાને એની પાસે અમાનતની માંગણી કરી. એણે શોધખોળ કરી પરંતુ ન મળી 'શુએબ જબાઈ' પાસે જઈ એ વિગત વર્ણન કરી એમને જવાબ આપ્યો તમો શનિવારના દિવસે 'બરહુત' નઝદીક જઈ પોતાના બાપને બૂમ પાડો તે તમોને જવાબ આપશે. એટલે અમાનત વિષે પૂછી લેજો. છોકરાએ 'બરહુત' નઝદીક જઈ બૂમ પાડી યહુદીએ જવાબ આપ્યો તો પૂછયું તે અમાનત કયાં મૂકી છે ? જવાબ આપ્યો કે, 'દરવાજાની ચોખટ-ઉમરા નીચે દાટેલી છે, ત્યાંથી કાઢીને આપી દો, અને તમો જે ધર્મ કબૂલ કર્યો છે એના ઉપર કાઈમ-અડગ રહેજો.'

'દલાઈલુન્નબુવ્વત'માં હઝરત ઉરવહ (રહ.)થી રિવાયત છે કે 'બીરેમઉનહ'ની લડાઈમાં હઝરત અબૂબક (રદિ.)ના નોકર આમિર બિન ફુહયરહ શહીદ થયા અને અમ્ર ઈબ્ને ઉમય્યહ કેદ થયા. એક માણસે અમ્ર બિન ઉમય્યહ (રહ.)થી કહ્યું : તમો તમારા સાથીઓને ઓળખો છો ? જવાબ આપ્યો હાં, ઓળખું છું પછી એમને શહીદોની લાશો મૃતદેહો બતાવવામાં આવ્યા અને પૂછ્યું તમારા સાથીઓમાંથી કયો માણસ નથી ? કહ્યું : 'આમિર બિન ફુહયરહ (રહ.) નથી.' ફરી પૂછ્યું તેઓ કેવા હતા ? જવાબ આપ્યો. 'તે હમારા બધાથી મહાન અને પરહેઝગાર હતા' ત્યારે (પેલા માણસે) કહ્યું : 'આ તેમની લાશ છે.' ભાલો એમના શરીરમાં લાગેલો હતો જે ખેંચીને કાઢવામાં આવ્યો લાશ આકાશ તરફ રવાના થઈ અને એટલી ઉપર ચઢી કે નઝરોથી ગાઈબ-અદ્દશ્ય થઈ ગઈ. એમને શહીદ કરનાર જબ્બાર નામનો માણસ હતો જે આ (દૃશ્ય જોતાં જ)

મુસલમાન લઈ ગયો. 'ઝહહાક' (રહ.)એ આમિર ઈબ્ને ફુહયરહ (રહ.)ની લાશનું આસમાન પર ચઢવું અને જબ્બારના મુસલમાન થવાની વિગત આપ (સ.અ.વ.)ને લખી. તો આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, ફરિશ્તા 'આમિર'ની લાશને 'ઈલ્લીય્યીન'માં લઈ ગયા. આ હદીષ શરીફને ઈમામ બુખારી (રહ.)એ વર્ણન કરેલ છે. બયહકી (હદીષ શ.ની કિતાબ)માં છે કે હઝરત ખુબેબ (રદિ.)ની લાશ પણ ફરિશ્તાઓ આકાશમાં લઈ ગયા. અબુ નુએમ અને અહમદ (રહ.) એ પણ આ હદીશ શ.ને વર્ણન કરેલ છે. આજ પ્રમાણે હઝ 'અલા હઝરમી' (રદિ.)ની લાશને પણ ફરિશ્તાઓ આસમાન પર લઈ ગયા હતા.

ઈબ્ને અસાકિર (રહ.)એ અતા ખુરાસાની (રદિ.)થી રિવાયત કરી છે કે હઝરત ઉવૈસ કર્ની (રદિ.)નુ મુસાફરીમાં પેટ દુઃખવા લાગ્યું અને મરણ પામ્યા. એમના ભાથામાં ટીફીનમાં બે કપડાં મૂકેલા મળ્યાં, જે દુન્યાના કપડાં જેવા ન હતાં, અને નતો એવા હતાં કે એને કોઈ માણસે બનાવ્યાં હોઈ (મતલબ કે અનોખા પ્રકારના હતા) પછી બે માણસો કબ્ર ખોદવાના માટે ગયા તેમણે પાછા આવીને કહ્યું : એક પત્થરના મોટા ટુકડામાં એમની કબ્ર ખોદેલી તૈયાર છે એટલે નવડાવી કફન પહેરાવી દફન કર્યા. અને ત્યાંથી રવાના થયા. હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને સલમહ (રદિ.) કહે છે કે, 'હમે લોકો પાછા ફરતી વેળા ફરી એ જગ્યાએ ગયા તો ન તો કબ્ર જોવા મળી કે ન તો એનું નિશાન.

અસ્સિરૈલ મસનુનમાં છે કે જ્યારે માલિક ઈબ્ને અલી (રહ.)નો ઈન્તિકાલ થયો અને નવડાવી કફન પહેરાવી જનાઝહની નમાઝ પઢવાના માટે લાવવામાં આવ્યા તો લોકોએ જોયું કે આખું મેદાન અને પહાડ તથા જ્યાં સુધી નઝર પહોંચે છે સફેદ કપડાં પહેરેલા માણસો જ દેખાય છે. એ સૌએ જનાઝહની નમાઝ પઢી.

હઝરત અબૂ ખાલિદ (રદિ.)થી રિવાયત છે કે, અમ્ર બિન કૈસ (રહ.)નો ઈન્તિકાલ થયો તો જનાઝહની નમાઝ વખતે સફેદ કપડાં પહેરેલા માણસોથી આખું મેદાન ભરેલું હતું. જ્યારે દફન કરી ફારિગ થયા તો અમૂક માણસોના વગર કોઈ ન દેખાયું. (બીજા બધા અદ્રશ્ય)

હઝ. ઈબ્ને જવ્ઝી (રહ.)એ હઝ. અબ્દુલ્લાહ ઈબ્ને મુબારક (રહ.)થી રિવાયત કરી છે કે, એક માણસને મેં જંગલમાં જોયો જે ઘણાં શોખથી દુઆ કરી રહ્યો હતો.' ઓ અલ્લાહ ! તું મારી ચાહત છે અને મારી રૂહ તારા દીદાર-દર્શનની ચાહક છે. તારા વગર મને રાત-દિવસ

ચેન નથી.' આવું કહી રડયો અને ચીખ પાડી જમીન પર પડયો અને મરી ગયો પછી મેં જોયું કે ઘણાં માણસો આવ્યા અને નવડાવી કફન પહેરાવી, ખુશ્બુ લગાવી. જનાઝહની નમાઝ પઢી દફન કર્યો અને આસમાન ઉપર ચાલ્યા ગયા.

હઝરત હસન બસ્રી (રહ.)થી રિવાયત છે કે, એક રાત મારે જંગલમાં રહેવાનો પ્રસંગ બન્યો (ત્યાં મેં) જોયું કે એક ગુફામાં એક માણસ નમાઝ પઢી રહ્યો છે, અને ગુફાના બારણાં પાસે વાઘ ઉભેલો છે, મેં કહ્યું 'ઓ જુવાન તું બારણા પાસે વાઘ જુએ છે' (કહેવાનો અર્થ એ કે તું વાઘથી નથી ડરતો) જુવાને જવાબ આપ્યો કે તમો વાઘથી ડરો છો ! જો વાઘના પૈદા કરનારથી ડરતે તો સારું હતું. પછી એણે વાઘને કહ્યું તું અલ્લાહ તઆલાનું કુતરું છે જો તને અલ્લાહ તઆલાએ મને ખાઈ જવા માટે મોકલ્યો છે તો હું તારું ખાવાનું બંધ નથી કરી શકતો અને જો મને ખાઈ જવા માટે નથી મોકલ્યો તો તું અહીંથી ચાલ્યો જા.' વાઘ ત્યાંથી ચાલ્યો ગયો પછી નવજુવાને કહ્યું : 'ઓ અલ્લાહ (હઝરત હસન બસ્રી (રદિ.) સામે મારો ભેદ ખુલી ગયો, હવે દુન્યામાં રહેવું મારા માટે સારૂં નથી એટલે જો આખિરત મારા માટે સારી હોઈ તો ઉઠાવી લે' આટલું કહી તે જ વેળા નવજુવાનનો ઈન્તિકાલ થઈ ગયો. (હસન બસ્રી (રહ.)એ કહ્યું 'હું ત્યાંથી પાછો આવ્યો અને મારા નેક અને પરહેઝગાર દોસ્તોને સાથે લઈને ગયો કે જેથી એનું કફન-દફન કરૂં. જ્યારે ગુફાના દરવાજા પાસે પહોંચ્યો તો કંઈ પણ ન હતું. ગેબથી અવાજ આવ્યો એ ફલાણાં (એ હસન બસ્રી !) પોતાના સાથીઓને પાછા લઈ જા એ નવજુવાનને તો આસમાન પર ઉઠાવી ગયા.

'શરફુલ્મુસ્તફા' નામની કિતાબમાં હઝરત સઈદ (રદિ.)થી રિવાયત છે કે હઝરત હસન બસ્રી (રહ.) બેઠા હતા એમની પાસે એક જમાઅત હતી તે વેળા એક માણસ આવ્યો જેની આંખો લીલી હતી. હસન બસ્રી (રહ.)એ એને પૂછ્યું તારી આંખો જન્મથીજ લીલી છે કે પછી બીમારીના કારણે ? એણે જવાબ આપ્યો 'તમે મને નહી ઓળખ્યો ?' કહ્યું 'ના' જ્યારે એણે નામ-ઠામ બતાવ્યું તો બધા લોકોએ ઓળખ્યો અને પૂછ્યું તમારો શું બનાવ બન્યો ? એણે કહ્યું : 'હું મારો સંપૂર્ણ માલ-સમાન વહાણમાં ભરી વેપાર માટે 'યમન' તરફ રવાના થયો, રસ્તામાં ઘણું તોફાન આવ્યું, વહાણ તુટી ગયું જેથી હું એક પાટિયા ઉપર બેસી દરિયાના કિનારે એક જંગલમાં પહોંચ્યો. ચાર મહિના સુધી જંગલમા

ભટકતો રહ્યો અને ઝાડના પાંદડાં તથા ઘાસ ખાતો રહ્યો. એક દિવસ મેં વિચાર કર્યો કે કોઈ એક બાજુનો રસ્તો પકડી લઉં કે જેથી શહેર દેખાય અથવા ચાલતાં ચાલતાં મારૂં કામ પુરૂં થાય. (આમ વિચારી) હું એક બાજુ રવાના થયો. રસ્તામાં એક મોટું સુંદર ઘર જોયું, બારણું ખોલી અંદર ગયો, જ્યાં મોટા મોટા ચબૂતરાઓ બનાવેલા હતા. દરેક ચબૂતરા પર મોતીની પેટીઓ મૂકેલી હતી. મેં એક પેટી ખોલી જેમાંથી ઘણી જ સારી સુગંધ નિકળી અને જોયું કે અંદર માણસો રેશમ વીટાળી લપેટી સુતેલા છે. એક માણસને મેં હલાવ્યો તો એ મરેલો હતો. પછી મેં પેટી બંધ કરી અને (ઘરમાંથી) બહાર નીકળી બારણું પણ બંધ કરી રવાના થઈ ગયો. રસ્તામાં બે સવાર થઈ જતા માણસો મળ્યા જે એવા રૂપાળા હતા કે એમના જેવા રૂપાળા માણસો મેં કદી જોયા ન હતા. એમના ઘોડાનું કપાળ અને પગો સફેદ હતા. તેમણે મને પૂછ્યું તું કોણ છે ? અને ક્યાંથી આવે છે ? મેં મારો સંપૂર્ણ બનાવ વર્ણન કર્યો. મારી વિગત સાંભળી કહ્યું : 'આગળ જાઓ ત્યાં એક બાગ આવશે જેમાં એક રૂપાળો માણસ નમાઝ પઢતો હશે જે તમોને રસ્તો બતાવશે. હું આગળ ચાલ્યો. તે માણસ મળ્યો, મેં સલામ કરી તો એણે સલામનો જવાબ આપ્યો. અને મારી બધી વિગત પૂછી મેં મારી સંપૂર્ણ વિગત વર્ણન કરતાં પેલા (સુંદર) ઘરમાં જવાની વિગત કહી તો તેઓ ગભરાયા અને પૂછ્યું કે પછી તમે (એ ઘરમાં) શું કર્યું ? મેં કહ્યું : પેટીઓ બંધ કરી અને ત્યાંથી રવાના થયો' ત્યારે એમની ગભરામણ ખત્મ થઈ અને કહ્યું : બેસી જાઓ.' હું બેસી ગયો મેં જોયું કે ત્યાં એક વાદળી આવી અને કહ્યું : 'અસ્સલામુ અલયકુમ એ અલ્લાહના વલી ! એમણે વાદળીને પૂછ્યું તું ક્યાં જાય છે ? જવાબ આપ્યો કે ફલાણા શહેર (જાઉં છું) આમ એક પછી એક વાદળીઓ આવતી ગઈ અને આપ પૂછતા રહ્યા કે ક્યાં જાય છે ? તેમાંથી એક વાદળીએ કહ્યું : 'હું બસરા જાઉં છું.' આપે ફરમાવ્યું, 'જમીન પર ઉતર' વાદળી જમીન પર આવી ગઈ તો તે (બુઝુર્ગે) ફરમાવ્યું આ માણસને તારા ઉપર સવાર કરી એને એના ઘરે સલામત પહોંચાડી આપ' મેં વાદળી પર સવાર થતી વખતે (એ બુઝુર્ગ માણસને) કહ્યું જે અલ્લાહે તમોને આ મહાન હોદો આપ્યો છે તેમની કસમ છે. તેમની કસમ આપી પૂછું છું કે તમો કોણ છો ? અને પેલા બે (૨) ઘોડેસવાર કોણ હતા ? વળી પેલું (સુંદર) ઘર કે (જેમાં પેટીઓ લાશો વગેરા હતી) તે શું હતું ? બુઝુર્ગે જવાબ આપ્યો કે એ ઘર દરિયાના શહીદોનું છે અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને નકકી કર્યા છે કે જે લોકો દરિયામાં ડૂબી (શહીદ થઈ) જાય

તેમની લાશોને (દરિયામાંથી) કાઢી રેશમના કફનમાં વિટાળી પેટીઓમાં મૂકી દે. અને પેલા બે ઘોડેસવાર એ ફરિશ્તા હતા. જે અલ્લાહના સલામ સવાર-સાંજ એ (શહીદો)ને પહોંચાડે છે અને હું ખિઝર (અ.સ.) છું મેં અલ્લાહ તઆલાથી દુઆ કરી કે તમારા પયગમ્બરની ઉમ્મત સાથે મને રાખે' પછી પેલા માણસે કહ્યું 'કે જ્યારે હું વાદળી પર સવાર થઈ ચાલવા લાગ્યો તો મારા ઉપર એટલી બધી ગભરામણ છવાઈ ગઈ કે મારી આંખો એ (ભયના કારણે) લીલી થઈ ગઈ' આ કિસ્સા બનાવને 'શયખુલ ઈસ્લામ ઈબ્ને હજર (રહ.)એ પોતાની કિતાબ' 'ઈસાબહ-ફિ-મઅરિફતિસ્સહાબ'માં હઝરત ખિઝર (અ.સ.)ના હાલાત વિષે વર્ણન કર્યો છે.

તફસીરે દુર્રેમનષૂરના ચોથા ભાગમાં છે કે જ્યારે હઝરત આદમ (અ.સ.)ને નૂહ (અ.સ.)ના તોફાન વિષેની ખબર આપવામાં આવી તો આપે અલ્લાહ તઆલાથી દુઆ કરી કે, 'જે માણસ તોફાન પછી મને દફન કરે તેની ઉમર કયામત સુધીની કરી આપજે.' તોફાન પછી હઝરત ખિઝર (અ.સ.) એ આપને દફન કર્યા અલ્લાહ તઆલાએ આપની દુઆ કબૂલ ફરમાવી એટલે હઝરત ખિઝર (અ.સ.)ની ઉમર કયામત સુધીની કરી આપી.

**ફાયદો :–** રૂહોને કબ્રમાં પોતાના અમલો પ્રમાણે સવાબ અને અઝાબ થતો રહે છે અગર જન્નતી છે તો દરરોજ સવાર-સાંજ બે વખત એને જન્નત બતાવવામાં આવે છે અને ફરિશ્તો કહે છે કે, 'આ તારૂ અસલ ઠેકાણું-રહેઠાણ છે.' આ હદીષ શરીફ બુખારી અને મુસ્લિમ શરીફની છે. અને બીજી હદીષ શરીફમાં છે કે ફિરઔનના કુટુંબની રૂહો કાળા પક્ષીઓમાં મૂકી સવાર-સાંજ દોઝખ પાસે લઈ જવામાં આવે છે અને અઝાબ દેવામાં આવે છે અને કહેવામાં આવે છે કે આ તારૂ અસલ ઘર છે.'

શુઅબુલ ઈમાનમાં હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે કબ્ર દરરોજ સવાર-સાંજ બૂમ પાડી સવાર-પ્રભાતને કહે છે 'રાત પૂરી થઈ ગઈ અને સવાર પડી ગઈ, ફિરઔનના કુટુંબીઓને દોઝખ તરફ લઈ જા અને સાંજ-રાત્રિથી કહે છે કે દિવસ પૂરો થયો અને રાત આવી ગઈ, ફિરઔનના કુટુંબીઓને દોઝખના તરફ લઈ જા.' આ અવાજને માણસો અને જિન્નાતોના વગર સર્વ જાનવરો સાંભળે છે અને અલ્લાહ પાસે દોઝખની પનાહ માંગે છે.

**ફાયદો** :- અલ્લામહ ઈબ્ને કય્યિમ (રહ.)એ લખ્યું છે કે, 'રૂહના ચાર ઘરો છે એ ચારેવ ઘરોથી એ પસાર થાય છે.'

(૧) પહેલું ઘર, **'માં' નું પેટ** છે. એ ઘણું જ તંગ સાંકડું અને કેદખાના જેવું અંધકારમય છે.

(૨) બીજું ઘર, **'દુન્યા'** છે જેમાં એ પેદા થયો અને સારા કે ખરાબ કામો કર્યા.

(૩) ત્રીજું ઘર, **'બરઝખ'** છે એટલે મૌત પછીથી કયામત સુધી રહેવાનું સ્થળ અને આ ઘર દુન્યાથી મોટું છે જેમકે દુન્યા માના પેટથી મોટી છે (મતલબ કે એક-એકનાથી મોટું ઘર આવે છે.)

(૪) ચોથું ઘર, **'આખિરત'** છે કે જેના પછી બીજું કોઈ ઘર જ નથી એટલે જન્નત અથવા દોઝખ.

રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મુસલમાનના માટે દુન્યા એવી સાંકડી છે જેમ કે બાળકના માટે માંનુ પેટ (સાંકડુ છે) જે વેળા બાળક માના પેટમાંથી જુદું થાય છે તો એ ઘરની જુદાઈના કારણે એને ઘણું દુઃખ થાય છે અને રડે છે. પછી જ્યારે દુન્યાને ઘણી મોટી અને પ્રકાશિત જુએ છે, અને દૂધ પીતું થાય છે તો ખુશ થાય છે અને સમજે છે કે પહેલું ઘર ઘણું જ અંધકારમય, સાંકડું અને રહેવા લાયક ન હતું. એ જ પ્રમાણે મુસલમાન દુન્યાથી વિદા થવાને (મૌત)ને ખરાબ સમજે છે અને મૌતથી ડરે છે, પરંતુ જ્યારે દુન્યાને છોડી એનાથી મોટું સ્થળ (બરઝખ)માં જશે તો સમજશે કે દુન્યાની ઘણી જ ખરાબ સાંકડી રહેવા લાયક જગ્યા ન હતી અને ફરીવાર દુન્યામાં જવાનું પણ પસંદ નહિ કરશે જેમ કે બાળક દુન્યામાં આવ્યા પછી માના પેટમાં જવાનું પસંદ નથી કરતું.

## પ્રકરણ છવ્વીસમું : જીવતા માણસોના કામો મુર્દાઓને બતાવવામાં આવે છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'તમારા જે સગાસંબંધીઓ અને મહોલ્લાવાળાઓ મરણ પામ્યા છે, તેમને તમારા અમલો બતાવવામાં આવે છે જો તમારા કામો સારા છે તો તેઓ ખુશ થાય છે અને સારા નથી તો તેઓ કહે છે કે, ઓ અલ્લાહ ! તેં હમોને જેવી હિદાયત-સદમાર્ગ બતાવ્યો એવો સદમાર્ગ જ્યાં

સુધી એમને ન બતાવે ત્યાં સુધી એમની રુહ ન કાઢજે મોત ન આપજે.'

હકીમ તિરમિઝી (રહ.)એ નવાદિરુલ ઉસૂલમાં રિવાયત કરી છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, 'બંદાઓના અમલો કર્મો સોમવાર અને જુમેરાતના અલ્લાહની સમક્ષ-સામે રજુ કરવામાં આવે છે અને જુમઅહના દિવસે અંબિયા (અ.સ.) તથા એમના મા-બાપો સમક્ષ રજુ કરવામાં આવે છે. નેકીઓને જોઈને એ લોકો ખુશ થાય છે અને એમના ચહેરા ચમકી ઉઠે છે માટે એ લોકો ! અલ્લાહથી ડરો અને મુર્દાઓને તકલીફ ન આપો એટલે ખરાબ કામો ન કરો (કારણ કે) કામો જોઈને એમને દુઃખ થાય છે.

હઝરત અલી ઉસૈદ (રદિ.)થી રિવાયત છે કે, એક માણસ આપ (સ.અ.વ.)ની પાસે આવ્યો અને વિનંતી કરી કે, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! મારા મા-બાપ મરણ પામ્યા છે (માટે) હવે કોઈ એવી રીત છે કે હું મારા મા-બાપ ઉપર ઉપકાર કરું ?' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'હાં' ચાર તરીકાથી તું એમના સાથે ઉપકાર કરી શકે છે, (૧) એક તો આ કે તું એમના માટે દુઆ કરે (૨) બીજુ એ કે જે વસિય્યત અથવા શિખામણ એમણે તને આપેલી છે. તું એના પર કાયમ અડગ રહેજે. (૩) ત્રીજુ જે એમના દોસ્ત હતા તેમની ઈઝઝત કરજે. (૪) ચોથુ એ કે જે એમનો ખાસ નજદીકનો સગો છે તેમની સાથે મુહબ્બત રાખજે.

## પ્રકરણ સત્તાવીસમું :
## રૂહોને જન્નતમાં જવાથી કઈ વસ્તુઓ રોકે છે ?

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, 'આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, મુસલમાનની રુહ એના કર્ઝના લઈ કૈદ છે (એટલે) જ્યારે કોઈ મુસલમાન મરણ પામ્યો. અને એનું કર્ઝ બાકી હતું પરંતુ વારષદારોએ એનું કર્ઝ ભરપાઈ ન કર્યું તો જ્યાં સુધી એનું કર્ઝ ચૂકવવામાં નહિ આવશે ત્યાં સુધી એ (મૈયત) જન્નતમાં ન જશે.'

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, હમો લોકો આપ (સ.અ.વ.)ના પાસે બેઠા હતા. તેવામાં એક જનાઝો આવ્યો આપ (સ.અ.વ.)એ એની નમાઝ પઢતાં પહેલાં પૂછ્યું શું એના શીરે કોઈનું કર્ઝ બાકી છે ? લોકોએ જવાબ આપ્યો, 'હાં' (બાકી છે) આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'એની રૂહ કર્ઝની કૈદમાં છે, (રૂહ) આસમાન સુધી પણ નથી જઈ શકતી, મારી નમાઝથી એને કંઈ લાભ નહિં થશે, હાં, જો કોઈ

માણસ એનું કર્ઝ ભરપાઈ કરવાની જવાબદારી લે તો હું નમાઝ પઢાવું અને મારી નમાઝથી લાભ પણ થશે.'

હઝરત સમુરહ ઈબ્ને જુન્દુબ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ એક દિવસ ફજરની નમાઝ પછી ફરમાવ્યું, 'ફલાણાં કુટુંબનો કોઈ માણસ અહિં હાઝર છે ? એમની મૈયતના કર્ઝના કારણે જન્નતના દરવાજા પર રોકવામાં આવેલી છે. (કર્ઝ) અદા કરી દેવું તમારા કબ્ઝામાં છે જો તમો એનું કર્ઝ અદા કરી આપશો તો એનો છૂટકારો છે નહિં તો એને અઝાબ થશે.'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, એક માણસનું મરણ થયું એના શીરે કોઈના બે દીનાર (સોનામહોર) કર્ઝ હતી. નબી (સ.અ.વ.) એની જનાઝહની નમાઝ ન પઢયા. જ્યારે હઝરત અબૂ કતાદહ (રદિ.)એ એનું કર્ઝ પોતાના શીરે લઈ લીધું તો આપ નમાઝ પઢયા પછી બીજા દિવસે આપે હઝરત અબૂ કતાદહ (રદિ.)થી પૂછયું કે તમે કર્ઝ ભરપાઈ કર્યું કે નહિ ? જવાબ આપ્યો, 'હાં અદા કરી આપ્યું, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, હવે એની રૂહ મુકત થઈ.'

હઝરત સઈદ ઈબ્ને અત્વલ (રદિ.)થી રિવાયત છે કે, મારા બાપનું મરણ થયું તો વારષામાં ફકત ત્રણ (૩) દિરહમ, અવલાદ અને કર્ઝ હતું મેં વિચાર કર્યો કે દિરહમને અવલાદ ઉપર ખર્ચ કરું (તો રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'તમારા પિતા કર્ઝના કૈદમાં છે એમનું કર્ઝ અદા કરો.'

'મન આશ બઅદલ મૌત' નામની કિતાબમાં હઝરત શયબાન ઈબ્ને હસન (રદિ.)થી રિવાયત છે કે, મારા પિતા અને 'અબ્દુલ વાહિદ' જિહાદ માટે ઘેરથી રવાના થયા રસ્તામાં એક કુવો દેખાયો જે ઘણો પહોળો અને ઉંડો હતો તેમાંથી ગણગણ અવાજ આવ્યો બેમાંથી એક કુવામાં ઉતર્યો અને જોયું તો એક માણસ પાણીના અંદર પાટિયા ઉપર બેઠો છે એણે પૂછયું તું કોણ છે ? જિન્નાત અથવા માણસ ? કહ્યું 'હું માણસ છું. ફરી પૂછયું તું અહિં શા માટે બેઠો છે ? એણે જવાબ આપ્યો હું 'ઈન્તાકિયા' શહેરનો રહેવાસી છું હું દુન્યાથી મરણ પામી ચૂકયો છું. મારા ઉપર કર્ઝ છે એના બદલામાં અલ્લાહ તઆલાએ મને કેદ કર્યો છે, મારા છોકરાઓ 'ઈન્તાકિયા'માં છે તેઓ મને ભૂલી ગયા છે, અને મારું કર્ઝ અદા નહીં કર્યું. આ સાંભળી પેલો માણસ કૂવામાંથી બહાર નીકળ્યો અને પોતાના સાથીથી કહ્યું : 'ચાલો પહેલાં એનું કર્ઝ અદા કરીએ પછી

જિહાદના માટે જઈશું' મતલબ કે તેઓ 'ઈન્તાકિયા' તરફ ગયા અને (પૂછપરછ કરી) કર્ઝ અદા કરી પાછા ચાલ્યા આવ્યા જ્યારે ફરીવાર એ કૂવા પાસે આવ્યા તો ન તો કૂવો દેખાયો અને ન તો કૂવાનું નિશાન. રાત્રે તેઓ ત્યાં જ સૂઈ રહ્યા. રાત્રે સ્વપ્નમાં તે આવ્યો અને કહેવા લાગ્યો, 'તમોએ મારું કર્ઝ અદા કર્યું તે બદલ અલ્લાહ તઆલા તમોને સારો બદલો આપે. હવે અલ્લાહ તઆલાએ મને જન્નતમાં જગ્યા આપી અને જ્યાં ચાહું ત્યાં હરવા-ફરવાની રજા પણ આપી.'

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જે માણસ વસિય્યત કર્યા વગર મરણ પામશે તો તે બીજા મુર્દાઓ સાથે વાતચીત નહિ કરી શકે એટલે ગુંગા માણસની જેમ કિયામત સુધી રહેશે.' સહાબા (રદિ.)એ પૂછ્યું, 'એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) શું મુર્દાઓ અંદર અંદર વાતો કરે છે ? જવાબ આપ્યો, 'હાં' વાતો કરે છે અને મુલાકાત કરવા માટે પણ જાય છે.'

## પ્રકરણ અઠ્ઠાવીસમું : સ્વપ્નમાં જીવતા લોકોની રૂહો મુર્દાઓની રૂહોથી મળે છે.

અલ્લાહમહ ઈબ્ને કય્યિમ (રહ.)એ 'કિતાબુર્રુહ'માં લખ્યું છે કે સ્વપ્નમાં જીવતા અને મરેલાની રુહો પરસ્પર મુલાકાત બાબત અસંખ્ય દલીલો છે, અને મુલાકાત વિષે હદીષો અને બનાવો એવા પરહેઝગાર અને વિશ્વાસુ માણસો એ વર્ણન કર્યા છે કે એને કબૂલ કરવા વગર કોઈ છૂટકો જ નથી. જે પ્રમાણે જીવતાઓની રુહો પરસ્પર મુલાકાત સ્વપ્નમાં કરે છે એજ પ્રમાણે જીવતાઓ અને મુર્દાઓની રૂહો પણ મુલાકાત કરે છે અલ્લાહ તઆલા ફરમાવે છે. 'અલ્લાહુ યતવફ્ફલઅન્ફુસ - અર્થાત - અલ્લાહ રૂહોને તેમના મરણ વેળા (સંપૂર્ણ રીતે) ખેંચી લે છે, તથા જેમની મૌત નથી આવી તેમને ઉંઘમાં (ખાસ પ્રકારે ખેંચી લે છે) પછી જેમના ઉપર મૌતનો ફેસ્લો થઈ ચૂકયો છે, તેમને રોકી લે છે અને બીજી રુહોને નકકી કરેલ મુદત સુધી છૂટી કરી દે છે. (પારા ૨૪, સૂરએ ઝુમર આયત નં. ૪૧)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.) આ આયતે શરીફાની તફસીર વર્ણન ખુલાસામાં લખે છે કે જીવંત અને મૃત બન્નેની રૂહો પરસ્પર સ્વપ્નમાં મુલાકાત કરે છે. અને અંદર અંદર એકબીજાની હાલત પૂછે છે બસ અલ્લાહ તઆલા મુર્દાઓની રૂહોને રોકી લે છે અને જીવતાઓની

રૂહોને છોડી આપે છે જે પોતાના શરીરમાં પરત આવી જાય છે. અને આજ પ્રકારની હદીષ શરીફ આ આયતે શરીફાની તફસીરમાં ઈબ્ને અલી હાતિમે હઝરત સિદ્દીક (રદિ.)થી વર્ણન કરેલ છે ઈબ્ને કય્યિમ (રહ.)એ લખ્યું છે કે, એક દલીલ આ પણ છે કે જીવતા માણસો મુર્દાઓને સ્વપ્નમાં જુએ છે અને મૈયતને આગલી વાતો વર્ણન કરે છે.

હઝરત ઈબ્ને સીરીન (રહ.)થી રિવાયત છે કે, મૈયત સ્વપ્નમાં જે કાંઈ બતાવે છે તે બધું સાચું છે કારણ કે મૈયત એવી જગ્યાએ રહે છે જ્યાં જુઠ ડોકિયું પણ નથી કરી શકતું.

ઈબ્ને અબી દુન્યા અને ઈબ્ને જવ્ઝી (રહ.) એ રિવાયત કરી છે કે, 'સઅ્બ' અને 'ઔફ' બન્નેમાં ઘણી દોસ્તી હતી, જેના કારણે તેઓ અંદર અંદર ભાઈ બની ગયા હતા. સઅ્બે ઔફને કહ્યું : ઓ ભાઈ ! આપણાં બન્નેમાંથી જે પણ પહેલો મરણ પામે તે પોતાની વિગત વર્ણન કરે.' પહેલાં સઅ્બનું મરણ થયું તો ઔફે એને સ્વપ્નમાં જોયો અને પૂછયું અલ્લાહ તઆલાએ તમારી સાથે કેવો વર્તાવ કર્યો ? એણે જવાબ આપ્યો, મારા ગુનાહો માફ કરી આપ્યા. ફરી ઔફે પૂછયું તમારી ડોકમાં આ કાળો દાગ શેનો છે ? કહ્યું : 'કે મેં એક યહુદી પાસેથી દશ (૧૦) દિરહમ કર્ઝ લીધા હતા. જે મારા તીરદાનમાં (તીરો મૂકવાની જગ્યાએ) છે તે તમો એને આપી દેજો. અને જાણી લો કે મારા મરવા પછી મારા ઘરમાં જે કાંઈ બન્યું છે તે બધી જ મને ખબર છે. અહિંયા સુધી કે મારી બિલાડી જે ફલાણાં દિવસે મરણ પામી હતી તેની પણ મને ખબર છે અને આ પણ જાણી લો કે મારી છોકરી છઠ્ઠા દિવસે મરણ પામશે તમો લોકો એને નેક વાતો સંભળાવો' ઐફ કહે છે કે, 'હું સવારના 'સઅ્બ' ના ઘરે ગયો પહેલાં 'તીરદાન' (તીરો મૂકવાનું સાધન) મંગાવીને જોયું તો એમાં દશ દિરહમ એક કપડામાં મૂકેલા મળ્યા, પછી યાહૂદીને બોલાવીને પૂછયું 'સઅ્બ' પાસે તમે નાણાં માંગો છો ? યહૂદીએ કહ્યું : 'સઅ્બ' પર અલ્લાહ રહમ કરે તેઓ આપ (સ.અ.વ.)ના સહાબી હતા, મેં એમને દસ દિરહમ કર્ઝ આપ્યા હતા.' પછી મેં તે દસ દિરહમ યહૂદીને આપી દીધા. અને ઘરવાળાઓને પૂછયું કે 'સઅ્બ'ના મરણ પછી તમારી ઉપર શું વિત્યું ? જે વાતો 'સઅ્બે' મને સ્વપ્નમાં બતાવી હતી તે જ વાતો ઘરવાળાઓએ વર્ણન કરી અને બિલાડીના મરી જવાની વિગત પણ કહી પછી મેં કહ્યું : 'મારા ભાઈ સઅબ'ની છોકરીને બોલાવો. જ્યારે તે આવી તો મેં એના માથા પર હાથ મૂકયો એ તાવમાં સપડાએલી હતી મેં એને

(ભાઈના કહેવા પ્રમાણે) નેક વાતાં સંભળાવી પછી છટ્ઠા દિવસે મરણ પામી.

'દલાઈલુન્નબુવ્વત'માં છે કે ષાબિત ઈબ્ને કૈસ 'યમામહ'માં શહીદ થયા તે વેળા કિંમતી-મુલ્યવાન બખ્તર પહેરેલું હતું. એક મુસલમાન એમના શરીર ઉપરથી બખ્તર ઉતારી લઈ ગયો ત્યાં બીજો મુસલમાન સુતેલો હતો. ષાબિત (રદિ.) એ સ્વપ્નમાં તે માણસને કહ્યું : હું તને બે (૨) વસિય્યત કરૂં છું ખબરદાર એને કદી ન ભૂલજો, અને આ સ્વપ્નને જુઠું ન સમજ પહેલી વસિય્યત એ કે જ્યારે હું શહીદ થયો તો એક મુસલમાન માણસે મારૂં બખ્તર ઉતારી લીધું એનું ઘર આ ફળિયાના ફલાણાં નાકે છે એના દરવાજા પર ઘોડો લાંબા દોરડાથી બાંધેલી હાલતમાં ચરે છે. બખ્તર ઘરમાં મૂકી તેના ઉપર હાંડી (માટીનું કાળુ વાસણ) મૂકેલ છે અને તેના ઉપર ઉંટનો કબજો કોથળો મૂકેલો છે. તમો ખાલિદ ઈબ્ને વલીદ (રદિ.) પાસે જઈને કહેજો કે કોઈ માણસને મોકલી ત્યાંથી બખ્તર મંગાવી લે બીજી વસિય્યત આ છે કે જ્યારે તું મદીના શરીફ પહોંચે તો હઝરત અબૂબક્ર (રદિ.) પાસે જઈને કહેજે કે સાબિત (શહીદ થઈ ગયા જેમનું) આટલું કર્ઝ બાકી છે. અને મારા બે નોકર છે એટલે નોકરને વેચી મારૂં કર્ઝ આપી દે.' જ્યારે એ માણસ સ્વપ્ન-ખ્વાબથી જાગૃત થયો તો હઝરત ખાલિદ ઈબ્ને વલીદ પાસે જઈ આ વિગત વર્ણન કરી. હઝરત ખાલિદ (રદિ.)એ માણસ મોકલી બખ્તર મંગાવી લીધું. પછી હઝરત અબૂબક્ર (રદિ.) પાસે આવ્યો અને ખ્વાબ-સ્વપ્નની વિગત વર્ણન કરી. અમિરૂલ મુઅમિનીન હઝરત અબૂબક્ર (રદિ.)એ વસિય્યત પ્રમાણે નોકર વેચી એનું કર્ઝ અદા કરી આપ્યું. હદીષ શરીફને વર્ણન કરનાર કહે છે કે આ તો સાબિત ઈબ્ને કૈસ (રદિ.)ની કરામત છે કે મરવા પછી એમની વસિય્યત પ્રમાણે અમલ કરવામાં આવ્યો.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે અમીરૂલ-મુઅમીનીન હઝરત ઉષ્માન (રદિ.)એ એક દિવસ ફજની નમાઝ પછી ફરમાવ્યું કે, રાત્રે મેં આપ (સ.અ.વ.)ને સ્વપ્નમાં જોયા છે. આપે ફરમાવ્યું, ઓ ઉષ્માન ! આજ સાંજે તમો હમારે ત્યાં રોઝો ઈફતાર કરજો.' તે દિવસે હઝરત ઉષ્માન (રદિ.)નો રોઝો હતો અને એ જ દિવસે શહીદ થયા (એટલે સ્વપ્નમાં આપ (સ.અ.વ.)ના ફરમાન પ્રમાણે હઝરત ઉષ્માન (રદિ.)એ સાંજના આપ (સ.અ.વ.) તે ત્યાં જ રોઝો ઈફતાર કર્યો.)

હાકિમે રિવાયત કરી કે નબી (સ.અ.વ.)ની કોઈ ઔરત પાસે એક ઔરત આવી અને કહ્યું : 'આપ દુઆ કરો કે અલ્લાહ તઆલા મારો હાથ સારો કરી આપે.' પૂછયું કે તારા હાથને શું થઈ ગયું છે ? એણે જવાબ આપ્યો મારા બાપ ઘણા સુખી અને માલદાર હતા જ્યારે મારી માં ઘણી કંજુસ હતી, મેં એના હાથે કોઈ ગરીબ માણસને આપતાં નથી જોઈ, અલબત્ત : એક વેળા હમો એક ગાય ઝુબહ કરી, મારી માંએ એની ચરબી એક ગરીબને આપી અને એને એક નાનું સરખું કપડું પણ પહેરાવી દીધું. પછી મારા માં-બાપ મરણ પામ્યા મેં બાપને સ્વપ્નમાં જોયા કે એક નહેર પર બેસી લોકોને પાણી પીવડાવી રહ્યા છે. મેં પૂછયું એ પિતા ! શું તમોએ મારી માંને જોયા છે ? કહ્યું 'ના' હું મારી (માને) શોધવા લાગી તો જોયું કે એક જગ્યાએ નગ્ન હાલતમાં ઉભેલી છે એના શરીર પર તે જ નાનું સરખું કાપડ હતું જે ફકીરને આપ્યું હતું અને એના હાથમાં તે જ ચરબી હતી જેને ચાટતી હતી અને તરસ તરસ કરી રહી છે. મેં કહ્યું : 'ઓ માં હું તારા માટે પાણી લાવું છું.' હું મારા બાપ પાસે ગઈ અને એક પ્યાલું પાણી લાવીને પીવડાવ્યું પછી કોઈએ મારા બાપ પાસે જઈ પૂછયું કે ફલાણી ઔરતને કોણે પીવડાવ્યું ? તો બાપે જવાબ આપ્યો, 'જેણે પાણી પીવડાવ્યું તેનો હાથ અલ્લાહ નકામો બનાવી દે.' જ્યારે હું સ્વપ્નમાંથી જાગૃત થઈ તો મેં મારો હાથ નકામો જોયો, (આ કારણ મારો હાથ નકામો થવાનું છે. એટલા માટે હું હાથ સારો કરવા દુઆ કરવાનું કહી રહી છું. અનુ.)

'દલાઈલુન્નબુવ્વત'માં સલ્માંથી રિવાયત છે કે હું મુસલમાનોની માતા હઝરત ઉમ્મે સલ્મહ (રદિ.) પાસે ગઈ જોયું કે તે રડી રહ્યાં હતાં. મેં પૂછયું આપ શા માટે રડો છો ? જવાબ આપ્યો કે મેં સ્વપ્નમાં આપ (સ.અ.વ.)ને જોયા કે આપ રડે છે અને આપના માથા તથા દાઢી ઉપર માટી પડેલ છે મેં પૂછયું એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) આ શું હાલત છે ? આપે ફરમાવ્યું, 'હું કરબલાના મેદાનમાં ગયો હતો મારો નવાસો હઝરત હુસૈન (રદિ.)ને ઝલિમોએ શહીદ કરી નાંખ્યો.'

**ફાયદો :–** શેખ અઝીઝુદીન (રહ.)એ લખ્યું છે કે જ્યાં સુધી રૂહ શરીરમાં રહે છે ઈન્સાન જાગતો રહે છે અને જ્યારે (રૂહ) નીકળી જાય છે તો સૂઈ જાય છે. પછી એ રૂહ હરે ફરે છે. અને જો ફરતાં ફરતાં આસ્માન સુધી પહોંચી ગઈ તો તે વેળા જે સ્વપ્નું જુએ છે તે સહીહ અને સાચું હોય છે. કારણ કે શયતના આસમાન સુધી નથી જઈ શકતો. અને

જો આકાશના નીચે રહી સ્વપ્નું જુએ છે તો એ જૂઠું હોય છે. કારણ કે શયતાન ના વસ્વસા-શંકાઓનું એ સ્વપ્નું હોય છે. પછી જ્યારે 'રૂહ' શરીરમાં આવી જાય છે તો માણસ જાગી જાય છે.

હઝરત ઈક્રમહ અને મુજાહિદ (રહ.)એ લખ્યું છે કે સ્વપ્નમાં રૂહ નીકળી જાય છે પરંતુ શરીર સાથે એવો સંબંધ બાકી રહે છે જેમકે સૂર્યનો પ્રકાશ જમીન ઉપર પડે છે અને આખી દુન્યા રોશન-પ્રકાશિત થઈ જાય છે. પરંતુ પ્રકાશનો સંબંધ સૂર્ય સાથે કિરણો વડે બાકી રહે છે. જો એ સંબંધ બાકી ન રહે તો સૂર્ય કાળો-અંધકારમય બની જાય અલબત્ત જ્યારે સૂવાની હાલતમાં રૂહ ખેંચી લે છે તો શરીરથી રૂહાની આધ્યાત્મિક સંબંધ જુદો થઈ જાય છે. હઝરત ઈક્રમહ (રદિ.) ને કોઈએ પૂછ્યું કે માણસ કઈ રીતે 'સ્વપ્નું જુએ કે હું શામ દેશ અને ખુરાસાન વગેરા સ્થળોએ પહોંચી ગયો ? જવાબ આપ્યો કે રૂહ ફરે છે અને રૂહનો સંબંધ શરીર સાથે બાકી રહે છે. પછી જ્યારે શરીર રૂહને ખેંચે છે (પોતાની અંદર પાછી બોલાવે છે) તો માણસ જાગી જાય છે.

## પ્રકરણ ઓગણત્રીસમું : જે લોકોએ મુર્દાઓને સ્વપ્નમાં જોયા અને ઝિયારત-દર્શન કર્યા તેનું વર્ણન

સ્વપ્નમાં મુર્દાઓથી મુલાકાત કરવી અને તેમનાથી વિગતો પૂછવી અને જવાબો દેવા બાબત અસંખ્ય હદીષો વર્ણન થયેલી છે. ઈબ્ને અબીદદુનિયા (રહ.)એ એ વિષય પર એક કિતાબ લખી છે જેનું નામ 'કિતાબુલ મનામાત' છે. હું અહીં નમૂના-દૃષ્ટાંત માટે અમુકજ હદીષ શરીફ વર્ણન કરૂં છું કે જેથી કિતાબ લાંબી ન થઈ જાય.

હઝરત અબ્દુલ્લા ઈબ્ને અમ્ર બિન આસ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે અમીરૂલ મુઅમીનીન હઝરત ઉમર (રદિ.)નું મરણ થયું તો મને હમેશાં આ વાતની તમન્ના-ઈચ્છા હતી કે અલ્લાહઆલા સ્વપ્નમાં એમની વિગતથી મને વાકિફ કરે એક વખત મેં (મારી ઈચ્છા પ્રમાણે સ્વપ્નમાં) એક મહાન કિલ્લો જોયો અને પૂછ્યું આ કોનું ઘર છે ? લોકોએ કહ્યું કે હઝરત ઉમર (રદિ.)નું ઘર છે. તેવામાં હઝરત ઉમર (રદિ.) ઘરમાંથી નીકળ્યા મેં સમાચાર પૂછયા. "આપે જવાબ આપ્યો મારો અલ્લાહ દયાળુ અને બક્ષીશ કરનાર ન હોત તો હું બરબાદ થઈ જતે." મેં પૂછ્યું આપના ઉપર શું વિત્યું ? (આ જવાબ આપતા પહેલાં) હઝરતે મને પૂછ્યું મારો

ઈન્તિકાલ થવાને કેટલા દિવસો થયા ? મેં જવાબ આપ્યો બાર (૧૨) વર્ષ થયા (તો આપે) જવાબ આપ્યો, હું બાર વર્ષે હમણાં હિસાબથી નવરો થયો.

અબ્દુલમલિકથી રિવાયત છે કે મેં આમિર ઈબને કૈસ (રદિ.)ને એમના ઈન્તિકાલ પછી (સ્વપ્નમાં) જોયા તો પૂછયું તમો કેવા છો ? જવાબ આપ્યો 'સારો છું' ફરી મેં કહ્યું 'જે નેક કામ સાચી નિય્યતથી કરવામાં આવે તે સૌથી અફઝલ છે.'

હઝરત અબુ અબ્દુલ્લાહ (રદિ.)થી રિવાયત છે કે, 'મારા કાકાનું મરણ થયું તો મેં એમને સ્વપ્નમાં જોયા, (તેઓ) કહેતા હતા કે દુનિયા એ તો સરાસર-નખશીખ દગો આપનાર છે અને આખિરત નેક કામ કરવાવાળાઓ માટે ખુશીનું ઘર છે અને મઝબૂત અકીદો દૃઢ શ્રદ્ધા અને મુસલમાનોની સાથે ભલાઈ કરવાથી મહાન કોઈ વસ્તુ નથી અને નેક કામને હલ્કું ન સમજો, અને જે સારૂં કામ કરો તેને સમજી લો કે આ મારૂં છેલ્લું કામ છે.

હઝરત મયમુન કુર્દી (રદિ.)થી રિવાયત છે કે, મેં 'ઉરવહ'ને એમના મરણ પછી સ્વપ્નમાં જોયા, એમણે કહ્યું કે, ફલાણાં પાણી પીવડાવનારનો મારો શીરે એક દિરહમ કર્ઝ બાકી છે તે દિરહમ મારા ઘરના તાકમાં મૂકયો છે તે લઈને એને આપી દો. સવારના મેં પાણી પીવડાવનારની મુલાકાત કરી પૂછયું કે 'ઉરવહ' પાસે તારૂં કંઈ બાકી છે ? અણે કહ્યું : 'હા, એક દિરહમ બાકી છે.' તો હું ઉરવહના ઘરે ગયો અને તાકમાંથી દિરહમ લઈ એને આપી દીધો.

કુફાના એક રહેવાસીથી રિવાયત છે કે, મેં સુવૈદ ઈબ્ને અમ્રને મરણ પછી (સ્વપ્નમાં) જોયા કે તેઓ ઘણી જ સારી હાલતમાં દબદબા સાથે છે મેં પૂછયું એ સુવૈદ (રદિ.) ! તમોને આ મરતબો કઈ રીતે મળ્યો ? ફરમાવ્યું કે 'લાઈલાહ ઈલ્લલ્લાહ' ઘણી સંખ્યામાં પઢયા કરતો હતો. તમો પણ પઢયા કરો, અને આ પણ કહ્યું : 'દાઉદતાઈ અને મુહમ્મદ બિન નઝર (રહ.)એ જે કંઈ મેળવ્યું છે, એ કલિમહની બરકતથી જ મેળવ્યું છે.'

શુઅબુલ ઈમાનમાં રિવાયત છે કે, 'મુતર્રીફ ઈબ્ને અબ્દુલ્લાહ (રદિ.)' કહે છે કે, હું એક વખત એક કબ્રસ્તાનમાં ગયો અને એક કબ્ર પાસે બે રકાત નમાઝ હલ્કી રીતે (ટુંકાણમાં) પઢીને સૂઈ ગયો. (કબ્રસ્તાનમાં નમાઝ પઢવા માટે જે જગ્યા બનાવેલી હોય છે ત્યાં નમાઝ

પઢી મય્યતને સવાબ પહોંચાડવામાં આવે છે.) એ કબ્રની મય્યતે કહ્યું : ‘તમે બે રકાત નમાઝ પઢયા અને દિલમાં વિચાર કર્યો કે ઘણી હલ્કી પઢયો ! મેં જવાબ આપ્યો ‘હા’ એમણે જવાબ આપ્યો કે ‘તમો લોકો અમલ કરો છો પરંતુ એની ફઝીલત નથી જાણતા, અને હમો લોકો જો (હવે) બે રકાત નમાઝ પઢી શકતા હોત તો એ નમાઝ હમારા હકકમાં ઘણી ઉત્તમ લખાતે.’ પછી મેં પૂછ્યું કે આ કબ્રસ્તાનમાં કોણ લોકો છે ? કહ્યું : ‘બધા જ મુસલમાન દીનદાર છે.’ મેં ફરી પૂછ્યું સૌથી અફઝલ શ્રેષ્ઠ કોણ છે ? (એમણે) એક કબ્રના તરફ ઈશારો કર્યો કે આ માણસ સૌથી અફઝલ છે’ મેં મારા દિલમાં વિચાર કર્યો ‘યા અલ્લાહ !’ જો તું આ મય્યતને ઝાહિર કર કે હું એનાથી વાત કરું અચાનક કબ્ર ફાટી અને તેમાંથી એક નવજુવાન નીકળ્યો (આ અલ્લાહની કુદરતની વાત છે કુર્આન શરીફમાં ‘અસ્હાબેકહફ’ અને ‘હઝરત ઉઝૈર (અ.સ.)’નો કિસ્સો જેને ધ્યાનમાં રાખશો એટલે ‘કબ્ર ફાટી માણસ નીકળે ?’ એવા વિચારો નહી પૈદા થશે.) મેં પૂછ્યું તમે આ બધામાં સૌથી અફઝલ છો ? કહ્યું : ‘હા, આ લોકો કંઈ એવું જ કહે છે.’ મેં ફરી પૂછ્યું કયા અમલોના કારણે તમોને આ મરતબો મળ્યો છે ? તમારી ઉંમર ઓછી છે એટલે એવો ખિયાલ નથી આવતો કે હજ્જ ઉમરહ, જિહાદ અને બીજા અમલો વધારે કરવાથી તમોને આ મરતબો મળ્યો હશે. જવાબ આપ્યો કે ‘મારા ઉપર ઘણી મુસીબતો ઉતરી આવી પડી અને અલ્લાહ તઆલાને મને સબ્ર કરવાની તૌફિક આપી જેના કારણે મને આ મરતબો મળ્યો છે.’

તારીખે બગદાદમાં મુહમ્મદ સાલિમ (રહ.)થી રિવાયત કે, ‘કાઝી યહ્યા ઈબ્ને અકસમ (રદિ.)ને મેં સ્વપ્નમાં જોયા તો પૂછ્યું કે અલ્લાહ તઆલાએ તમારી સાથે કેવો વર્તાવ કર્યો ? કહ્યું : કે (અલ્લાહે) મને પોતાની સામે ઉભો રાખ્યો અને સંબોધન કર્યુ કે ઓ નાલાઈક બુઢ્ઢા અપાત્ર વૃદ્ધ જો તારી દાઢી સફેદ ન હોત તો તને આગમાં નાંખી દેત.’ (આ સાંભળી) મારા બધા અવ્યવો ધ્રુજવા લાગ્યા. ત્રણ વખત મને એ પ્રમાણે કહ્યું, પછી જ્યારે મને શાંતિ થઈ તો મેં અરજ કરી, ઓ મારા પાલનહર તારા તરફથી મને જે ‘હદીષે કુદસી’ (એવી હદીષ જેમાં અલ્લાહનું ફરમાન હોય) મળી છે તે તો આ પ્રમાણે નથી (કે ઘરડાને આગમાં નાંખવામાં આવે ?) અલ્લાહ તઆલા દુન્યાની બધી જ વસ્તુઓને જાણે છે છતાં બંદાથી પૂછશે કે બતાવ તને મારા તરફથી કઈ હદીષ મળી છે ? મેં વિનંતી કરી નમ્રતાપૂર્વક કહ્યું : ‘એ હદીષ શરીફ વર્ણન કરી મને

અબ્દુર્રઝ્ઝાક ઈબ્ને હુમામે, મુઅમ્મર ઈબ્ને રાશિદથી એમણે ઈબ્ને શિહાબ ઝોહરીથી એમણે અનસ ઈબ્ને માલિક (રદિ.)થી એમણે આપ (સ.અ.વ.)થી આપ (સ.અ.વ.)એ હઝરત જિબ્રાઈલ (અ.સ.)થી હઝરત જિબ્રાઈલ (અ.સ.)એ (એ અલ્લાહ) તારાથી રિવાયત કરી, બેશક-નિઃશંક તે ફરમાવ્યું, 'ઈસ્લામમાં રહી (મુસલમાન હોવાની હાલતમાં) મારો જે બંદો ઘણો ઘરડો થઈ જાય તો મને શર્મ આવે છે કે હું તેને આગથી સઝા કરૂં' અલ્લાહ તઆલાએ ફરમાવ્યું, 'સાચું કહ્યું અબ્દુર્રઝ્ઝાકે, સાચું કહ્યું ઝોહરીએ, સાચું કહ્યું અનસ (રદિ.)એ, સાચું કહ્યું આપ (સ.અ.વ.)એ, અને સાચું કહ્યું જિબ્રાઈલ (અ.સ.)એ અને મેં એ વાત ફરમાવી છે. ઓ મારા ફરિશ્તાઓ અને જન્નતમાં લઈ જાઓ.'

હઝરત હફસ ઈબ્ને અબ્દુલ્લાહથી રિવાયત છે કે, મેં-અબૂઝુરઅહ (રદિ.)ને એમના મરણ પછી સ્વપ્નમાં જોયા કે પહેલા-આકાશમાં ફરિશ્તાઓ સાથે જમાઅતથી નમાઝ પઢે છે એમને પૂછ્યું કયા અમલોના કારણે તમોને આ હોદ્દો મળ્યો છે ? જવાબ આપ્યો કે મેં મારા હાથથી દસ લાખ હદીષ શરીફો લખી અને દરેક હદીષ શરીફમાં લખતો હતો કે (રિવાયત છે) નબી (સ.અ.વ.)થી એ દુરૂદ શરીફની બરકતથી અલ્લાહ તઆલાએ મને આ મરતબો હોદ્દો આપ્યો છે.'

હઝરત અબુલ કાસિમ ષાબિત (રહ.)થી રિવાયત છે હઝરત સઅદ (રદિ.) જે ઘણાં મોટા મુહદ્દીષ હતા. હદીષ શરીફ ના વર્ણન કર્તા) તેમને મેં (એમના મરણ પછી) સપનામાં જોયા, તેઓ મને વારંવાર કહેતા હતા, ઓ અબુલ કાસિમ ! અલ્લાહતઆલા હદીષ શરીફ પઢાવનારાઓ માટે દરેક મજિલસ (દરેક તે બેઠક જેમાં હદીષ શરીફ પઢાવે) તેના બદલામાં જન્નતમાં ઘર તૈયાર કરે છે.'

હઝરત ઈબ્ને અસાકિર (રહ.)થી રિવાયત છે કે સદુકહ-ઈબ્ને યઝીદે તરાબિલ્સ દેશમાં (ત્રીપોલી દેશ) જમીન ઉપર ત્રણ ઉંચી કબ્રો જોઈ (તેમાંથી) પહેલી કબ્ર ઉપર લખેલું હતું કે, - જે માણસને આ વાતનું યકીન-ખાતરી હોય કે મૌત આવશે હમારો દેશ હમારી પાસેથી ઝૂંટવી લેવામાં આવશે. અને હમોને કબ્રમાં સુવડાવી દેવામાં આવશે તે માણસ જીવનમાં આરામ પામી નથી શકતો.' બીજી કબ્ર પર લખેલું હતું કે, - જેને ખાતરી હોય કે રજથી તજનો હિસાબ આપવો પડશે, પોતાના કરતુતોનો બદલો મળશે તે જીવનમાં આરામ નથી પામી શકતો.' ત્રીજી કબ્ર પર લખેલું હતું કે, 'જેને ખાતરી હોય કે કબ્ર હમારી જુવાનીને ધૂળમાં

મેળવી દેશે અને હમારો ચહેરો મુખાકૃતિ અને બધા અવ્યવોના ટુકડે ટુકડા કરી નાંખશે તે જીવનમાં આરામ નથી પામી શકતો' આ વાંચી મને તઅજ્જુબ આશ્ચર્ય થયું. પછી હું નઝદીકની વસ્તીમાં ગયો. ત્યાં એક ઘરડા માણસને મેં આ ત્રણેવ કબ્રની વિગત પૂછી. એણે જવાબ આપ્યો. 'એ ત્રણ ભાઈઓ હતા તેમાંથી એક બાદશાહનો નોકર અને લશ્કરનો સેનાપતિ હતો બીજો માલદાર વેપારી હતો અને ત્રીજો ફકીર (સૂફી) હતો જે રાત દિવસ બંદગી કરતો હતો.' જ્યારે એ ફકીરના મરણનો સમય આવ્યો તો એના બંને ભાઈઓ એની પાસે આવ્યા અને કહ્યું : 'તમારે જે કોઈ વસિય્યત કરવી હોય તે કરો.' એણે જવાબ આપ્યો કે, મારી પાસે ન તો માલ-સામાન છે અને ન તો મારા શીરે કોઈનું કર્ઝ છે, પરંતુ તમારાથી આ વાતનું વચન લઉં છું કે, જ્યારે હું મરી જાઉં તો આ ટેકરી ઉપર દફન કરજો અને મારી કબ્રના ઉપર લખી દેજો કે, 'જેને આ વાતની ખાતરી હોય કે રજથી તજ સુધીની બાબતોનો સવાલ થશે અને પોતાના કરતુતોનો બદલો મળશે તે માણસ જીવનમાં આરામ નથી પામી શકતો.' એ પછી તમો બરાબર સતત ત્રણ દિવસ સુધી મારી કબ્રની ઝિયારત કરશો એનાથી તમોને કંઈ બોધ મળશે.' (ભાઈના હુકમ પ્રમાણે) મરણ પછી બન્ને ભાઈઓએ લગાતાર ત્રણ દિવસ સુધી (નાનાભાઈની કબ્રની ઝિયારત કરી ત્રીજા દિવસે દર્શન કરી (મોટે ભાઈ કે જે) લશ્કરનો સેનાપતિ હતો તેણે (પોતાના ઘરે) પાછો જવાનો વિચાર કર્યો, તો કબ્રમાંથી ભીંત પડવાનો અવાજ સંભળાયો. ભય બીકથી ધ્રુજવા લાગ્યો અને ભયભીત થઈ ઘરે આવ્યો. રાત્રે પોતાના ભાઈને સ્વપ્નમાં જોયો તો પૂછ્યું, 'ઓ ભાઈ ! તે અવાજ શેનો હતો ?' જવાબ આપ્યો કે 'ફરિશ્તાએ મને કહ્યું કે 'ફલાણાં દિવસે તારી પાસે એક મઝલૂમે (કે જેના ઉપર ઝુલમ થયો હોય) તારી પાસે મદદ માંગી પરંતુ તેં એની મદદ ન કરી આવું કહી એક ગુર્ઝ-લોખંડનો મોટો હથોડો માર્યો તેનો આવાઝ હતો.' જ્યારે સવાર પડી તો એણે પોતાનો વેપારી ભાઈ અને દોસ્તોને બોલાવીને કહ્યું, 'હવે હું તમારી સાથે (આ દુન્યાની માયા લઈને નહી રહું અને બાદશાહની નિકટતા સોહબત અને નોકરીની મારે જરૂરત નથી.' તે જ વેળા દુન્યાનો આરામ છોડયો અને અલ્લાહની બંદગીમાં પ્રવૃત્ત થઈ જંગલ તરફ ચાલવા લાગ્યો જ્યારે એના મરણનો સમય આવ્યો તો એનો વેપારી ભાઈ આવ્યો અને કહ્યું, 'ઓ ભાઈ ! જે કંઈ વસિય્યત કરવી હોય તો કરો.' એણે જવાબ આપ્યો કે, મારી પાસે ન તો માલ છે અને ન તો મારા શીરે કોઈનું કર્ઝ છે, પરંતુ તમારાથી આ વાતનું વચન લઉં છું કે જ્યારે હું મરી જાઉં

તો મારા ભાઈની કબ્ર પાસે મને દફન કરજો અને મારી કબ્ર ઉપર લખી દેજો કે, 'જેને આ વાતની ખાતરી હોય કે મૌત આવશે હમારો દેશ હમારી પાસેથી ઝૂંટવી લેવાશે અને હમોને કબ્રમાં સુવડાવી દેવામાં આવશે તો તે માણસ જીવનમાં આરામ નથી પામી શકતો' અને ત્રણ દિવસ સુધી મારી કબ્રની ઝિયારત કરજો' પછી જ્યારે એનું મરણ થયું તો (ભાઈના વચન પ્રમાણે) ભાઈએ ત્રણ દિવસ સુધી કબરની ઝિયારત કરી. ત્રીજા દિવસે દર્શન કરી (ઘરે) પાછા આવવાનો વિચાર કર્યો તો કબ્રમાંથી એક અવાઝ સંભળાયો કે જેનાથી ડરી ગયો. ભયભીત હાલતમાં ઘરે આવ્યો, રાત્રે સ્વપ્નમાં પોતાના ભાઈને જોયો તો પૂછ્યું 'તમારી શું ખબર છે ? જવાબ આપ્યો, 'સારો છું, તૌબા પશ્ચાતાપથી મારા ગુનાહો માફ થઈ ગયા.' મેં ફરી પૂછ્યું નાનાભાઈની શું ખબર છે ? કહ્યું તેને મોટો મરતબો મળ્યો છે અને નેક લોકો સાથે છે.' ફરી મેં પૂછ્યું કે મારૂં શું થશે ? કહ્યું 'જેવા અમલ કરીશ તેવો બદલો મળશે, તારા માટે જરૂરી છે કે ફુરસદની કિંમત કરો અને નેક કામોનું ભાથું તૈયાર કરો. જ્યારે સવાર પડી તો એણે પણ દુનિયાથી મોઢું ફેરવી લીધું વિમુખ થઈ ગયો, અને પોતાનો બધો માલ સામાન ગરીબો-ફકીરોને વહેંચી આપ્યો અને અલ્લાહની બંદગીમાં જીવન વીતાવ્યું. જ્યારે એના મરણનો સમય આવ્યો તો એનો છોકરો પાસે આવ્યો અને કહ્યું ? 'એ બાપ ! કંઈ વસિય્યત કરો.' બાપે જવાબ આપ્યો કે મારી પાસે માલ નથી કે વસિય્યત કરૂં, પરંતુ તારાથી આ વાતની ખાતરી વચન લઉં છું કે મરી જાઉં તો મને તારા બન્ને કાકા (એટલે મારા ભાઈઓ) પાસે દફન કરજે, અને મારી કબ્ર પર લખજે કે, 'જેને આ વાતની ખાતરી હોય કે કબ્ર આપણી જુવાનીને નષ્ટ-ખત્મ કરી આપશે અને ચેહરો મુખાકૃતિ તથા દરેક અવ્યવોના ટુકડે-ટુકડા કરી નાંખશે. તે માણસ જીવનમાં કદી આરામ નથી પામી શકતો, પછી ત્રણ દિવસ સુધી મારી કબ્રના દર્શન કરજે.' જુવાન છોકરાએ ત્રણ દિવસ સુધી કબ્રની ઝિયારત કરી. ત્રીજા દિવસે કબ્રથી એક ભયજનક અવાજ સાંભળ્યો અને પરેશાન થઈ ઘરે પાછો આવ્યો, રાત્રે પોતાના બાપને સ્વપ્નમાં જોયા (તો બાપે) કહ્યું : 'તું પણ જલ્દી હમારી પાસે આવીશ, પોતાના આખિરતના) પ્રવાસ માટે તૈયારી કર અને જે ઘરમાં તારે આવવાનું છે તેના માટે તૈયાર થઈ જા, અને દુન્યામાં પરોવાયલા લોકોની જેમ તું ગાફિલ બે ધ્યાન ન બની જા કે મૌતના સમયે તારે શર્માવવું પડે, જલ્દી કર, જલ્દી કર, અને જલ્દી કર.' વર્ણન કરનાર 'રાવી' ઈબ્ને અસાકિર (રહ.) કહે છે કે 'એ છોકરાએ રાત્રે સ્વપ્નું જોયું તે સવારમાં હું એની પાસે ગયો, એણે સ્વપ્નની

વિગત કહી સંભળાવી અને કહ્યું : 'કે મારી ઝિંદગીના ત્રણ મહિના અથવા ત્રણ દિવસ બાકી રહી ગયા છે' કારણ કે બાપે મને (ઉતાવળ કર) એવું ત્રણ વખત કહી તાકીદ કરી' ત્રીજા દિવસે એણે ઘરના બધા લોકોને ભેગા કર્યા અને કિબ્લા તરફ મોઢું કરી કલિમએ શહાદત પઢી મરણ પામ્યો અને વિદા થઈ ગયો.

## પ્રકરણ ત્રીસમું :
## જીવતા લોકોના કામોથી મુર્દાઓને તકલીફ પહોંચે છે.

યાદ રહે કે જે પ્રમાણે દુન્યામાં એકબીજાથી રાહત અને તકલીફ પહોંચે છે એ જ પ્રમાણે જીવતા લોકોના કરતુતોથી મુર્દાઓને રાહત અને તકલીફ પહોંચે છે. જો કોઈ માણસ દુન્યામાં કોઈની ફરિયાદ કરે અથવા ગીબત કરે તો એ સાંભળીને એને દુઃખ અને તકલીફ થાય છે એ જ પ્રમાણે મુર્દાઓની બુરાઈ વર્ણન કરવાથી (કબ્રમાં) એમને દુઃખ થાય છે. મુર્દાના હકકમાં જ્યારે કોઈ ભૂંડું બોલે છે તો અલ્લાહ તઆલાએ જે ફરિશ્તાઓ નકકી કર્યા છે. તેઓ એ બુરાઈ મુર્દાઓને સંભળાવે છે જેનાથી એમને દુઃખ થાય છે. એટલા માટે હદીષ શરીફોમાં મુર્દાઓનું ભૂંડું બોલવાથી રોકેલા છે, આદમીના માટે જરૂરી છે કે જ્યારે કોઈ મરણ પામે તો એની ખૂબીઓ-ભલાઈઓ વર્ણન કરે અને બૂરાઈઓથી દૂર રહી એનું નામ ન લે.

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જે વસ્તુથી માણસને પોતાના ઘરમાં તકલીફ થતી હતી તે જ વસ્તુથી કબ્રમાં પણ તકલીફ થાય છે.'

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'મુર્દા-મય્યતને ખરાબ ન કહો-બૂરું ન બોલો, (કારણ કે) તે પોતાના ઠેકાણે ચાલ્યો ગયો.'

હઝરત સફિય્યહ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)ની પાસે કોઈએ એક મય્યતને બુરાઈથી યાદ કરી તો આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે મય્યત-મરી ગયેલાઓને યાદ કરો તો ભલાઈથી યાદ કરો.'

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.) એ ફરમાવ્યું છે, 'મય્યતની ભલાઈઓનું વર્ણન કરો અને ખરાબીઓથી

પોતાની ઝુબાન બંધ કરી આપો. ખરાબીઓનું વર્ણન ન કરો.'

હઝરત આઈશહ (રદિ.)થી રિવાયત છે કે, મેં આપ (સ.અ.વ.) થી સાંભળ્યું કે આપ ફરમાવતા હતા કે 'મય્યતનું વર્ણન ભલાઈથી કરો જો તે જન્નતી છે અને તમો બૂરાઈ કરશો તો તમે ગુનેહગાર થશો અને જો એ દોઝખી છે તો (તમારી બુરાઈ) એના (ગુનાહ માફ થવા) માટે પુરતી છે.

હઝરત ઉકબહ ઈબ્ને આમિર (રદિ.)થી રિવાયત છે કે, જો હું કોલસાની આગ ઉપર ચાલું અને તેજ ધારવાળી તલવાર પર ચાલું (જેનાથી પગ દાઝી જાય અથવા કપાઈને) નકામા થઈ જાય તો મને એ પસંદ છે પરંતુ કબ્ર ઉપર પગ મૂકવો પસંદ નથી.'

હઝરત અમ્માર ઈબ્ને હઝમ (રદિ.) કહે છે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ મને એક કબ્ર પર બેસેલો જોયો તો ફરમાવ્યું, 'કબ્ર પરથી ઉતરી જા અને મય્યતને તકલીફ ન આપ કે જેથી તને પણ એ તકલીફ ન આપે એટલે તારા માટે બદદુઆ ન કરે.'

હઝરત ઈબ્ને મસઉદ (રદિ.)થી રિવાયત છે કે, એમને કોઈએ પૂછ્યું કબ્ર ઉપર ચાલવું કેવું છે ? ફરમાવ્યું કે, જે પ્રમાણે ઝિંદગીમાં (કોઈ) મુસલમાનને તકલીફ આપવાને હું ખરાબ સમજું છું એ જ પ્રમાણે મરવા પછી તકલીફ આપવાને પણ ખરાબ સમજુ છું.'

હઝરત ઈબ્ને અબી શયબહ (રદિ.) ફરમાવે છે કે, 'મુસલમાનને મરવા પછી તકલીફ દેવી એવું જ છે જેમકે ઝિંદગીમાં દુ:ખ આપવું.'

રિવાયત છે કે, હઝરત સલીમ (રહ.) કોઈ કબ્રસ્તાનમાં ગયા (તે વેળા) એમને ખૂબ જોરથી પેશાબ લાગ્યો હતો. કોઈએ કહ્યું, 'પહેલા પેશાબ કરી લો પછી ઝિયારત કરો,' જવાબ આપ્યો, હું મુર્દાઓથી એવો શર્માઉં છું જેવો જીવતાઓથી.' આનાથી સાબિત થયું કે કબ્રસ્તાનમાં પેશાબ અથવા જાજરૂ ન કરવું જોઈએ (કારણ કે) એનાથી મુર્દાઓને તકલીફ થાય છે. (એવી રીતે કબ્રો ઉપર ઊભા રહેવું ચાલવું જાઈઝ નથી.) જેનાથી મય્યતને તકલીફ થાય છે.



## પ્રકરણ એકત્રીસમું :
## મય્યતને કબ્રમાં કઈ કઈ વસ્તુઓ ફાયદો આપે છે ?

જ્યારે માણસ મરણ પામે છે તો એના અમલો પણ ખત્મ થઈ જાય છે અને નેકીઓ કરવાથી લાચાર બની જાય છે અને આશા રાખે છે કે કોઈ માણસ નેકી મોકલે કે જેનાથી કબ્રના અઝાબથી છૂટકારો મળે. આપણને જે પ્રમાણે ખાવા-પીવાની જરૂરત હોય છે એનાથી વધારે મય્યતને આપણી દુઆની જરૂરત હોય છે આપણે જે રીતે મય્યતને ષવાબ પહોંચાડીયે નમાઝ પઢીને, રોઝહ રાખીને, સદકહ-ખૈરાત આપીને, મસ્જિદ બનાવી અથવા કુર્આન શરીરૂ પઢીને અથવા દુરૂદ શરીફ વગેરા પઢીને તો એનો ષવાબ મય્યતને પૂરેપૂરો પહોંચે છે અને આપણને પણ એટલો જ ષવાબ મળે છે. અલ્લાહતઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે કે, 'વલ્લઝીન-જાઉ મિમ બઅદિહિમ' અર્થાત :- 'અને જે લોકો એમના પછી એવું કહેતા આવ્યા કે ઓ હમારા પરવરિદગાર ! તું અમને તથા અમારા ભાઈઓને બક્ષી દે જેમણે ઈમાનમાં હમારાથી પહેલ કરી. (સૂરએ હશ્ર આયત ૯)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'મય્યત કબ્રમાં એવી (આશા બાંધી રાખે છે) જેમકે દરિયામાં ડૂબતો માણસ, (મય્યત) રાહ જુએ છે કે મારા માં-બાપ, છોકરો અથવા દોસ્ત મારા માટે દુઆ કરે, પછી જ્યારે એ લોકો દુઆ કરે છે તો એ દુઆ એમના માટે દુન્યા અને દુન્યાની દરેક વસ્તુથી વધુ વહાલી હોય છે. દુન્યાવાળાઓ દુઆ કરે છે, તો અલ્લાહતઆલા કબ્રવાળાઓને પહાડના બરોબર ષવાબ આપે છે અને જીવતા લોકોની ભેટ-સોગાત મુર્દાઓ માટે એ જ છે કે એમના માટે બક્ષીશની દુઆ કરે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.) ફરમાવતા હતા જે મેં સાંભળ્યું કે, 'જે ઘરમાં કોઈ મરણ પામે છે અને ઘરવાળા એના તરફથી સદકો કરે છે તે સદકહનો ષવાબ હઝરત જિબ્રઈલ (અ.સ.) નૂરની તબાખ-ખૂંચામાં મૂકી એની કબ્ર પાસે લઈ જાય છે અને ઉભા રહી કહે છે 'ઓ કબ્રવાળાઓ ! આ ભેટ તમોને તમારા ઘરવાળાઓએ મોકલી છે એને કબૂલ કરો,' આ સાંભળી મય્યત ખુશ થાય છે અને પોતાના પડોશ (કબ્રવાળાઓને) ખુશખબરી સંભળાવે છે અને

એના પડોશીઓ જેમને કોઈ ભેટ નથી મોકલતું તેઓ નારાજ નાખુશ થાય છે.

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ પોતાના માં-બાપના મરણ પછી એમના તરફથી હજ્જ કરે તો અલ્લાહતઆલા હજ્જ કરવાવાળાને દોઝખથી આઝાદ-મુક્ત કરે છે અને એ બન્નેને પણ પૂરેપૂરો ષવાબ આપે છે.

હઝરત કઅબ (રદિ.)થી રિવાયત છે કે જ્યારે નેક બંદાને કબ્રમાં સુવડાવવામાં આવે છે તો એના નેક કામો નમાઝ, રોઝહ, હજ્જ, જિહાદ, સદકહ વગેરે એની પાસે આવે છે-હાજર રહે છે. જ્યારે અઝાબના ફરિશ્તા પગ તરફથી આવે છે તો નમાઝ કહે છે, 'અહીંથી દૂર હટો આ બાજુ તમારા માટે રસ્તો નથી. (કારણ કે) આ પગથી તો એ નમાઝ પઢતો હતો, અને મસ્જિદે આવતો હતો.' પછી અઝાબના ફરિશ્તા માથા તરફથી આવે છે તો રોઝહ કહે છે, અહીંથી દૂર હટો એણે દુનિયામાં અલ્લાહ માટે ભૂખ અને તરસની તકલીફ સહન કરી છે એટલે આ બાજુએ તમારા માટે રસ્તો નથી.' પછી બીજી બાજુએથી (અઝાબના ફરિશ્તા) આવે છે તો હજ્જ અને જિહાદ કહે છે, એણે અલ્લાહ માટે હજ્જ અને જિહાદ કર્યો છે તથા ઘણી તકલીફો સહન કરી છે માટે અહિંથી દૂર હટો આ બાજુ તમારા માટે રસ્તો નથી. પછી (અઝાબના ફરિશ્તા) એના હાથ તરફથી આવે છે તો એણે (દુન્યામાં કરેલો) સદકો કહે છે, 'એણે આ હાથથી સદકો આપ્યો છે માટે અહિંથી દૂર હટો આ બાજુ તમારા માટે રસ્તો નથી.' ત્યાર પછી ગેબથી અવાજ આવે છે તને મુબારકબાદી તું દુન્યામાં સારો હતો અને મરવા પછી પણ સારો છે. પછી રહમતના ફરિશ્તા જન્નતથી પાથરણું લાવે છે અને એની કબ્રમાં પાથરે છે. પછી જ્યાં સુધી એની નઝર પહોંચે ત્યાં સુધી એની કબ્ર પહોળી કરી આપવામાં આવે છે અને જન્નતમાંથી નૂરની ફાનૂસ લાવી એની કબ્રમાં મૂકવામાં આવે છે જેનાથી કયામત સુધી અજવાળું થતું રહે છે બીજી હદીષ શરીફમાં છે કે કબ્રમાં જન્નત તરફનું એક બારણું ખોલી દેવામાં આવે છે ત્યાંથી જન્નતને જોતો રહે છે અને સુગંધ પામતો રહે છે અને એના નેક કામો કહે છે કે, 'હમારા માટે તેં દુન્યામાં તકલીફ સહન કરી (એટલે) આજે હમો તમારી સાથે રહીશું અહિંયા સુધી કે તને જન્નતમાં પહોંચાડી આપીયે.'

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે હઝરત સઅ્દ ઈબ્ને ઉબાદહ (રદિ.)ની માતાનું મરણ થયું અને હઝરત સઅ્દ ઈબ્ને ઉબાદહ (રદિ.) મુસાફરીમાં હતા જ્યારે ઘરે આવ્યા તો હુઝુર (સ.અ.વ.)ની સેવામાં હાજર થયા અને પૂછ્યું. 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! હું મુસાફરીમાં હતો અને મારી માતાનું મરણ થયું તો હવે હું એમના તરફથી કંઈ સદકો આપું તો એનો ષવાબ મારી માને મળશે ? આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'હાં મળશે' હઝરત સઅ્દ (રદિ.) એ કહ્યું, 'આપ ગવાહ રહો મેં મારો બાગ મારી માના (ષવાબ માટે) સદકો આપ્યો.'

બીજી હદીષ શરીફમાં આ પ્રમાણે છે કે હઝરત સઅ્દ (રદિ.)એ પૂછ્યું 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ! કયો સદકો સૌથી ઉત્તમ છે ?' આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'પાણી' (પીવડાવ્વું) હઝરત સઅ્દ (રદિ.)એ કૂવો ખોદાવ્યો અને કહ્યું, 'ઓ અલ્લાહ આ કૂવો સઅ્દની માંના તરફથી (સદકહમાં વકફ છે')

હઝરત અબૂ કુલાબહ (રદિ.)થી રિવાયત છે કે, હું 'શામ' દેશથી 'બસ્રા શહેર'માં આવ્યો અને ગુસ્લ કરી એક કબ્રના નઝદીક બે રકાઅત નમાઝ પઢી અને એને એનો સવાબ બક્ષી દીધો. પછી એક કબ્ર સાથે તકિયો લગાડી સૂઈ ગયો મૈયતે ફરિયાદ કરી કે (કબ્ર સાથે તકિયાનો ટેકો લગાવ્યો એટલે) તમોએ મને તકલીફ આપી, તમે લોકો અમલ કરો છો અને ષવાબની વિગત હકીકત નથી જાણતા, અને હમો લોકો ષવાબની હકીકત જાણીયે છીએ પરંતુ અમલ નથી કરી શકતા, તમે જે બે રકાત નમાઝ પઢયા એ મારા માટે આખી દુન્યાથી ઉત્તમ છે, પછી મૈયતે કહ્યું, 'અલ્લાહ તઆલા દુન્યાવાળાઓને ખુશ રાખે કારણ કે એમની દુઆથી પહાડના બરોબર હમોને નૂર મળે છે તમે એમને હમારા સલામ કહેજો.'

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'કયામતના દિવસે મુસલમાનની સાથે પહાડના બરોબર નેકીઓ હશે તેઓ કહેશે, દુન્યામાં તો હમો આટલી બધી નેકીઓ ન કરી હતી (પછી) આટલો બધો ષવાબ કયાંથી આવ્યો ? (ગૈબથી) અવાજ આવશે તારા છોકરાએ તારા માટે ઈસ્તિગફાર પઢયો હતો આ એની નેકીઓ છે.'

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, નેક બંદાને

અલ્લાહ તઆલા જન્નતમાં ઘણો મોટો મરતબો હોદ્દો આપશે (તો) તે આશ્ચર્યથી કહેશે ઓ અલ્લાહ ! આ હોદ્દો મને શાથી મળ્યો ? અલ્લાહ તઆલા ફરમાવશે તારા છોકરાની ઈસ્તિગફાર અને બરકતની દુઆ છે (જેનાથી તને આ હોદ્દો મળ્યો.)

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જ્યારે મુસલમાન મરણ પામે છે તો એનો અમલ ખત્મ થઈ જાય છે. **પરંતુ સાત વસ્તુઓનો ષવાબ મરણ પછી પણ મળતો રહે છે.'**

(૧) જેણે કોઈને ધર્મનું જ્ઞાન શીખવાડયું તો જ્યાં સુધી એનું જ્ઞાન ઈલ્મ (દુનિયામાં ચાલુ રહેશે-ફેલાતું રહેશે. ત્યાં સુધી એને બરાબર ષવાબ પહોંચતો રહેશે) (હાફિઝ, આલિમ, મુબલ્લિગ લેખકો વિ.)

(૨) નેક અવલાદ હોય જે એના હકકમાં દુઆ કરે.

(૩) કુર્આન શરીફ છોડીને મરણ પામ્યો,
(દીની કિતાબો વકફ કરનાર આમાં દાખલ છે.)

(૪) મસ્જિદ બનાવી.

(૫) મુસાફરો માટે મુસાફરખાનું બનાવ્યું.

(૬) (કુવો) અથવા નહેર ખોદાવી.

(૭) પોતાની ઝિંદગીમાં સદકો આપ્યો હોય, જ્યાં સુધી આ વસ્તુઓ મવજુદ રહેશે ત્યાં સુધી એનો ષવાબ મળતો રહેશે.

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, જેણે કોઈને કુર્આન શરીફ પઢાવ્યું અથવા કોઈ મસ્અલો બતાવ્યો તો અલ્લાહ તઆલા કિયામત સુધી એનો ષવાબ વધારતો જ રહે છે, અહિં સુધી કે તે પહાડના બરાબર થઈ જાય છે.

હઝરત હજ્જાજ બિન દીનાર (રહ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'નેકીના પછી નેકી એ છે કે, જ્યારે તમે નમાઝ પઢો તો એમના માટે પણ પઢો અને જ્યારે રોઝહ રાખો તો એમના માટે પણ રાખો અને જ્યારે સદકો આપો તો એમના માટે પણ આપો' (મતલબ એ કે નફલ નમાઝ, રોઝહ, સદકહ વગેરેના ષવાબ એમને પણ બખ્શી આપો-પહોંચાડી આપો તો એમને પણ ષવાબ મળી જશે અને તમારો ષવાબ પણ ઓછો નહિં થશે.)

હઝરત બશ્શાર ઈબ્ને ગાલિબ (રદિ.)થી રિવાયત છે કે, હું 'રાબિઅહ'ના માટે ઘણી દુઆ કરતો હતો એક વેળા એમને સ્વપ્નમાં જોયાં. એમણે કહ્યું : 'ઓ બશ્શાર તમારી ભેટ નૂરના-તબાક ખુંચામાં મૂકી, રેશમનો રૂમાલ ઢાંકી હમારી પાસે મોકલાવવામાં આવે છે.' મેં પૂછ્યું એવા માન સહિત પહોંચાડવામાં આવે છે ? કહ્યું : 'હા' મુસલમાનની દુઆ જ્યારે મૈયત માટે કબૂલ થાય છે તો એ જ પ્રમાણે નૂરના તબાક-ખુંચામાં મૂકી રેશમનો રૂમાલ ઢાંકી મૈયત પાસે લઈ જઈ કહે છે કે ફલાણાં માણસે તમોને આ ભેટ મોકલાવી છે.'

ઈબ્ને નજ્જાર (રહ.)એ પોતાની તારીખ (હિસ્ટ્રી-ઈતિહાસ)માં માલિક ઈબ્ને દીનાર (રહ.)થી રિવાયત કરી છે કે, હું જુમઅહની રાત્રે કબ્રસ્તાનમાં ગયો. જોયું તો ત્યાં નૂર ચમકી રહ્યું હતું. મેં વિચાર કર્યો કે અલ્લાહ તઆલાએ કબ્રસ્તાનવાળાઓને માફ કરી દીધા છે. (ગૈબથી) અવાઝ આવ્યો કે, 'એ માલિક ઈબ્ને દીનાર આ તો મુસલ્માન ભાઈઓની ભેટ છે જે કબ્રવાળાઓ માટે મોકલવામાં આવી છે. (તેનું નૂર છે) મેં કહ્યું : 'ખુદાની કસમ મને બતાવો કે આ કેવી ભેટ છે ! કહ્યું એક મુસલમાનભાઈએ વુઝુ કરી બે રકાત નમાઝ પઢી પહેલી રકાતમાં સૂરએ ફાતિહા (અલ્હમ્દુ શરીફ) પછી સૂરએ કાફિરૂન (કુલ યા અય્યુહલ કાફિરૂનની સુરત) અને બીજી રકાતમાં 'સૂરએ ફાતિહા' પછી 'કુલ હુવલ્લાહ'ની સુરત પઢી અને કહ્યું : ઓ અલ્લાહ ! આનો ષવાબ આ કબ્રસ્તાનનાં મુસલમાન ભાઈઓને બક્ષી આપો એટલા માટે અલ્લાહ તઆલાએ હમારા ઉપર નૂર અને પ્રકાશ મોકલ્યો હમારી કબ્રોને પહોળી કરી આપી.' માલિક ઈબન દીનાર (રહ.) કહે છે કે, ત્યાર પછીથી હું હંમેશા જુમેરાતના ઉપર જણાવ્યા પ્રમાણે બે રકાત નમાઝ પઢી મુર્દાઓને ષવાબ પહોંચાડતો રહ્યો. એ પછી મેં આપ (સ.અ.વ.)ને સ્વપ્નમાં જોયા, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'ઓ માલિક ઈબ્ને દીનાર, જે પ્રમાણમાં તમો મારી ઉમ્મતના માટે નૂરનો તોહફો સોગાત મોકલી છે એવી ગણતરી પ્રમાણે અલ્લાહ તઆલાએ તમોને પણ એટલો જ ષવાબ આપ્યો, અને તમારી બક્ષીશ કરી આપી, અને તમારા માટે જન્નતમાં એક ઘર તૈયાર કર્યું છે જેનું નામ 'મનીફ' છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'મારી ઉમ્મત માટે ભેટ-સોગાત મોકલો.' હમોએ પૂછ્યું, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) શું સોગાત મોકલીયે ? આપ

(સ.અ.વ.)એ ફરમાવ્યું મુસલમાનોની રૂહો જુમઅહની રાત્રે આકાશમાંથી દુનિયા તરફ આવે છે. અને પોતાના ઘરની સામે જ ઉભા રહી દરેક રૂહ દર્દભર્યા અવાજે બૂમ પાડે છે, 'ઓ મારા ઘરવાળાઓ, ઓ મારા કુટુંબવાળાઓ' ઓ મારા સગાસંબંધીઓ મહેરબાની કરો હમોને કંઈક આપો અલ્લાહ તમારા ઉપર રહમ કરે, હમોને યાદ રાખો અને ભૂલી ન જાઓ, હમો કેદખાનામાં છીએ અને ઘણાં જ દુઃખમાં સપાડયેલા છે. હમારા ઉપર રહમ કરો અલ્લાહ તમારા ઉપર રહમ કરે. અને હમારા માટે તમારી દુઆઓ, તસ્બીહ અને સદકહ વગેરેને બંધ ન રાખો, (તમારી એ દુઆઓના કારણે) અલ્લાહ તઆલા હમારા ઉપર રહમ કરે એથી પહેલા કે તમો પણ હમારા જેવા થઈ જાઓ. અફસોસ હાય અફસોસ ઓ અલ્લાહના બંદા ! હમારી વાતો સાંભળો અને હમોને ભૂલી ન જાઓ તમો જાણો છો કે આ ઘર જેમાં તમો રહો છો એ ગઈકાલે હમારૂ હતું, અને હમો અલ્લાહના રસ્તામાં કંઈ પણ ખર્ચ ન કરતા હતા એ માલ હમારા માટે આફત બની ગયો, અને (હવે આજે) બીજા લોકો એનાથી લાભ ઉઠાવે છે, અને એનો હિસાબ-કિતાબ તથા અઝાબ હમારા ઉપર થાય છે.' પછી આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, દરેક રૂહ હઝાર વખત માણસો અને ઔરતોને બૂમ પાડે છે કે દયા કરો હમારા ઉપર રૂપિયા (ખૈરાત કરીને) અથવા (ગરીબોને) રોટી ખવડાવીને' હઝરત અબૂ હુરયરહ (રદિ.)એ કહ્યું : '(આ ફરમાવ્યા પછી) આપ (સ.અ.વ.) રડયા અને હમો પણ રડયા' આ હદીષ શરીફ ને શેખ ઈબ્ને હસન ઈબ્ને અલી (રદિ.)એ પોતાની કિતાબમાં વર્ણન કરી છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે હુઝુર (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'મૈયતના ઉપર (મૃત્યુ પછીનો) પહેલો દિવસ અને પહેલી રાત્રે સખ્ત સમય આવે છે. તમો લોકો સદકહ આપી પોતાની મૈયતના ઉપર રહમ કરો' લોકોએ નમ્રતાથી પૂછયું, 'ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) હમારી પાસે સદકહ માટે કાંઈ પણ ન હોત તો ? આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું બે રકાત નમાઝ એવી રીતે પઢો કે દરેક રકાતમાં સૂરએ ફાતિહા પછી 'આયતુલ કુરસી' અને 'અલ્હાકુમુત્તકાસુરની સુરત એક એક વખત પછી 'કુલ્હુવલ્લાહની સુરત' અગિયાર (૧૧) વખત પઢો. જ્યારે નમાઝ પઢી રહો તો સિત્તેર (૭૦) વખત નબી (સ.અ.વ.)ના ઉપર દુરૂદ શરીફ પઢી એનો ષવાબ મૈયતને બક્ષી દો તો અલ્લાહ તઆલા એ મૈયતના તરફથી (૭૦) સિત્તેર ફરિશ્તા મોકલે છે, દરેક ફરિશ્તાની સાથે

પોશાક અને જન્નતની સોગાત હોય છે, અને અલ્લાહ તઆલા એની કબ્ર નૂરાની અને પહોળી કરે છે. આ બન્ને હદીષ શરીફોને શૈખ-અહમદ મકકી (રહ.)એ પોતાની કિતાબ 'અહસનુલ મુબર્રાત'માં વર્ણન કરેલી છે.

**હિકાયત** :- અબ્દુલ વહહાબ શઅરાની એ સાલિહ મિરવઝીથી નકલ કર્યું છે કે, હું જુમઅહની રાતના ઘરેથી ફજ્રની નમાઝ માટે ઘણો જ જલ્દી મસ્જિદ ગયો બે રકાત નમાઝ પઢી એક કબ્ર સાથે તકિયાનો ટેકો લગાડી બેઠો. અને મને ઉંઘ આવી ગઈ, મેં (સ્વપ્નમાં) જોયું કે કબ્રસ્તાનના બધા જ મુર્દાઓ પોતપોતાની કબ્રમાંથી નીકળેલા છે, અને એક-એક જમાઅત-ટોળુ બની વાતો કરે છે. તેમાં એક નવજુવાન ગંદા કપડાં પહેરી ઉદાસ હાલતમાં બેઠો છે. થોડીવાર પછી ઘણાં ખુંચા-ઢાળ રૂમાલ ઢાંકેલી હાલતમાં ઉતર્યા. દરેક મૈયત એક એક ખુંચો ઢાળ લઈ પોતપોતાની કબ્રમાં ચાલ્યા ગયા પછી મેં તે જુવાનથી પૂછ્યું ઓ અલ્લાહના બંદા તું શા માટે ઉદાસ છે ? એણે જવાબ આપ્યો તમે ખુંચાઓને જોઈ લીધા છે ? મેં કહ્યું 'હાં જોઈ લીધા છે.' કે એ જીવતા લોકોએ પોતાની મૈયતના માટે સદકો અને દુઆ વગેરાના ષવાબના ખુંચા-ઢાળ છે જે એમણે જુમઅહની રાતના મોકલાવ્યા હતા અને હું સિંધ દેશનો રહેવાસી છું. મારી માતા હજ્જના માટે સિંધથી નીકળી જ્યારે 'બસ્રા શહેર' સુધી પહોંચ્યા, તો મારૂ મરણ થઈ ગયું પછી મારી માતાએ બીજા નિકાહ-લગ્ન કરી લીધા, અને મને દુઆમાં કદી પણ યાદ ન કર્યો, એટલે મારે ઉદાસ રહેવું પડે છે. હવે બીજું કોઈ મારૂ નથી કે જે મારા માટે ભલી દુઆઓ કરે છે ?' સાલિહ મિરવઝી (રહ.) કહે છે કે, મેં પૂછ્યું કે તારી માનું ઘર કયાં છે ? એણે ઘરનુ ઠેકાણું બતાવ્યું (જ્યારે હું ઉંઘમાંથી જાગ્યો) તો ફજ્રની નમાઝથી નવરો થઈ તે ઘરની પૂછપરછ કરતો કરતો ત્યાં પહોંચ્યો રજા લઈ ઘરમાં દાખલ થયો અને કહ્યું 'અલ્લાહ તમારા ઉપર દયા ફરમાવે શું તમારો કોઈ છોકરો છે ?' એણે જવાબ આપ્યો, 'ના' ફરી મેં પૂછ્યું (બીજી શાદીથી નહીં) પરંતુ પહેલાં પણ કોઈ ન હતો ? આ સાંભળી એણે નિરાંતનો શ્વાસ લીધો, અને ફરમાવ્યું, 'એક હતો તે મરણ પામ્યો છે.' પછી મેં એમને સંપૂર્ણ તે બનાવ સંભળાવ્યો જે (મેં સ્વપ્નમાં જોયો હતો) (બનાવ સાંભળી) તે ઘણી રડી અને કહ્યું 'એ સાલિહ ! એ તો મારો છોકરો અને કલેજાનો ટુકડો છે, તમોને અલ્લાહે અહિં (મારા ઘર) સુધી આવવાની તૌફિક આપી (તમો આવ્યા તમારો મોટો આભાર) લો આ એક હઝાર દિરહમ-સોનામહોર એને મારા

છોકરાને ષવાબ માટે સદકો કરી આપો અને અલ્લાહની કસમ હું સાક્ષી આપું છું કે હવે પછી હું એને આખી ઝિંદગી દુઆ અને સદકહ ખેરાત કરી યાદ કરીશ અને કદી પણ નહિં ભુલું' સાલિહ (રહ.) કહે છે કે, 'હું દિરહમ લઈને નીકળ્યો અને એના તરફથી સદકો કરી આપ્યા. આ હિકાયતને પણ શેખ અહમદ મકકી (રહ.)એ 'અહસનુલ મુબર્રાત'માં વર્ણન કરી છે.

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું 'મારી ઉમ્મતના ઉપર અલ્લાહ તઆલાએ દયા ફરમાવી છે કે, કબ્રમાં ગુનાહ લઈને દાખલ થશે પરંતુ (જીવતા) મુસલમાનોની દુઆઓના કારણે કબ્રમાંથી ગુનાહોથી પાક સાફ થઈને ઉઠશે.

**હિકાયત :–** ઈમામ યાફિઅ (રહ.) જે પોતાના સમયના મહાન આલિમ અને અલ્લાહના વલી હતા તે 'રિયાઝુસ્સાલિહીન' નામની કિતાબમાં લખે છે કે, એક ઔરત જે ઘણી બંદગી કરતી હતી તેનું નામ 'બાહિયહ' હતું. મરતી વેળા પોતાનું મોહું આકાશ તરફ કરી કહ્યું : 'ઓ અલ્લાહ ! તારા ઉપર મને ભરોસો-વિશ્વાસ હતો અને મરવા પછી પણ તારા જ ઉપર ભરોસો છે, મરતી વેળા મને બદનામ ન કરશો અને કબ્રમાં મને આરામ આપજો' જ્યારે એનું મરણ થયું તો એનો છોકરો હંમેશા જુમઅહની રાત્રે અને દિવસે કુર્આન શરીફ પઢી માતાને તથા સર્વ મુર્દાઓને એનો ષવાબ બક્ષી દેતો. અને ઈસ્તિગફાર તથા દુઆ કરતો હતો કે, 'ઓ અલ્લાહ તું એમનાથી ખુશ રહે અને એમના ગુનાહ માફ કરી દે' છોકરો કહે છે કે એક વખત મેં 'માં'ને સ્વપ્નમાં જોયાં તો સલામ કરી કહ્યું : 'ઓ માં તારી શું હાલત છે ?' જવાબ આપ્યો કે મૌતની તકલીફ ઘણી સખ્ત છે, મારી કબ્રમાં ફૂલો પાથરેલા છે, અને સારા સારા રેશમી તકિયા મૂકેલા છે, જે કયામત સુધી રહેશે.' પછી મેં પૂછ્યું ઓ 'માં' તારે કંઈ જરૂરત છે ? કહ્યું : 'હાં બેટા !' તમો જે દુઆ ઈસ્તિગફાર અને કુર્આન શરીફ પઢી હમોને ષવાબ પહોંચાડો છે, એ કદી પણ છોડી ન દેશો અને હમારી ઝિયારત (એટલે કબ્રસ્તાનમાં જઈ કબ્ર પાસે દુઆ વગેરે) કરતા રહેશો. હું તારી ઝિયારતથી ખુશ છું, જ્યારે તું ઝિયારત માટે આવે છે તો કબ્રસ્તાનના સર્વ મુર્દાઓ કહે છે, 'ઓ બાહિયહ !' તારો છોકરો આવે છે એનું આવવું હમારા બધા માટે બરકતમય છે.

છોકરો કહે છે ફરી એકવાર મેં સ્વપ્નું જોયું કે એક જમાઅત મારી પાસે આવી, મેં પૂછ્યું તમો કોણ છો ? અને કયાંથી આવો છો ?

જવાબ આપ્યો કે, હમો કબ્રસ્તાનના મુર્દાઓ છે અને તમારો આભાર માનવા માટે આવ્યાં છીએ. અને તમારાથી અરજ કરીયે છીએ કે તમારી દુઆ હમારા માટે બરોબર ચાલુ જ રાખજો.'

**હિકાયત** :– હઝરત માલિક ઈબ્ને દીનાર (રહ.) જે અલ્લાહના મહાન વલીઓમાંથી છે. તેઓ કહે છે કે હું જુવાનીની શરૂઆતનાં દિવસો-પ્રારંભિક યુવાવસ્થામાં ટેક્ષ વસૂલ માટે નોકર હતો દારૂ ખૂબ પીતો હતો. જ્યારે મેં શાદી કરી તો એક છોકરી પૈદા થઈ જેનાથી મને ઘણી મુહબ્બત હતી. જ્યારે હું દારૂ પ્યાલામાં નાંખતો તો એ મારા કપડાં પર ઢોળી દેતી બે વર્ષની ઉંમરે એનું મરણ થયું તો મને ઘણું જ દુઃખ થયું. જ્યારે શબેબરાઅત-પંદરમી શઅબાનની રાત આવી, અને તે રાત જુમઅહની પણ હતી ત્યારે પણ મેં દારૂ પીધું. રાત્રે સ્વપ્નમાં જોયું કે કયામત આવી ગઈ. મુર્દાઓ કબ્રથી નિકળી હશ્રના મેદાનમાં ભેગાં છે. હું સાથે જ છું. અચાનક જોયું કે એક સાંપ મોહું ખોલી પાછળથી મારા તરફ આવ્યો, હું ગભરાઈને નાઠો, ઘણાં દૂર જવા પછી એક ઘરડો માણસ મળ્યો, જેણે અત્તરથી સુગંધિત સુંદર કપડાં પહેર્યા હતા. મેં સલામ કરી કહ્યું : 'મને આશરો આપો, અને મારી મદદ કરો' એણે જવાબ આપ્યો. 'હું તો કમઝોર છું અને એ (સાંપ)ને દૂર કરવાની મારામાં શકિત નથી.' હું દોડતો-દોડતો હશ્રના મેદાનમાં એક ટેકરા ઉપર ચઢી ગયો. ત્યાં જોયું તો હઝારો માઈલ સુધી આગ સળગતી હતી અને લાગતું હતું કે હું પણ બેભાન થઈ તે આગમાં ગબડી પડીશ. ત્યાંથી બીજી બાજુ નાઠો. સાંપ પણ મોહું ખોલી મારી પાછળ દોડતો આવતો હતો ફરી તે ઘરડા માણસની મુલાકાત થઈ, એણે કહ્યું : પેલા પહાડ તરફ જા એમાં મુસલમાનોની અમાનતો છે જો એમાં તારી પણ અમાનત હશે તો એ તારી મદદ કરશે હું પહાડ તરફ ભાગ્યો, જ્યારે નઝદીક પહોંચ્યો તો જોયું કે એમાં ઘરો બનેલા છે, બારણાઓ સોનાના છે જેના ઉપર હીરામોતી જડેલા હતા. બારણાંઓ પર રેશમી પરદાઓ લટકતા હતા. એક ફરિશ્તાએ કહ્યું : 'પરદો હટાવી દો અને બારણાંઓ ખોલી નાંખો, શકય છે કે આ દુઃખિયારાની કંઈ અમાનત અંદર હોય, અને એની મદદ કરે અને દુશ્મનથી એને બચાવે' તે વેળા બારણાંઓના બધા જ પરદાઓ હટી ગયા અને દરવાજો ખોલી નાંખવામાં આવ્યો મારી પાસે ઘણાં જ બાળકો આવ્યા જેમના ચહેરાઓ ચાંદ જેવા ચમકતા હતા (એટલામાં) સાંપ પણ મારી પાસે આવી ગયો. અને મને બરબાદ કરવાનો વિચાર કરી નાંખ્યો. એક

છોકરાએ બૂમ પાડી કે, 'એ છોકરાઓ બધા જ બહાર આવો.' લશ્કરના જેમ બાળકો બહાર નીકળવા લાગ્યા તેમાં મારી તે છોકરી પણ હતી. જે મરણ પામી હતી. તે દોડીને મને વિંટાઈ ગઈ, અને રડવા લાગી અને પોતાના ડાબા હાથથી મારો જમણો હાથ પકડી લીધો, અને પોતાનો જમણો હાથ સાંપ તરફ ઉગામ્યો, જેનાથી સાંપ નાઠો અને મારી આંખોથી અદશ્ય થઈ ગયો પછી છોકરીએ મને જમીન પર બેસાડયો અને પોતે મારા ખોળામાં બેસી ગઈ અને જમણો હાથ મારી દાઢીમાં નાંખ્યો જેમકે બાળકોને મોટે ભાગે આદત હોય છે, પછી કહેવા લાગી. 'અલમ યઅિન લિલ્લઝીન આમનૂ' અર્થાત :- ઈમાનવાળાઓ માટે શું હજુ એ વખત નથી આવ્યો કે અલ્લાહની યાદ અને અલ્લાહના તરફથી જે નાઝિલ થયું છે તેનાથી એમના દિલો ડરી જાય. (કુર્આન શરીફ)

પછી મેં પૂછયું એ છોકરી ! આ સાંપ કેવો હતો ? એણે જવાબ આપ્યો, એ તો તમારા ખરાબ અમલો-કૃત્યો છે જે તમોને દોઝખમાં નાંખવા ચાહે છે મેં પૂછયું એ છોકરી પેલો ઘરડો માણસ કોણ હતો ? જે રસ્તામાં મને મળ્યો હતો ? એણે જવાબ આપ્યો, 'એ તમારા સારા-નેક કામો છે (જે ઓછા છે) એટલે તારા ખરાબ કામો (જે વધારે) છે તેને માફ નથી કરાવી શકતા એટલા બધા કમઝોર થઈ ગયા છે.' ફરી મેં પૂછયું એ છોકરી તમે બધા આ પહાડમાં શું કરો છો ? કહ્યું : 'હમો બધા મુસલમાનોના બાળકો છે, કયામત સુધી અહિં રહી તમારી રાહ જોઈશું જ્યારે તમો લોકો અહિં આવશો તો તમારી શફાઅત કરીશું.' માલિક ઈબ્ને દીનાર (રહ.) કહે છે કે, 'જ્યારે હું સ્વપ્નથી જાગૃત થયો તો બધા ગુનાહોથી તૌબા કરી અને દુનિયાને છોડી અલ્લાહ તરફ ધ્યાન લગાવ્યું.'

ઈમામ યાફિઈ (રહ.) લખે છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'માણસની સાથે કબ્રમાં એના અમલો પણ દફન કરવામાં આવે છે. જો (મૈયત) નેક છે, તો એ (અમલ) આરામ પહોંચાડે છે એટલે કબ્રના એકાંતમાં મૈયતની સાથે રહે છે. અને એને ખુશખબરી સંભળાવે છે કબ્રને રોશન અને પહોળી કરે છે, અને કબ્રના ડર-બીકથી મહફૂઝ સુરક્ષીત રાખે છે. અને જો અમલ બરાબ છે તો મૈયત અઝાબને સોંપી દે છે એટલે કબ્રને સાંકડી અને અંધારી કરે છે અને એના ઉપર અઝાબની સખ્તી અને મુસીબત પહોંચાડે છે.

**ફાયદો** :- '**રવઝતુર્રિયાહીન**'માં લખ્યું છે કે મુફતી શૈખ અઝીઝુદીન મૈયતને ષવાબ પહોંચાડવાનો ઈન્કાર કરતા હતા. (એટલે કે

આપણે જે ષવાબ પહોંચાડીયે છીએ તે મૈયતને નથી પહોંચતો) અને કહેતા હતા કે, 'કુરઆન શરીરૂ પઢીને મૈયતને ષવાબ બક્ષવાથી એમને ષવાબ નથી પહોંચતો.' એમના મરણ પછી એક માણસે એમને સ્વપ્નમાં જોયા તો પૂછ્યું કે જો કોઈ મૈયતને કુર્આન શરીફ પઢીને ષવાબ પહોંચે છે કે નહિ ? જવાબ આપ્યો કે, 'અફસોસ-સદ-અફસોસ મારા વિચારો ષવાબ નથી પહોંચતો એ ખોટા હતા. અહિં તો મારા વિચારોથી ઉલ્ટું છે, અને પૂરેપૂરો ષવાબ મળે છે.'

**ફાયદો** :- રવઝતુર્રિયાહીનમાં છે કે, 'અહલે સુન્નત-વલ જમાઅત'નો આ અકીદો-શ્રદ્ધા (માન્યતા) છે કે જ્યારે અલ્લાહ તઆલાનો હુકમ થાય છે તો મુર્દાઓની રૂહો 'ઈલ્લીય્યીન' અથવા 'સિજ્જીન' જ્યાં હોય ત્યાંથી કોઈ કોઈ વખત કબ્ર પર આવે છે. ખાસ કરીને જુમઅહની રાત્રે અને જુમઅહના દિવસે કબ્રો પર બેસે છે અને વાતચીત કરે છે. એ હાલતમાં જે અઝાબના પાત્ર હોય છે તેને અઝાબ અને ષવાબના પાત્ર હોય તેને ષવાબ પહોંચે છે. પરંતુ આ બે વખતોમાં મુસલમાનો પર અઝાબ નથી થતો.

**ફાયદો** :- આલિમો આ વાત પર સર્વસમંત છે કે નેક કામોનો ષવાબ જે મૈયતને પહોંચાડવામાં આવે છે તો મૈયતને એનો ષવાબ પહોંચે છે. રસુલુલ્લાહ (સ.અ.વ.) કબ્રસ્તાન જતા હતા અને મુર્દાઓ માટે દુઆ તથા ઈસ્તિગફાર કરતા હતા, અને કબ્રની ઝિયારત તથા ઈસ્તિગફારનો આપે હુકમ પણ આપ્યો છે, અને એ વાતનો શોખ પણ અપાવ્યો છે. ત્યાંથી લઈને આજ સુધી હરેક સમયે મુસલમાનોની એજ રીતભાત છે એના પર ઉમ્મતનો ઈજમાઅ (સર્વસંમતિ) થઈ ગયો. રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું કે, 'જે માણસ કબ્રસ્તાન જાય અને 'અલ્હમ્દુલિલ્લાહ,' 'કુલ્હુવલ્લાહુઅહદ' અને 'અલ્હાકુમુત્તકાસુર'ની સૂરત પઢી એનો ષવાબ કબ્રસ્તાનના મુર્દાઓને બક્ષી દે તો એ લોકો અલ્લાહ તઆલાની પાસે એના માટે સિફારિશ-ભલામણ કરે છે. અને મદીના શરીફમાં અન્સારીઓને ત્યાં કોઈ મૈયત થતી તો સર્વ લોકો એની કબ્ર પર જતાં અને કુર્આન શરીફ પઢતા હતા. આ વિષે ઘણી હદીષો આવેલી છે જેમાંથી અમૂક અમૂક તો આગળ વર્ણન થઈ ચૂકી છે.



## પ્રકરણ બત્રીસમું :

### એવા કામો જે મરણ પછી જન્નત જલ્દી પહોંચાડે છે.

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, નબી (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે કોઈ માણસ દરેક ફર્ઝ નમાઝ પછી 'આયતુલ કુર્સી' પઢતો રહેશે તો અલ્લાહ તઆલા એને શુક્ર આભાર માનવાવાળાઓનું દિલ આપશે અને સિદ્દીકો જેવો અમલ અને નબીઓના (જેઓ ષવાબ મળતો હતો તેવો) ષવાબ આપશે, અને પોતાની રહમત ઉતારશે, અને જન્નતમાં દાખલ થવા માટે માત્ર મૌત જ એના આડે આવે છે. (એટલે આ બતાવેલા અમલો કરવાથી તરત જ જન્નતમાં દાખલ થઈ શકે છે, જેથી મૌત આવતા જ જન્નતમાં દાખલ થશે.)

હઝરત સલ્સાલ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે કોઈ માણસ દરેક ફર્ઝ નમાઝ પછી 'આયતુલ કુરસી' પઢશે તો એની અને જન્નતની વચમાં માત્ર મૌતનો જ પરદો છે (એટલે) જ્યારે મરણ પામશે જન્નતમાં દાખલ થઈ જશે. આજ પ્રમાણેની હદીષ શરીફ હઝરત અલી (રદિ.)થી પણ રિવાયત છે અને 'નસઈ', 'ઈબ્ને હબ્બાન' 'દારેકુત્ની' અને 'ઈબ્ને મરવદીય્યહ' (રહ.)એ પણ રસુલુલ્લાહ (સ.અ.વ.)થી આ જ પ્રમાણે રિવાયત કરી છે. (આ વિષયો તફસીરે દુર્રેમનસૂરમાંથી લખવામાં આવેલા છે.)

## પ્રકરણ તેત્રીસમું :

### મૌત માટે કયો સમય સારો છે ઉત્તમ છે ?

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદિ.)થી રિવાયત છે કે રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસ રમઝાન શરીફના છેલ્લા દિવસોમાં મરણ પામશે તે જન્નતી થશે અને જે માણસ 'અરફહ' એટલે નવમી ઝિલહજજહના દિવસે મરણ પામશે તે જન્નતી છે, અને જે માણસ સદકો આપી મરણ પામશે તે જન્નતી છે.

હઝરત હુઝયફહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું 'જે માણસ મરતી વખતે ઈખ્લાસથી સાચા દિલથી 'લાઈલાહ ઈલ્લલ્લાહ' કહેશે તે જન્નતી થશે. અને જેણે અલ્લાહના માટે રોઝો રાખ્યો અને મરણ પામ્યો (રોઝહની હાલતમાં) તો તે જન્નતી થશે, અને જે માણસ સાચા દિલથી 'સદકો' આપી મરણ પામ્યો તો તે જન્નતી

થશે.'

હઝરત આઈશાહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જે માણસે રોઝો રાખ્યો અને એજ હાલતમાં મરણ પામ્યો તો અલ્લાહ તઆલા એના માટે કિયામત સુધીના રોઝહનો સવાબ આપશે.

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'માણસ જુમઅહની રાત્રે અથવા જુમઅહના દિવસે મરણ પામશે તો અલ્લાહ તઆલા તેને કબ્રના અઝાબથી છુટકારો આપશે અને જ્યારે કયામતના દિવસે તે 'મેહશર'નાં મેદાનમાં આવશે તો એના શરીર પર શહીદોનો સિકકો હશે.'

હઝરત અબુજઅફર (રદિ.)થી રિવાયત છે કે, જુમઅહની રાત અને જુમઅહનો દિવસ રોશન-નુરાની છે. જે માણસ જુમઅહની રાત્રે મરણ પામશે તે અઝાબથી બચેલો રહેશે અને જે માણસ જુમઅહના દિવસે મરણ પામશે તે દોઝખથી બચેલો રહેશે.

## પ્રકરણ ચોવીસમું : નબીઓના મુબારક શરીર વગર દરેક મૈયતનું શરીર સડી જાય છે.

હઝરત વહબ ઈબ્ન મુનબ્બિહ (રહ.)થી રિવાયત છે કે, મેં અમૂક આસમાની કિતાબોમાં પઢેલું છે કે અલ્લાહ તઆલાએ ફરમાવ્યું 'જો (મૈયતના) સડી જવાનો અને દુર્ગંધ મારવાનો હું હુકમ ન કરતે તો માણસો પોતાની મૈયતોને ઘરોમાં જ રાખતે.

હઝરત ઝૈદ ઈબ્ને અરકમ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'અલ્લાહ તઆલા ફરમાવે છે કે, મેં ત્રણ વસ્તુઓથી મારા બંદાઓ પર સહુલત કરી દીધી છે (૧) એક તો આ કે, અનાજ પર કીડા-મંકોડા (બીજા જંતુઓ)ને નકકી કરી દીધા. જો એવું ન કરત તો બાદશાહ (અને માલદારો) બધું અનાજ પોતાની પાસે સંગ્રહ કરી રાખતે જેમકે સોના-ચાંદી વગેરા સંગ્રીહ રાખે છે (૨) બીજી વાત એ કે મૌતનાં પછી શરીરનાં સડી અને દુર્ગંધ મારવાનો આદેશ-હુકમ આપી દીધો, જો એવો હુકમ ન આપતે તો કોઈ દોસ્ત પોતાના દોસ્તને મરણ પછી દફન ન કરતે (૩) ત્રીજી વાત એ કે પરેશાન-ચિંતાતુર માણસોના દિલમાંથી ગમ ચિંતા દૂર કરૂં છું, એ એવું ન કરત તો માણસ કદી પણ ખુશ ન થાત.'

હઝરત અબૂ કુલાબહ (રદિ.)થી રિવાયત છે કે અલ્લાહ તઆલાએ રૂહથી વધારે બીજી કોઈ પણ વસ્તુને પવિત્ર અને સારી નથી બનાવી. જ્યાં સુધી રૂહ શરીરમાં રહે છે તો શરીર પ્રફુલ્લિત રહે છે, અને જ્યારે (રૂહ)ને કાઢી લેવામાં આવે છે (એટલે માણસ મરણ પામે છે) તો શરીર સડી જાય છે.

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'માણસનો દરેક અવ્યવ ભાગ સડી જાય છે પરંતુ કરોડરજ્જુ સડતું નથી. કિયામતના દિવસે એ (હાડકા)થી જ આખું શરીર (ફરી) વ્યવસ્થિત બનાવી દેવામાં આવશે.'

હઝરત ઐશ ઈબ્ને ઐશ (રદિ.)થી રિવાયત છે કે, આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'જુમઅહના દિવસે તમો મારા ઉપર વધુમાં વધુ દુરૂદ શરીફ પઢયા કરો, એટલા માટે કે એ દિવસનું દૂરૂદ શરીફ ફરિશ્તાઓ મને (તાકિદે) પહોંચાડે છે.' સહાબા (રદિ.)એ પૂછયું એ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) ફરિશ્તાઓ હમારૂ દુરૂદ શરીફ તમોને કેવી રીતે પહોંચાડે છે ? (કારણ કે) કબ્રમાં તમો પણ માટી થઈ જશો. આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું, 'નબીઓની લાશને ખાઈ જવું.' જમીન ઉપર હરામ કરી દીધું છે' (એટલે કે નબીઓની લાશ કબ્રમાં સડીને માટી થતી નથી બલ્કે એવી જ બાકી રહે છે.)

બયહકી અને વાકિદી (રહ.)એ રિવાયત કરી છે કે, હઝરત મુઆવિયહ (રદિ.)એ 'ઉહુદ'ના મેદાનમાં કુવો ખોદાવવાનો વિચાર કર્યો તો એલાન કરાવી આપ્યું કે, જેમની મૈયતો 'ઉહુદ'ના મેદાનમાં દફન કરેલ હોય તેઓ હાજર રહે' સર્વ લોકો ત્યાં ગયા કુવો ખોદતાં જેટલી લાશો નીકળી તે સર્વ તાજી અને નવી જાણે હમણાં જ દફન થઈ છે એવી હતી (ખોદતાં ખોદતાં) અચાનક એક મૈયતના પગમાં કોદાળી વાગી ગઈ તો તાજુ લોહી તેમાંથી વહેવા લાગ્યું.

હઝરત અબ્દુર્રહમાન (રદિ.)થી રિવાયત છે કે, 'ઉહુદ'ની લડાઈમાં અમ્ર ઈબ્ને જમૂહ અન્સારી (રદિ.) અને અબ્દુલ્લાહ ઈબ્ને ઉમર અન્સારી (રદિ.) શહીદ થયા અને તેઓ બન્નેને નીચાણવાળા ભાગમાં એક જ કબ્રમાં દફન કરવામાં આવ્યા. વરસાદની મોસમમાં રેલ આવી તો એ બન્ને કબ્રો ખુલી ગઈ એટલે બન્ને લાશો કાઢી લેવામાં આવી કે બીજી કોઈ ઉંચી જગ્યાએ દફન કરવામાં આવે. બન્ને લાશો તાજી નીકળી, જાણે આજે જ મરણ પામ્યા છે, રજ પણ હાલત બદલાઈ ન હતી એક મૈયતના

શરીરમાં 'ઘા' વાગેલો-પડેલો હતો ત્યાં (મૈયતે) પોતાનો હાથ મૂકેલો હતો. જ્યારે એનો હાથ 'ઘા' પરથી હટાવી સીધો મૂકી દેવામાં આવ્યો તો મૈયતે ફરી પોતાનો હાથ 'ઘા' ઉપર જ મૂકી દીધો પછી બન્ને લાશો એક ઉંચા સ્થળે દફન કરી દેવામાં આવી 'ઉહુદ'ની લડાઈ પછી (કબ્ર ખુલી જવાને કારણે લાશને કાઢવામાં આવી) તે સમયે છેતાલીસ વર્ષો થઈ ગયા હતા.

હઝરત ઈબ્ને ઉમર (રદિ.)થી રિવાયત છે કે, 'આપ (સ.અ.વ.)એ ફરમાવ્યું જે માણસ અલ્લાહના માટે અઝાન આપે એટલે કોઈથી લાભની આશા ન રાખે માત્ર ષવાબની નિય્યત હોય તો એ માણસનો (દરજ્જો) તે શહીદના બરોબર છે જે લોહીમાં તડપતો હોય (જિહાદના મેદાનમાં કત્લ થઈ ગયો હોય) મરણ પછી એનું શરીર મહફૂઝ સુરક્ષીત રહેશે એટલે એના શરીરને જમીન ન ખાશે.'

બીજી હદીષ શરીફમાં છે કે કિયામતના દિવસે 'મેહશરના મેદાન'માં અઝાન આપનારાની ગરદન ડોક સૌથી ઉંચી હશે અને કબ્રમાં એનું શરીર સુરક્ષિત રહેશે.

હઝરત જાબિર (રદિ.)થી રિવાયત છે કે, રસુલુલ્લાહ (સ.અ.વ.) એ ફરમાવ્યું, 'જ્યારે કુર્આન શરીફના હાફિઝનું મરણ થાય છે તો અલ્લાહ તઆલા જમીનને હુકમ આપે છે કે 'એનુ ગોશ્ત ન ખાય' જમીન કહે છે, 'ઓ અલ્લાહ ! હું એનુ ગોશ્ત કઈ રીતે ખાઈ શકું કારણ કે એના દિલમાં તો તારૂ કલામ કુર્આન શરીફ છે.'

રિવાયત છે કે જે માણસે કદી પણ ગુનોહ નથી કર્યો જમીન તેનું ગોશ્ત નથી ખાઈ શકતી.

અલ્લાહ તઆલાનો લાખ લાખ શુક્ર છે કે એણે મને આ કિતાબ સંપાદન કરવાની તોફિક આપી અને પૂર્ણ કરાવી. ઓ અલ્લાહ ! મુસલમાનોને આ કિતાબથી લાભ આપ અને એના પઢવાવાળાઓને તથા મને સીધા રસ્તા પર ચલાવ અને ગુનાહો માફ કરી સૌને ઈમાન સાથે મોત આપ 'રબ્બના તકબ્બલ મિના ઈન્નક અન્તસ્સમીઉલ અલીમ-વ-તુબ અલયના ઈન્નક અન્તાત તવ્વાબુર્રહીમ. વસલ્લલ્લાહુ તઆલા-અલા ખયરિ ખલ્કિહિ સય્યિદિના મુહમ્મદિંવ વ અલા આલિહિ અજમઈન. બિરહમતિક યા અરહમર્રાહીમીન.

# સમાપ્ત

# બરઝખ સંબંધિત

## બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ,
## હામિદંવ-વ-મુસલ્લિયંન

આ વિષય હઝરત મવલાના શાહ અશરફ અલી થાનવી (રહ.)ની 'બરઝખ સંબંધિત' તકરીરનો ટુંકસાર છે. જેનો ખુલાસો એ છે કે મૌતથી આપણે રજમાત્ર ગમ ન કરવો જોઈએ. કારણ કે (મૌત) એ તો કામ ચલાવ વતનથી અસલ વતનનાં તરફ જવાનું નામ છે. અને પોતાના અસલ મુખ્ય દેશ જતાં કોઈ ચિંતા નથી કરતું. કારણ કે ત્યાં રાહત અને આરામનો સમય છે. એ તકરીરના નામથી જ આ વિષયનું નામ પણ 'બરઝખ સંબંધિત રાખવામાં આવ્યું છે.'

મૃત્યુનાં બે (૨) કક્ષાઓ છે.

(૧) દુન્યવી ઝિંદગીનો અંત છેડો છે એને અનુલક્ષીને એ (મૌત) ગમ-દુઃખની ઘટના છે.

(૨) બીજી ઝિંદગી એટલે આખિરતના જીવનની (મૌતથી) શરૂઆત થાય છે. (એક જીવનનું પુરૂ થવું એટલે મૌત, અને મૌતથી બીજા જીવનનું શરૂ થવું એટલે આખિરતનો સફર.) કોઈનું પૈદા થવું એ ઝાહિરમાં તો આ દુન્યાની ઝિંદગીની શરૂઆત છે. એજ પ્રમાણે મૌતથી આખિરતની ઝિંદગી શરૂ થાય છે. એટલે મૌત એ ઝાહિર-દેખાવમાં મૌત છે, પરંતુ એનાથી આખિરતની ઝિંદગીનો આરંભ-શરૂઆત થતી હોય એ મૌતને (બીજી ઝિંદગીના માટે પેદાઈશ-સર્જન ગણવામાં આવશે. માના પેટથી જન્મી દુનિયામાં આવવું એના કરતાં આખિરતમાં જવા માટે) મૃત્યુનો જન્મ લેવો એ હકીકત અને પરિણામની દૃષ્ટિએ અફઝલ શ્રેષ્ઠ છે.

હકીકતની દૃષ્ટિએ તો એટલા માટે ઉત્તમ છે કે, જે જીવનનો એ આરંભ-શરૂઆત છે, એટલે આખિરતનું જીવન આ દુનિયાના જીવન કરતાં વધુ મજબૂત, પવિત્ર, સ્વચ્છ અને પરિપૂર્ણ છે. આખિરતનું જીવન વધુ મઝબૂત એટલા માટે છે કે આખિરતના જીવનમાં જે અધિકારો અને કામો ઈન્સાન-માનવીથી થાય છે, તે દુન્યવી જીવનમાં નથી થતાં જેમકે મુસ્લિમ શરીફની હદીષમાં છે કે, શહીદોની રૂહો લીલા રંગના પક્ષીઓના

(આગળના) પોટામાં (રહી) જન્નતમાં જ્યાં ચાહે છે ત્યાં ફરે છે. (અને ખાય છે) રૂહોમાં આ પ્રમાણે ઉડવાની શકિત આ (દુનિયા)માં કયાં છે ?

એક બીજી હદીષ શરીફમાં છે કે મુસલમાનની રૂહો લીલા રંગના પક્ષીઓના પોટામાં (રહી) જન્નતમાં જ્યાં ચાહે છે ત્યાં હરીફરી ખાઈ-પીએ છે ('તબરાની') આનાથી (આખિરતના જીવનનું) વધુ સ્વચ્છ હોવાનું ઝાહિર થાય છે. કારણ કે (દુન્યામાં) આવી રાહત અને સંતોષ કયાંથી હોઈ ? મતલબ કે દુન્યવી ઝિંદગીમાં માણસમાં એટલી શકિત પણ નથી હોતી અને એટલી રાહત અને સંતોષ પણ નથી હોતો બલ્કે આ (દુન્યામાં) તો મહેનત અને તકલીફ જ વધુ હોય છે.

અલ્લાહ તઆલા કુર્આન શરીફમાં ફરમાવે છે કે, 'લકદ ખલકનલ ઈન્સાન ફી કબદ' અર્થાત :- 'બેશક નિશંક હમે માનવીને ઘણી મહેનતમાં (સપડાયલો) બનાવ્યો.' (પારા ૩) ખરેખર જો ધ્યાન લગાવવામાં આવે તો જાનવરો પોતાની ઝિંદગીમાં માણસોથી વધુ આઝાદ-મુકત છે. જાનવરોના બચ્ચાંઓ માના પેટથી નીકળતાં જ ખાવું-પીવું, ચાલવું-ફરવું શરૂ કરી આપે છે જ્યારે માનવીના નવજાત શીશુઓ-બાળકો એ (સર્વ બાબતોથી) લાચાર હોય છે જાનવરોને ન તો પોશાકની જરૂરત ન તો ખાવા-પીવા માટે કોઈ સરસામાનની વ્યવસ્થાની ફિક્ર, જ્યારે માણસનો એક દિવસ ખોરાક ખાવું-પીવું પણ હઝારો મખ્લૂકના સહકાર વગર નથી કમાઈ શકતો-નથી પ્રાપ્ત કરી શકતો. એ વગર બીજી ઘણી બધી ચિંતાઓ હોય છે. મતલબ કે આ (દુન્યવી) ઝિંદગીમાં તો દુઃખ અને ચિંતાઓ જ હોય છે જ્યારે (આખિરત)ની ઝિંદગીમાં ચિંતાનું નામ જ નથી. અલ્લાહ તઆલાનું ફરમાન છે, 'લાખવફુન-અલય્હીમ-વલા-હુમ યહઝનૂન' અર્થાત્ :- 'એમના ઉપર ન તો કોઈ પ્રકારનો ડર-બીક છે અને ન તો ગમ-ચિંતા.'

અને (આખિરતનું જીવન દુનિયાના જીવન કરતાં) પરિપૂર્ણ એટલા માટે કે દુન્યાના જીવનમાં ઝિંદગીના ચિન્હો એટલે ખૂબીઓ તરત જ ઝાહિર-પ્રગટ નથી થતી જેમકે બાળક ન તો પોતે ચાલે છે કે ન તો ખાઈ છે ન તો બોલે છે બલ્કે વનસ્પતિઓની સમક્ષ બરોબર હોય છે. જાનવરોથી પણ વધારે બેકાર, કારણ કે જાનવરો-પશુઓના બચ્ચા-બાળકો પૈદા થતાં જ ઉછળતાં-કૂદતાં હોય છે જ્યારે માણસોના બાળકો હાઉં-હાઉં સિવાય કંઈ પણ નથી કરી શકતાં. અને મરણ પછીનો જે જન્મ હોય છે એના ચિન્હો તરત જ ઝાહિર-પ્રકટ થઈ જાય છે. જેમકે (મૌત પછી) રૂહ આમતેમ ઉડવા લાગે છે. વળી દુન્યાની ઝિંદગીમાં કામિલ-પરિપૂર્ણ માણસ

પણ કમાલાત પરિપૂર્ણતાથી ખાલી-કોરો હોય છે, જ્યારે મૌત પછીના જીવનમાં (ફરીવાર રૂહ મૂકતાં જ) કામિલ હોય છે. એટલા માટે મૌત પછી અકકલ વગેરા બધું જ કામિલ-પૂર્ણ થઈ જાય છે. જેમકે હદીષ શરીફમાં આવ્યું છે કે હઝરત ઉમર (રદિ.) ને આપ (સ.અ.વ.)એ પૂછયું, એ ઉમર (રદિ.) તે સમયે તમારી શું હાલત થશે. જ્યારે કબ્રમાં તમારી પાસે બે ફરિશ્તા બુમરાણ કરતા આવશે ? અને તમોને ઢંઢોરી નાંખશે અને તમારી સાથે રૂઆબથી વાતો કરશે.' હઝરત ઉમર (રદિ.)એ પૂછયું ઓ અલ્લાહના રસૂલ (સ.અ.વ.) તે સમયે હમારી અકકલ-બુદ્ધિ ઠીક રહેશે કે નહિ ? આપ (સ.અ.વ.)એ જવાબ આપ્યો, આજે જે પ્રમાણે બુદ્ધિ છે તેવી જ ઠીક રહેશે.' (ત્યારે હઝરત ઉમર (રદિ.)એ આપ (સ.અ.લ.)ના પ્રથમ સવાલનો જવાબ આપ્યો કે બુદ્ધિ ઠીક રહેશે) તો પછી ખૌફ નથી, કામ પતી જશે.' (અહમદ, તબરાની)

અને (આખિરતની ઝિંદગી) બાકી રહેનાર એટલા માટે કે એ જીવનને મૌત નથી, જ્યારે દુન્યાની ઝિંદગી ખત્મ-ફના થનારી છે. (આ દુન્યાથી) સવાર મટે તો સાંજ પણ પરંતુ (આખિરતમાં) એવી સવાર હશે કે જેના માટે સાંજ પણ નથી.

(દુન્યાનું જીવન ફના-ખત્મ થનાર છે.) એના પર કદાચ આપના દિલોમાં એક પ્રશ્ન ઉભો થશે કે એક આશિક-પ્રેમી તો આ પ્રમાણે કહે છે કે,-

**''હરગિઝ નમીરદ આં કે દિલશ ઝિંદા શુદ બઈશ્ક,**

**સબત અસ્ત બર જરીદએ આલમ દવામે આં.''**

સાર : જેનું દિલ ઈશ્કથી જીવંત થાય છે, એ કદી મરતો નથી, ખરા આશિકો-સત્યપ્રેમીઓ (ખુદાના આશિક) હમેશાં જીવતા હોય છે, કદી મરતા નથી.' 'હરગિઝ નમીરદ' કદી મરતાં નથી એનાથી એવું લાગે છે કે આશિકોનું જીવન ફના નથી થતું ! તો સમજી લો કે એનો મતલબ એ નથી કે ખુદાના પ્રેમીઓને મૌત નથી આવતું. બલ્કે મતલબ એ છે કે અસલ જીવન તો આખિરતનું જીવન છે પરંતુ આ (દુન્યાનું) જીવન જ્યારે આખિરતના (જીવન માટે) મદદરૂપ બનશે, અને આ દુન્યાનું જીવન ખત્મ થતાં જ આખિરતનું જીવન શરૂ થઈ જશે તો પછી મૌત, એ મૌત જ નથી કે જેનાથી દુઃખ અને ગભરામણ થાય બલ્કે મૌત તો મધુર અને મનપસંદ બની જાય છે. કારણ કે ખુદાનો આશિક જાણે છે, કે દુનિયામાં અલ્લાહના નઝદીક થવા માટે જે વસ્તુઓ આડે આવતી હતી તે સર્વ વસ્તુઓ તો

મોતથી ખત્મ થઈ જાય છે એટલે તે મોતને જીવન સમજે છે અને અહી દુન્યામાં જે મોત આવે છે તેને મોત-ખત્મ થવાનું નહિ બલ્કે (આખિરતના માટે) બાકી રહેવાનું સમજે છે. પછી આખિરતનું જે જીવન છે તે તો બાકી રહેનાર જ છે કારણ કે પછી તો મોત નથી. જો આ શક પેદા થાય કે કુર્આન શરીફની અમુક આયતો જેમકે 'દરેક વસ્તુ ફના-ખત્મ થનાર છે. પરંતુ અલ્લાહની ઝાત (ખત્મ થનાર નથી.') બીજી જગ્યા એ છે કે, 'આ દુનિયામાં જે કંઈ છે તે બધું જ ખત્મ થનાર છે.' (કુર્આન શરીફ) આનાથી તો એવું લાગે છે કે (દુન્યાની મોત પછી) જે આખિરતનું જીવન છે તે પણ ફના ખત્મ થતું લાગે છે ? તો એનો જવાબ એ છે કે સુર ફૂંકતી વખતનું ખત્મ-ફના થવું એ તો થોડીવારના માટે છે હંમેશા માટે નહિં. બલ્કે એ તો (અલ્લાહ પોતાની કસમ પૂરી કરવા) પુરતું જ ફના કરશે. જેમકે કુર્આન શરીફમાં છે કે, 'દરેક માણસને દોઝખ પરથી પસાર થવું પડશે.' એની સુરત આ પ્રમાણે હશે કે દોઝખની પીઠ ઉપર પુલસિરાત ઉભો કરવામાં આવશે. જેના ઉપરથી સર્વ મુસલમાનો પસાર થશે. અમૂક તો પુલ પરથી સીધા દોઝખમાં જ ચાલ્યા જશે તેમના માટે (કુર્આન શરીફના ફરમાન પ્રમાણે) દોઝખ પરથી પસાર થવું હકીકત બની ગઈ, જ્યારે અમૂક તો વિજળીના જેમ પસાર થઈ જશે, ખબર પણ નહિં થશે કે દોઝખ કયાં હતી, તો એ લોકોનું દોઝખ પરથી પસાર થવું એ માત્ર કસમ પુરી કરવા પુરતું જ હતું એ જ પ્રમાણે 'સુર ફુંકતી' વેળા રૂહનું ખત્મ થવું એ પણ એક પલક માટે જ હશે જેને ખત્મ થવું નહિ બલ્કે બાકી રહેવું જ ગણવામાં આવશે. દા.ત. એક માણસ એક એક સેકંદ થોભી થોભી પાંચ કલાક તકરીર કરે તો આ સેકંડ સેકંદ થોભવું એ તકરીર બંધ કરેલું નહિ કહેવાય બલ્કે એવું જ લાગશે કે લગાતાર પાંચ કલાક તકરીર કરી મતલબ કે આખિરતનું જીવન એ દુન્યાના જીવન કરતાં અનંત મજબૂત, પૂર્ણ, ઉત્તમ, પરિપૂર્ણ, તવરિત, બાકી રહેનાર, સૌથી વધુ મઝબૂત, ઉચ્ચ, પૂર્ણતાવાળુ પવિત્ર, લાભકર્તા, સૌથી ઉચ્ચ, સૌથી વધુ પ્રકાશિત, સુયોગ્ય, મધુર, પ્રિય અને અમલોનું ફળ આપનાર પણ સાબિત થયું કે જ્યારે આખિરતનું જીવન એ દુન્યાના જીવન કરતા મોટું છે તો આખિરતના જીવન માટેનો પ્રવાસ-સફરની શરૂઆત એ મોત છે, જે દુન્યામાં આવવું એટલે પૈદા થવું અને જીવંત રહેવા કરતા ઉત્તમ છે.

આલિમોમાં મતભેદ થયો કે 'મૌત' અને 'ઝિંદગી' એ બંનેમાં ઉત્તમ કોણ ? અમુકે મૌતને તો અમૂકે ઝિંદગીને ઉત્તમ સમજી ઝિંદગીના

ઉત્તમ હોવાની દલીલો આ પ્રમાણે કરે છે કે લાંબુ જીવન મળવાથી અમલો વધારે થાય છે, જેનાથી ષવાબ પણ વધારે મળે છે, જ્યારે મૌતથી અમલો ખત્મ થઈ જાય છે.' પરંતુ હઝરત મવલાના થાનવી (રહ.) ફરમાવે છે કે, (તમારી એ દલીલોથી) ઝિંદગીના ઉત્તમ હોવાનું ષાબિત નથી થતું બલ્કે એક અન્ય વસ્તુ (અમલ)ના કારણે ઝિંદગીનું ઉત્તમ હોવું ગણવામાં આવે છે ખુદ ઝિંદગીના ઉત્તમ હોવાનું ક્યાં ષાબિત થાય છે. (જે અમલોના કારણે તમો ઝિંદગીનું ઉત્તમ હોવું ગણો છો) હકીકતમાં એ અમલો તો મૌતની જ ફઝીલત ષાબિત કરે છે કારણ કે અમલોનું ફળ એ તો મૌત પછી આખિરતમાં જ મળનાર છે. એટલે અહિ તો મૌતનું ઉત્તમ હોવાનું સીધું જ ષાબિત થઈ ગયું. જેના માટે સ્પષ્ટ દલીલ છે કે, 'મૌત એ તો મુસલમાનો માટે ભેટ-સોગાટ છે.' એનાથી વિરુદ્ધ ઝિંદગી કે એને ભેટ નથી કહેવામાં આવ્યું.

હઝરત મવ. થાનવી (રહ.) 'ઝિંદગી' અને 'મૌત' વિષે હિકમતભર્યો સાર અર્ઝ કરે છે કે, અત્યાર સુધી તો મેં મૌતને એક ઝિંદગી હોવાનું જ ષાબિત કર્યું હતું હવે ઝિંદગીને મૌત (પણ) બતાવું છું-ષાબિત કરૂં છું. વિગત આ પ્રમાણે છે કે, એક જગ્યાએથી બીજી જગ્યાએ જવાને મૌત કહેવામાં આવે છે તો ઝહિરી મૌત એ આ ફના થનાર દુન્યાથી બાકી રહેનાર આખિરતના તરફ જવાનું નામ છે. એ જ પ્રમાણે દુનિયામાં પૈદા થવું એ અસ્લી વતન (આખિરત તરફ)થી આરઝી વતન (કામચલાવ વતન દુન્યા) તરફ આવવાનું નામ (કારણ કે રૂહોનું અસલ સ્થાન તો આખિરત છે કારણ કે દુન્યાના આરંભથી લઈ અંત સુધી પૈદા થનાર બધી રૂહોને અલ્લાહે પોતાને ત્યાં એકત્ર કરી કરાર-વચન પણ લીધું હતું એટલે અસલ વતન તો આખિરત જ છે) તો પછી ચોખ્ખી વાત છે કે અસલ વતન તરફ જવું તો પસંદ જ હોય છે. એટલે આ મૌતને 'મૌત' કહેવું એ તો મૌતનો શબ્દ પ્રચલિત થઈ જવાના કારણે છે, બાકી હકીકતમાં એ 'મૌત' નથી. (અસલ વતન આખિરતમાં જવા માટે) હયાત-ઝિંદગી છે. જ્યારે અસલ મૌત તો આ દુનિયામાં પૈદા થવાનું નામ છે. કારણ કે વતને અસ્લી (આલમે અરવાહ)ને છોડી વતને આરઝી (કામ ચલાવ) દુનિયામાં આવી રહ્યો કે પરંતુ બહુધા લોકો વતને અસ્લી (આલમે અરવાહ)થી અજાણ છે, અને આ દુન્યાને જ વતને અસ્લી સમજી બેઠા છે એટલે આ દુન્યાની ઝિંદગી ખત્મ થવાને મૌત કહે છે, અને દુન્યામાં પૈદા થવું (જે હકીકતમાં મૌત છે તેને) મૌત નથી સમજતા.

અને જેની દૃષ્ટિ અસલ વતન તરફ છે તેઓ તેનાથી ઉલ્ટું સમજે છે. એટલા માટે મવલાના જામી (રહ.) અસલ વતન'નું સ્થાન બતાવે છે. અને એનાથી જુદા થવા પર દુઃખ વ્યકત કરે છે શેરનો ભાવાર્થ નીચે પ્રમાણે છે.

એ દિલ તું આ દુન્યામાં કયાં સુધી બાળકોના જેમ ધુળમાં રમતું રહીશ, અર્થ-જેઓ પોતાનું અસ્લી વતન આખિરતને છોડી આ ફાની દુન્યામાં મકાનો, બંગલાઓ, મહેલો, દુકાનો, કારખાનાઓ, ઐશ-આરામને સર્વેસર્વા સમજી રહ્યાં છે. તેમને મવલાના જામી (રહ.) ફરમાવી રહ્યાં છે. આ દુન્યામાં તમો લાગેલા છે એ ધુળ જ છે જે બરબાદ થનાર છે માટે આખિરત જે બાકી રહેનાર છે તેને આબાદ કરવાની ફિક્ર કરો.

સાહેબો ! આપણું અસલ વતન તો 'આલમે અરવાહ' હતું. જેના સામે આ દુન્યા તો તદ્દન વેરાન છે. અસલ વતનથી જુદાઈથી ગમ થવો જોઈએ, ન કે આ દુન્યાની જુદાઈ એટલે મૌતથી, મવલાના રૂમી (રહ.) પણ એ જ બાબતને યાદ કરી ફરમાવે છે જેનો સાર નીચે મુજબ છે.

વાંસણી વાગે છે પરંતુ તેના અવાજમાં જુદાઈનો ગમ છે કે મને જંગલથી શા માટે કાપી લાવી (વાંસણી) બનાવવામાં આવી ? એજ પ્રમાણે રૂહો આલમે-અરવાહથી આ દુન્યામાં આવે છે પરંતુ ત્યાંથી જુદા થવાનો ગમ કરે છે.

હવે અહિં એક સવાલ-પ્રશ્ન થાય છે કે જ્યારે આ ઝિંદગી પણ હકીકતમાં એક મૌત જ છે અને આપણે અસલમાં 'આલમે અરવાહ'માં હતા. તો પછી અહિં (દુન્યામાં) શા માટે મોકલવામાં આવ્યા ? જો ત્યાં જ રાખવામાં આવત તો સારૂ હતું, કારણ કે તે અસલ વતન-મૂળ વતન હતું અને ત્યાંનું જીવન અહિંના જીવન કરતા ઉત્તમ હતું, અને અહિંયા કરતાં ત્યાં (અલ્લાહની) નિકટતા વધુ હતી. એટલા માટે ખુદાની મુહબ્બતમાં ચકચુર એવો પ્રેમી કહે છે.

'કયાહી ચેન ખાબે અદમમે થા, ન થા ઝુલ્ફે યાર કા ખિયાલ સો જગા કે શોરે ઝુહૂરને મુજે કિસ બલામેં ફંસા દિયા !!'

અર્થ-અસ્તિત્વ ન હતું ત્યારે કેટલો આરામ હતો, જ્યાં કોઈ મહબૂબ-પ્રિયાનો વિચાર ન આવતો હતો.

મારૂ સર્જન કરી પ્રકટ થવાની આ ગરબડે કઈ મુસીબતમાં સપડાવી દીધો ?

અહિં શા માટે મોકલવામાં આવ્યા ? એનો જવાબ એજ છે કે,

(આલમે અરવાહમાં આપણે અલ્લાહના નિકટ હતા) તો અમલો વડે એ નિકટતાને પ્રાપ્ત કરવા માટે જ (દુન્યામાં) મોકલવામાં આવ્યા છે અને એ અમલોના જ કારણે આ દુન્યાની ઝિંદગીને આલમે અરવાહની ઝિંદગી પર ઉચ્ચતા છે. અને એ આશિકના કથનને 'ખુદાની મુહબ્બતમાં ચકચૂર' પર અવલંબિત કરવામાં આવશે કારણ કે સમજવાની વાત તો એ છે કે એ (આશિક) ને આલમે અરવાહ (પેદા થવા પહેલાં આપણી રૂહો ખુદા પાસે હતી તે દુન્યા)ની ચાહત શા માટે ? એટલા માટે કે ત્યાં (અલ્લાહનો) કુર્બ નિકટતા હતી, અને તે એવી નિકટતા-નઝદીકી હતી કે જેની કોઈ હદ-સીમા નથી. એટલા માટે રસુલુલ્લાહ (સ.અ.વ.)ને (અલ્લાહનો) અતિશય કુર્બ-નઝદીકી હોવા છતાં 'રબ્બિ ઝિદની ઈલ્મા.' ઓ અલ્લાહ મારા ઈલ્મ-જ્ઞાનને વધારે કર' એવું કહેવાનો હુકમ થયો હતો. અને દેખીતું જ છે કે કુર્બ નિકટતા તબઅન-પ્રાકૃતિક દૃષ્ટિએ મહબૂબ પ્રિય છે, તો એના પ્રત્યેક અંશભાગ પ્રિય હોય છે. ખાસ કરીને (અલ્લાહના પ્રેમીઓ જો આ વાત જાણી લે કે કુર્બના (નઝદીકી) બીજા બધાં પ્રકારો છે, તો એમને પોતાની હાલત પર કદી પણ સબ્ર ન થાય. એને જ કવિ આ પ્રમાણે કહે છે.

મહબૂબ-પ્રિયતમા પોતાની પાસે છે છતાં શોધે છે નહેરના કિનારે હોવા છતાં હોંઠ સૂકા છે. એટલે અલ્લાહવાળાઓ તો અલ્લાહના નઝદીક જ છે, છતાં પણ અલ્લાહના વધુ નઝદીક બનવા માટે અલ્લાહની નિકટતા જ શોધતા રહે છે, એ જ પ્રમાણે માણસે આ દુન્યામાં રહી અલ્લાહના નઝદીક બનવા માટેના અમલોમાં પ્રવૃત્ત રહેવું જોઈએ એમાં જ એની ભલાઈ છે.

મતલબ કે કુર્બ-નિકટતાના વધારાથી આશિકોને સંતોષ નથી થતો, તો હવે સમજી લો કે તે (આલમે અરવાહ)માં અલ્લાહનો કુર્બ-નઝદીકી તો હતી જ, પરંતુ એ એક હદ સુધી અટકેલી હતી, આગળ વધતી ન હતી. કારણ કે નઝદીકી વધે છે પરસ્પરના સંબંધોથી, અને અલ્લાહ તઆલાની આદત છે કે એનો બંદા સાથેનો સંબંધ ત્યારે જ વધે છે જ્યારે બંદા તરફથી તલબ-માંગણી હોય, જો કે તલબની તૌફિક પણ અલ્લાહ જ આપે છે (પણ બંદો માંગે તો ખરો અલ્લાહ એટલું જ ચાહે છે) અને પ્રગતિ અલ્લાહની રઝા-પ્રસન્નતા તથા કુર્બની તલબથી જ થાય છે. અને તલબ એટલે અમલ કરવા. જ્યારે (આલમે આરવાહ)માં અમલ ન હતાં, કારણ કે માત્ર રૂહોથી બદન વગર અમલ શકય જ નથી થતા એટલા માટે

આલમે અરવાહમાંથી આ દુન્યામાં મોકલ્યા કે જ્યાં રૂહ સાથે શરીર-દેહ પણ છે કે જેથી નેક કામો વડે પ્રગતિ અને વધારે નઝદીકીનો દ્વાર-દરવાજો ખુલે જેમકે હદીષે કુદસી (એવી હદીષ જેમાં અલ્લાહનું ફરમાન હોય) ફરમાવે છે કે,-

"જે માણસ મારા તરફ એક વેંત આગળ વધે છે તો હું એના તરફ એક હાથ આગળ વધુ છું, અને જે એક હાથ વધે છે તો તેના તરફ હું બે (પહોળા કરેલા) હાથ જેટલું વધુ છું, અને જે મારા તરફ ધીમેથી આવે છે તેના તરફ હું દોડીને જાઉં છું."

સુબ્હાનલ્લાહ, અલ્લાહની કેટલી બધી દેણ છે કે નેક બંદાની થોડીક માંગણી ઉપર કેટલું ધ્યાન આપે છે. નહિં તો ખરેખર (ખુદા પાસે જવાનો-પહોંચવાનો) આ રસ્તો બંદાના ચાલવાથી થોડોક જ ચલાયો હોત, કપાયો હોત તો તે એટલો બધો અમર્યાદિત માર્ગ છે કે જે પૂર્ણ જ નથી થતો એટલા માટે શાઈર કહે છે કે,

પ્રેમનો માર્ગ માત્ર દોડવાથી પસાર થતો નથી, બલ્કે પ્રેમી સાથે વધુ સંબંધ બાંધવાથી એના નઝદીક પહોંચી જવાય છે.

મતલબ કે ત્યાં કુર્બ-નિકટતા તો હતી પરંતુ અમલ કરવાના સાધનો (બદનો) ન હોવાના કારણે અમલો કરવાની શકિત જ ન હતી. એટલા માટે (અલ્લાહની) નિકટતા એક હદ સુધી અટકેલી હતી આગળ વધી ન શકતી હતી. જેથી હકીકત પર નઝર નાંખનારને તો આલમે અરવાહના વિચારોથી પણ ગભરામણ થાય છે, બસ ષાબિત થયું કે (આલમે અરવાહ)માં શું પત્થરાનો આરામ હતો, આરામ તો અહિં (આ દુન્યામાં) છે, કે રાહતમાં રહી અમલો કરી જેટલી તરકકી ચાહો કરી શકો છો, એના માટે કોઈ હદ નથી, અરે આશિક-પ્રેમીને આ વાતનો કયાં સંતોષ થઈ શકે છે કે મહબૂબ-પ્રિય સામે હોય અને તે આવું કહી દે કે, 'ખબરદાર ! આગળ ન વધશો, મારાથી બે કદમ દૂર રહેજો.' બલ્કે એ તો એવું ચાહશે-ઈચ્છશે કે, મહબૂબ પોતે મને વિંટાઈ જાય. જેમકે એક શાઈરે કહ્યું તેનો ભાવાર્થ આ પ્રમાણે છે.

દરિયાના વચમાં પાટિયા ઉપર બિરાજેલા છે છતાં એવું કહેવામાં આવે કે કપડાં પલળે નહિં એ કેમ બને ?

વાંચકો આલમે અરવાહમાં તો એવી નિકટતા હતી કે બસ દૂરથી જ ડોકિયાં કરીને જોતા રહો, નઝદીક આવવાની રજા નથી તો સાહેબો ત્યાં શું આરામ હતો ? આવું સમજવા પછી તો 'આલમે અરવાહ'ની ઝિંદગી

એક આફત લાગે છે. એ તો અલ્લાહની મહેરબાની થઈ કે અહિં (દુન્યામાં) મોકલી અમલોથી વધારે નઝદીક થવાની તક આપી હાથ-પગો આપ્યા કે જેના વડે નમાઝ, રોઝહ અદા કરી અલ્લાહની મુહબ્બત અને ચાહતમાં જોઈએ એટલી પ્રગતિ કરી શકીયે. એની ન તો કોઈ હદ છે ન તો કોઈ બંધન. જો હંમેશા અલ્લાહના હુકમોનું પાલન કરવામાં આવે, અને એની યાદથી બેધ્યાન થવામાં ન આવે તો પછી બન્ને બાજુ (અલ્લાહ તરફથી અને બંદા તરફથી) કુર્બ-નિકટતાની તે હાલત થશે જેને એક ઉર્દૂ શાઈર આ પ્રમાણે કહે છે.

**''આરઝુ યે હે કે નિકલે દમ તુમ્હારે સામને,**
**તુમ હમારે સામને હો, હમ તુમ્હારે સામને''**

હાં, એ કુર્બથી પુરેપુરો લાભ ઉઠાવવો અને કુર્બનું સંપૂર્ણ ઝાહિર થવું એ તો આખિરતમાં જ બનશે. કારણ કે દરેક માણસને એની ઈચ્છા પ્રમાણે (કુર્બ) ઝાહિર થશે. (આખિરતમાં) દરેકની ઈચ્છા પ્રમાણે (કુર્બની) સહનશકિત આપવામાં આવશે અને દુન્યામાં તો માનવશકિત (કુર્બના) ઝાહિર થવાને સહન જ નથી કરી શકતી. પરંતુ આટલું ચોકકસ છે કે ઈચ્છા લાયકાતથી વધુ નહિ હશે અને આ જ ભેદ હશે કુર્બના દરજ્જાઓમાં (કે કોઈ અલ્લાહથી વધારે ને કોઈ અલ્લાહથી ઓછું નઝદીક હશે.) જેની જેવી જેટલી-લાયકાત હશે તેટલો જ નજદીક હશે. અને એટલાજ માટે દરેક માણસને સંતોષ થઈ જશે તો હવે નવાઈ-આશ્ચર્યની વાત એ છે કે, કામચલાવ વતન એટલે દુન્યાથી અસલ વતન આખિરતના તરફ જવાનું નામ તો 'મૌત' હોય, અને વતને અસલી એટલે આલમે અરવાહથી કામચલાઉ વતન દુન્યામાં આવવાનું નામ 'મૌત' ન હોય ? આમ નામ આપવું એ મૌતથી પણ વધુ ભયાનક છે. જો આ શંકા હોય કે આ (દુન્યાની) ઝિંદગી એ મૌત છે તો જ્યારે કોઈ રૂહ 'આલમે અરવાહ' આ દુન્યા તરફ આવે છે તો કદાચ (ત્યાંની) રૂહો પણ રડતી હશે કે, હાય અફસોસ ! હમારાથી એક રૂહ ઓછી થઈ ગઈ. જેમકે આ દુનિયામાં કોઈ ચાલ્યો જાય છે (એટલે મરી જાય છે) તો આપણે રડીયે છીએ તો સમજી લો કે અહિં દુન્યાના ઈદરાક-તારણમાં અને આખિરતના તારણમાં તફાવત છે, અને એની વિગત આ છે કે, મરતી વખતે દુન્યામાં આપણે જે રડીયે છીએ, કે હવે એ આ દુન્યામાં ફરી નહિ આવશે એટલા માટે જો આપણો કોઈ સગો કોઈ બીજા શહેર ચાલ્યો જાય તો એના જવાથી કોઈ રડતું નથી,

કારણ કે જાણે કે થોડા સમય પછી પાછો આવશે એ જ પ્રમાણે 'આલમે અરવાહ'ની રૂહોને પણ શ્રદ્ધા છે કે એ રૂહ પાછી આવશે. હંમેશા માટે જુદાઈ નથી બલ્કે એ તો થોડા સમય માટે કામ ચલાઉ જુદાઈ છે. એટલા માટે એમને જુદાઈથી દુઃખ નથી થતું ઉપરના ખુલાસા પછી પણ એક સંભવ આ રહે છે કે (આ રૂહ અહિંથી દુન્યામાં જઈ મૌત પછી) કદાચ હમારી પાસે (પાછી) ન આવે એ શકથી દુઃખ-ગમનો એટલો અસર થાય છે, પછી જ્યારે કોઈ રૂહ મૌત પછી 'આલમે અરવાહ'માં (પાછી) આવે છે તો રૂહો ઘણી ખુશ થાય છે અને જે રૂહ એ (રૂહો પાસે આલમે અરવાહમાં) પાછી નથી આવી તો (આ આવનાર રૂહને) પૂછવાથી એના મરણની ખબર મળે છે તો અફસોસ કરે છે કે, (હાય) એ દોઝખમાં ગયો (એનાથી આ પણ સાબિત થઈ ગયું કે નાફરમાનોની રૂહનું ઠેકાણું બીજું છે.) જોકે પાછળથી બક્ષીશના કારણે ભલેને પછી ગમે તે રીતે થઈ હોય દા.ત. નેક અવલાદની દુઆથી એની બક્ષીશ થઈ ગઈ તો પછી મુસલમાનોની રૂહોનું ઠેકાણું જે 'ઈલ્લીય્યીન' છે તેમાં આવી જાય છે. એ રૂહોને જુદાઈનું દુઃખ એટલું નથી થતું જેટલું અહિં મૌતથી થાય છે. એનું કારણ એ છે કે 'આલમે અરવાહ'માં તબિયત હાકિમ-સત્તાધિકાર નથી હોતી જ્યારે આ દુનિયામાં તબિયત હાકિમ છે.

ઉપરોકત ખુલાસાઓથી સર્વ શંકાઓ ખત્મ થઈ ગઈ અને દાવો ષાબિત થઈ ગયો કે આ દુન્યાની ઝિંદગી અર્થની દૃષ્ટિએ મૌત છે અને આ દુન્યાની પ્રચલિત મૌત એ (આખિરતના) માટે ઝિંદગી છે જો કે અહિંની મૌતથી તબીઅતની દૃષ્ટિએ ગમ-દુઃખ થાય છે, અને અલ્લાહવાળાઓને પણ (આ દુન્યામાં કોઈની મૌત)થી ગમ થાય છે પરંતુ એ તો તબિયતની ચાહત છે જેમકે ખુશી એ અકકલ-બુદ્ધિની ચાહત છે જો કે અલ્લાહવાળાઓ પોતાની શકિતથી તબિયતની ચાહતને રોકી શકે છે. પરંતુ એ ગમ અને રૂદનમાં હિકમતોના દર્શન કરે છે. એટલે તેઓ સ્વભાવિક બાબતોને રોકતા નથી (અને મૌતથી ગમ ઝાહિર કરી લે છે જાઈઝ છે) એટલાજ માટે એ હિકમતનું વર્ણન હુઝુર (સ.અ.વ.)એ પોતાના સાહબઝદા પુત્રના મૌતના બનાવમાં ફરમાવ્યું છે કે :-

'આ રૂદન એ તો દયા મહેરબાની ચાહત જ છે. જે (બાપનો) હકક છે અવલાદ ઉપર.' (બૂમ બરાડા વગર આંખથી આંસૂ નીકળે જાઈઝ છે.)

સાર એ કે મૌત એ કોઈ ગમ દુઃખની વસ્તુ નથી, બલ્કે પૈદાઈશથી પણ વધુ ખુશીની વસ્તુ છે હાં, આ દુન્યાની ઝિંદગીને આખિરતની ઝિંદગી માટે મદદરૂપ બનાવવામાં આવે, એવી રીતે કે દિલના અમલોમાં જે પ્રસંશનિય છે તે, અને જેનો સંબંધ રૂહથી છે. દા.ત. અસલ મુહબ્બત, અસલ ડર-બીક, અસલ શોખ અને તે કામો જે અલ્લાહના તરફથી બક્ષીશરૂપે મળેલા છે તેને ઝિક્ર મુરાકબહ એક ચિત્ત થઈ અલ્લાહ તરફ ધ્યાન લગાવવું. અને રિયાઝત (વધારે બંદગી) વગેરાથી વધારવા જોઈએ. એમાં મહેનત કરી રજમાત્ર પણ કોતાહી નિષ્કાળજી ન દાખવામાં આવે, અને જો કોતાહી-કમી થઈ જાય તો એની તલાફી-પૂર્ણતા વધુ પ્રમાણમાં દુઆ અને ઈસ્તિગફાર વડે કરી લેવામાં આવે. હવે આ વિષયને ખત્મ કરું છું. અલ્લાહ લાભકર્તા બનાવી કબૂલ ફરમાવે, અને હમો સૌને હુઝુર (સ.અ.વ.)ની મુહબ્બત અને નિકટતા નસીબ ફરમાવે.

આમીન. વલ-હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન-વસલ્લલ્લાહુ તઆલા અલા ખયરિ ખલ્કિહિ સય્યિદિના-વ-મવલાના મુહમ્મદિંવ-વઅલા-આલિહિ વસહાબતિહિ અજમઈન અબ્દુલ-આબિદીન-વ-દહરદદાહિરીન.

પ્રશ્નો :-

(૧) માણસો માટે જન્નતનું વર્ણન છે, સ્ત્રીના વિષે વર્ણન નથી ?

(૨) માણસને હુરો-પરીઓ મળશે, સ્ત્રીને શું મળશે ?

(૩) કોઈ સ્ત્રીએ એક પછી એક આમ ચાર લગ્નો કર્યા, તો સ્ત્રી જન્નતમાં કોની સાથે રહેશે ?

(૪) પતિ-પત્ની બન્નેમાંથી એક જન્નતમાં છે અને એક દોઝખમાં તો (ગુનાહોની) માફી પછી શું સ્થિતિ રહેશે ?

જવાબો :-

(૧) ઔરત મર્દના તાબા હેઠળ છે એ માટે અહકામોમાં પણ મર્દના તાબે છે. એટલે બક્ષીશ થવા પછી મર્દ જન્નતમાં જશે એ જ પ્રમાણે ઔરત પણ બક્ષીશ થવા પછી જન્નતમાં જશે, અને જો બક્ષીશ ન થઈ તો જે પ્રમાણે માણસ દોઝખમાં જશે એ જ પ્રમાણે ઔરત પણ દોઝખમાં જશે બક્ષીશ પછી બન્ને સાથે જન્નતમાં રહેશે.

(૨) ઔરતને તેનો ધણી મળશે.

(૩) છેલ્લા ધણી સાથે રહેશે.

(૪) અગર મર્દ જન્નતમાં ગયો અને ઓરત દોઝખમાં તો ગુનાહોની બક્ષીશ પછી (ઓરત) તેના ધણી પાસે આવી જશે, અને જો ઓરત જન્નતમાં ગઈ અને મર્દ દોઝખમાં તો (એની) ઓરત નેક માણસને આપવામાં આવશે અને ધણીની બક્ષીશ થવા પછી એને એ ઓરત પાછી આપી દેવામાં આવશે.

  

# મુર્દાઓની દફનવિધી

નહમદુહુ વનુસલ્લી અલા રસૂલિહિલ કરીમ,
બિસ્મિલ્લાહિર્રહમા નિર્રહીમ...

આ નાનકડી પુસ્તિકાના સંપાદક જનાબ મવલાના અહમદ હુસૈન સાહબ મુબારક પૂરી છે જેમાં કફનનો વિસ્તૃત કોઠો અને અગત્યના મસ્અલાઓનો વધારો હઝ. મવલાના મુહમ્મદ ઈસા સા. (રહ.)એ કરેલ છે, પુસ્તિકા નીચે જણાવેલ આઠ (૮) પ્રકારણો પર અવલંબિત છે.

(૧) જીવ આપનાર એટલે મૃત્યુ પામનારનું વર્ણન (૨) ગુસ્લ આપવાનું વર્ણન (૩) કફન પહેરવાનું વર્ણન (૪) જનાઝો લઈને જવાનું વર્ણન (૫) જનાઝહની નમાઝનું વર્ણન (૬) કબ્ર અને દફનનું વર્ણન (૭) કબ્રની ઝિયારત દર્શનનું વર્ણન (૮) અગત્યના મસ્અલાઓનું વર્ણન.

અલ્લાહ તઆલા આ કિતાબથી મુસલમાનોને લાભ આપે અને સારા કામો કરવાની તૌફિક આપે, આમીન.

અહકર :- મુહમ્મદ ઈસા ઉફિય અન્હુ,
હિ.સ. ૧૩૫૨, ઝિકઅદહનો પ્રથમ દશકો.

**(૧) મરણ પામનારનું વર્ણન :-** જ્યારે કોઈના ઉપર મૌતના ચિન્હો દેખાવા લાગે એટલે એના બન્ને પગો ઢીલા પડી જાય, નાક વાંકુ થઈ જાય, કાન પટ્ટીમાં ખાડા પડી જાય, અને ચહેરાની ચામડી ખેંચાઈ જાય તો એને કિબ્લા દિશાએ જમણા પાસા પર સુવડાવી આપો અને મુસ્તહબ એ છે કે કોઈ નેક માણસ એની પાસે બેસી કલિમહની તલ્કીન

કરે અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લાશરીક લહુ-વ-અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહુ વ-રસૂલુહ.' મરનાર પાસે બેસી આ કલિમો પોતે પઢતા રહે, મુર્દાને પઢવાનો આગ્રહ ન કરે. એટલા માટે કે તે પોતાની તકલીફમાં સપડાયલો છે. મરનાર એક વખત કલિમો પઢી લે તો બસ છે. પરંતુ એ પઢવા પછી જો કોઈ વાત કરે તો ફરી એકવાર એ કલિમો એના ધ્યાનમાં લાવી દે અને મુસ્તહબ એ છે કે એની પાસે બેસી 'યાસીન શરીફ' પઢે નેક અને પરહેઝગાર માણસો ત્યાં હાજર રહે જ્યારે મરણ પામે તો કપડાના ટુકડાથી એની દાઢી માથા સાથે બાંધી આપે અને નરમીથી આંખો બંધ કરો. આંખો બંધ કરતી વેળા 'બિસ્મિલ્લાહિ વઅલા મિલ્લતિ રસુલુલ્લાહિ. અલ્લાહુમ્મ યસ્સિર અલયહિ અમ્રહુ-વ સહહિલ અલહિ-માં બઅદહુ-વ અસ્ઈદહુ-બિ-લિકાઈક-વજઅલમા ખરજ ઈલ્યહિ ખયરમ મિમ્માં ખરજ અન્હુ' પઢે. પછી એના હાથ-પગ સીધા કરી આપે અને સારૂં આ છે કે એના કપડાં ઉતારી-કાઢી લઈ એક ચાદર ઓઢાડી આપો મરનારને પલંગ અથવા પથારી પર સુવડાવે માત્ર જમીન ઉપર ન સુવડાવે. પછી એના દોસ્તો, ઓળખીતાઓ અને ફળિયાવાળાઓને ખબર આપે કે જેથી તેઓ એના જનાઝહમાં નમાઝમાં હાજર થાય અને એના માટે દુઆ કરે અને સારૂં એ છે કે એના માથે જે કાંઈ દેવું હોય તેને અદા કરે અને કફન-દફનમાં જલ્દી કરે. નવડાવવા પહેલાં એની પાસે કુર્આન શરીફ પઢવાથી રોકેલા છે. (ન પઢવું જોઈએ.)

**(૨) નવડાવવાનું વર્ણન** : મૈયતને નવડાવવું ફર્ઝે કિફાયહ છે જ્યારે નવડાવવાનો વિચાર કરો તો જ્યાં નવડાવવા ચાહો તે ટેબલને એક, ત્રણ અથવા પાંચ વખત લોબાનની ધુણી આપી એના ઉપર મૈયતને સુવડાવી દો અને સારૂ એ છે કે ચારેવ બાજુ પરદો કરવા પછી મૈયતના કપડાં ઉતારો અને દૂંટીથી જાંગો સુધી (સતરનો ભાગ ઢાંકેલો, નવડાવનાર એક કપડું પોતાના હાથમાં વિંટાળી લે પછી આગળ પાછળથી એનું સતર પાણી નાંખી બરાબર સાફ કરે અને (મૈયતને) વુઝુ કરાવે પરંતુ જો મૈયત છોકરૂં હોય તો વુઝુની જરૂરત નથી વુઝુની રીત આ છે કે પહેલા મોહું ધુએ પછી કહોણીના ઉપર સુધી બન્ને હાથ ધોઈ મસોહ કરે, પછી બન્ને પગો ધુએ દરેક અવ્યવને ધોતી વખતે પ્રથમ જમણો પછી ડાબો એવી રીતે ધુએ મોં અને નાકમાં પાણી ન નાંખે અમુક આલિમોએ ફરમાવ્યું છે કે, 'કપડું લીલું કરી એના મોઢામાં ફેરવે અને દાત ઘસીને સાફ કરે, હોંઠ પરનો મેલ સાફ કરે.' નાકને પણ લીલાં કપડાંથી સાફ કરી લે.'

નવડાવવાનું પાણી ગરમ કરી લો શકય હોય તો બોરડીના પાદડાં નાંખી ગરમ કરો અને પછી ગાળી પણ લો. અને જો માથામાં વાળ મોટા હોય તો પાણીમાં ખિત્મી એક પ્રકારનું લીલું ફુલ જે દવાના ઉપયોગમાં આવે છે. નાંખી ગરમ કરે અને તેનાથી માથું તથા દાઢી ધોવે, અથવા સાબુથી ધોવે પછી મૈયતને ડાબા પાસા ઉપર સુવડાવી જમણાં પાસા ઉપર માથાથી પગ સુધી ધોવે, પછી જમણા પાસા પર સુવડાવી ડાબા પાસાને બરાબર ધોવે જેથી બધી જગ્યાએ પાણી પહોંચી જાય પછી પીઠના પાછળ ટેકો આપી બેસાડે અને પેટને ઉપરથી નીચે સુધી બરાબર ચોળે, જો કંઈ નાપાકી નીકળે તો સાફ કરી લે અને ફરી પાછું વુઝુ અથવા ગુસ્લ નવેસરથી કરવાની જરૂરત નથી. માથા અને દાઢીમાં કાંસ્કી ન કરે અને ન તો નખો કાપે, અને ન તો બગલના બાલ સાફ કરે.

**ફાયદો :–** જે માણસ દરિયામાં ડૂબીને મરણ પામ્યો એને પણ ગુસ્લ આપવું વાજિબ છે. જો મૈયત એટલી બધી ફુલી ગઈ છે કે નવડાવી નથી શકતા, તો પછી શરીર ઉપર ફકત પાણી રેડી દેવું વાજિબ છે અને જે છોકરૂં પૈદા થઈ મરણ પામ્યું તો એનું નામ પણ રાખે અને ગુસ્લ આપી એની નમાઝ પણ પઢે અને જે મરેલી હાલતમાં પૈદા થયું અથવા અધુરા દિવસે અવ્યવ વગરનું પૈદા થયું એને પણ નવડાવે અને નામ પણ રાખે જો છોકરો અથવા છોકરીની નિશાન ન જણાય તો એવું નામ રાખે જે મર્દ અને સ્ત્રી બન્ને માટે સરખાં હોય જેમ કે બિસ્મિલ્લાહ, રહમત, નેઅમત, હશ્મત વગેરા (સિહાહ), પછી કપડાંમાં વિટાળી નમાઝ પઢયા વગર દફન કરી દે. જે મૈયતના ધર્મની એટલે મુસલમાન છે કે હિંદુ એવી ખબર ન પડે તો જો એનામાં મુસલમાન હોવાની કોઈ નિશાની જણાય અથવા ઈસ્લામી રાજ્યના હદમાં મરણ પામ્યો છે તો એના મુસલમાન હોવાનો હુકમ લગાડવામાં આવશે. અને જે માણસ દરિયામાં મુસાફરી કરતાં મરણ પામ્યો. (દા.ત. સ્ટીમરમાં પ્રવાસ કરતો હતો.) તો નવડાવી કફન પહેરાવી, નમાઝ પઢયા બાદ એના શરીર સાથે કોઈ વજનવાળી ભારે વસ્તુ બાંધી દરિયામાં નાંખી દે સારૂં એ છે કે મૈયતને નવડાવનાર વુઝુની હાલતમાં હોઈ અને જો ગુસ્લની હાજતવાળો અથવા હૈઝ તથા નિફાસવાળી ઔરત અથવા કાફિર નવડાવે તો કરાહત સાથે જાઈઝ છે અને મુસ્તહબ છે કે મરનારનો સગો નવડાવે અને જો એને નવડાવવાની રીત ન આવડતી હોઈ તો કોઈ નેક માણસ નવડાવે અને એવી રીતે નવડાવે કે આખા શરીર પર પાણી પહોંચી જાય અને જો નવડાવતી વેળા

મૈયતની કોઈ સારી વાત જુએ તો લોકો સમક્ષ એનું વર્ણન કરે, અને જો કોઈ ખરાબી જુએ દા.ત. દુર્ગંધ અથવા એના શરીરનું કદરૂપું-કઢંગુ થઈ જવું તો એનું વર્ણન ન કરે. મર્દ મૈયતને મર્દ નવડાવે અને ઔરતને ઔરત, અને જો નાની છોકરી કે છોકરો હોય તો એને મર્દ નવડાવે અથવા ઔરત અને જરૂરતના સમયે ઔરત પોતાના ધણીને ગુસ્લ આપી શકે છે, પરંતુ ધણી પોતાની ઔરતને ગુસ્લ નથી આપી શકતો. જો એ ઔરત મરણ પામી અને એને નવડાવનાર ઔરત નથી તો તે વેળા મહરમ (એવો માણસ જેના સાથે એ ઔરતના નિકાહ કરવા હરામ હતા તે) હાજર હોય તો પોતાના હાથથી તયમ્મુમ કરાવી આપે, અને જો ધણી હોય પોતાના હાથમાં કપડું વિંટાળી તયમ્મુમ કરાવી આપે અને જો કોઈ પરાયો માણસ હોય તો પણ હાથમાં કપડું વિંટાળી તયમ્મુમ કરાવી આપે. અને તયમ્મુમ કરાવતી વખતે નજર નીચી રાખે જુવાન અને ઘરડી ઔરત બન્નેનો એક જ હુકમ છે. મર્દ મરણ પામે અને નવડાવનાર મર્દોમાંથી કોઈ નથી તો આવી અવરત જે નઝદીકની સગી હોઈ અને તેની સાથે નિકાહ કરવા હરામ હોય તે તયમ્મુમ કરાવી આપે, અને જો એવી ઔરત ન હોય તો પરાયી સ્ત્રી હાથમાં કપડું લપેટી તયમ્મુમ કરાવી આપે. જો છોકરો મરણ પામ્યો અને બાપ કાફિર છે તો એની પાસે ગુસ્લ અપાવવું યોગ્ય નથી. કોઈ મુસલમાનથી ગુસ્લ અપાવે. જો કોઈ માણસ મુસાફરીમાં મરણ પામ્યો અને પાણી નથી મળતું તો તયમ્મુમ કરાવી જનાઝહની નમાઝ પઢે પછી જો પાણી મળી જાય તો નવડાવી ફરીવાર નમાઝ પઢે.

**(૩) કફન પહેરાવવાનું વર્ણન :–** મૈયતને કફન પહેરાવવું ફર્ઝે કિફાયહ છે મર્દના માટે સુન્નત કફન ત્રણ કપડાં છે.(૧) ઈજાર (૨) કુરતો (૩) ચાદર અને ફકત ઈજાર અને ચાદર પણ પુરતું છે અને લાચારીના સમયે જે મળી જાય તેટલામાં જ કફન આપી દે ઈજાર એટલે નીચેની ચાદર અને બીજી ચાદર એટલે ઉપરની ચાદર એ બન્ને માથાથી પગ સુધી લાંબી અને કુરતો જે બાંયો તથા કલી વગરનો હોય તે ગરદનથી લઈ પગ સુધી હોવો જોઈએ અને પૂર્વજો ફકીહો-ધારાશાસ્ત્રીઓએ મૈયત જો આલિમ હોય તો એના માટે પાઘડી બાંધવાનું બહેતર લખ્યું છે પરંતુ પાઘડીનો છેડો મોઢા તરફ રાખે. અને અવરતના માટે પાંચ કપડાં સુન્નત છે. (૧) કુરતો (૨) ઈજાર (૩) ઓઢણી (૪) ચાદર (૫) છાતી બંધ અને ફકત ઈજાર ચાદર અને ઓઢણી હોય તો પણ બસ છે. કુરતો ખભાથી ગુટટી સુધી અને છાતી બંધ છાતીથી ગુંથણો સુધી

અથવા દુંટી સુધી, અને ઓઢણી બે હાથ લાંબી અને બે વેંત પહોળી અને ઉપર નીચેની બન્ને ચાદરો માથાથી પગ સુધી હોવી જોઈએ. લાચારીના સમયે માણસના માટે એક અને ઔરતના માટે બે કપડાં પણ જાઈઝ છે. અને લાચારી વગર એટલા થોડા કપડામાં કફન આપવું મકરૂહ છે અને જે છોકરા-છોકરીઓ લગભગ જુવાન જેવાં જ છે તો એમના માટે કફનનો હુકમ મર્દ અને ઔરત જેટલો જ છે અને જે છોકરો નાનો હોય તેના માટે ઓછામાં ઓછું એક કપડું અને જે છોકરી નાની હોય તેના માટે ઓછામાં ઓછા બે કપડા કફન આપવું. મર્દના માટે ખાસ રેશમી કપડાં અને લાલ તથા પીળા રંગથી રંગેલા કપડાનું કફન આપવું મકરૂહ છે અને ઔરતના માટે જાઈઝ છે.

સૌથી સારૂં કફન સફેદ કપડાંનું છે નવું હોય કે જુનું બધું જ સરખું છે. જે મરનાર માલદાર હોય અને તેના વારસદારો ઓછા હોય તો એને સુન્નત કફન પહેરાવવું ઉત્તમ છે. અને જે મરનાર ગરીબ હોય અને વારસદારો વધુ હોય તો એને જરૂર પુરતું જ કફન આપે (સુન્નત તરીકા પ્રમાણે ત્રણ કપડાં નહિં.)

**મર્દ ને કફન પહેરાવવાની રીત :-** આ છે કે પહેલા કફનને એક, ત્રણ અથવા પાંચ વખત ખુશ્બુ-સુગંધિત વસ્તુની ધુણી આપે. પછી મર્દ માટે પહેલાં ચાદર પાથરે એના ઉપર ઈજાર પછી મૈયતને એના ઉપર સુવડાવી કુરતો પહેરાવે માથું, દાઢી અને શરીરમાં ખુશ્બુ ન લગાવે અને મૈયતનું કપાળ, નાક બન્ને હાથ, બન્ને જાંગો અને બન્ને પગો પર કાફુર લગાવે, ત્યાર પછી ઈજારને પહેલાં ડાબી બાજુથી પછી જમણી બાજુથી લપેટે એ જ પ્રમાણે ચાદર પણ વિંટાળી, માથા અને પગના તરફ ગાંઠ વાળી દે કે જેથી કફન ન ખુલે.

## ઔરત નું કફન

## પાથરવાની અને પહેરાવવાની રીત

પહેલા લિફાફો (ચાદર) (૨) સીનાબંધ (૩) ઈઝાર (ચાદર) (૪) ઓઢણી (ખીમાર) (૫) કુર્તો (કમીસ) - સર્વ પ્રથમ મૈયત ને કુર્તો પહેરાવી દેવામાં આવે, પછી બાલોનાં બે ભાગ કરી એક જમણી છાતી ઉપર અને બીજો ભાગ ડાબી છાતી ઉપર મુકી ઓઢણીથી ઢાંકી દેવામાં (મુકી દેવામાં આવે બાંધવુ કે લપેટવું નહીં) આવે, પછી ઈઝાર લપેટી દેવામાં આવે. પહેલા ડાબી બાજુ પછી જમણી બાજુ લપેટવામાં આવે

પછી સીના બંધ બાંધવામાં આવે (છાતીના ઉપર બગલોમાંથી કાઢી ગુંથણોનાં નીચે સુધી વિંટાળી દેવું) પછી ચાદર (લિફાફો) લપેટી દેવું. કફન પહેરાવવામાં અને ખુશ્બુ લગાવવામાં હજ્જનું એહરામ બાંધનાર અને ન બાંધનાર બન્નેનો સરખો હુકમ છે. જેની પાસે માલ ન હોય એનું કફન તે માણસના શીરે છે. જેના ઉપર એની રોજી-રોટી વાજિબ છે, અને ઔરતનું કફન ધણીના શીરે છે અને જો ધણી ગરીબ છે તો ઔરતનું કફન ધણીના શીરે નથી બલ્કે ફળિયાવાળાઓના માથે વાજિબ છે. જો કોઈ મુસાફિર અથવા ગરીબ મરણ પામ્યો અને લોકો પાસેથી ચંદો કરી એનું કફન ખરીદયું પછી જો કંઈ પૈસા વધ્યા તો ખબર હોય કે આ ફલાણાના પૈસા છે તો એને પાછા દે અને ખબર ન હોય તો બીજા કોઈ ગરીબના કફનમાં વાપરે અને જો કોઈ જરૂરતવાળો ન હોય તો એ પૈસા સદકો કરી આપે.

**કફન દફન ને લગતી વસ્તુઓ :–** ઈઝાર શરીરની પહોળાઈથી ત્રણ ઈંચ વધારે મોટા માણસ માટે ૧ ગઝ બસ છે અને પહોળાઈમાં દુંટીથી પીંડલી સુધી ૧૪ ઈંચ પહોળાઈ બસ છે આ બે હોવી જોઈએ. હાથનાં મોજાં ૯ ઈંચ લાંબા અને ૫ ઈંચ પહોળા મતલબ કે હાથના પંજા બરાબર, એ પણ બે નંગ હોવા જોઈએ. બીજી વસ્તુઓ દા.ત. મોટા વાસણ નંગ ૨, લોટો નંગ ૧, નવડાવવાનો પાટલો, લોબાન, રૂ, ગુલેખયરૂ, કપૂર, કબ્ર ઢાંકવા માટેના પાટિયા કબ્રની પહોળાઈ અને લંબાઈ પ્રમાણે. (જે-તે સ્થળે કબ્રને ઢાંકવા જે વસ્તુનો ઉપયોગ થતો હોઈ એ સમજી લેવું.)



# ✪ કફનનો નકશો ✪

| | કપડાનું નામ | કપડાની (પહોળાઈ) | કપડાની લંબાઈ | પ્રમાણ | કોના માટે |
|---|---|---|---|---|---|
| ૧ | લિફાફો (મોટી ચાદર) | પનો ૫૦નો | સવા બે મીટર (૨ા) | મુર્દાના કદથી માથા અને પગ તરફ પાંચ-પાંચ ઇંચ વધારે | માણસ અને ઔરત બન્ને માટે |
| ૨ | ઈજાર (નાની ચાદર) | પનો ૫૦નો | બે મીટર (૨) ૨ થી ૩ ઇંચ વધારે | માથાથી પગ સુધી | બન્ને માટે |
| ૩ | કફની (કુર્તો) | પનો ૩૬નો | બે મીટર (૨) | મુર્દાના ખભાથી અર્ધી પીંડલી સુધી | બન્ને માટે |
| ૪ | છાતી બંધ | પનો ૪૫નો | દોઢ મીટર (૧ા।) | બગલની નીચેથી ગુંઠણ સુધી | ફક્ત ઔરત માટે |
| ૫ | ઓઢણી | પનો ૩૦નો | દોઢ મીટર (૧ા।) | જ્યાં સુધી આવી જાય ત્યાં સુધી | ફક્ત ઔરત માટે |

**નોંધ :-** (૧) કાપડનો પનો વધ્તો-ઓછો હોય તો ઉપર જણાવેલ માપનો હિસાબ લગાડી લેવો. (૨) છાતી બંધને સૌ પ્રથમ પણ પહેરાવી શકાય જે મુજબ ઝિન્દગીમાં સીના બંધને સૌ પ્રથમ પહેરે છે.

**(૩) જનાઝો લઈ જવાનું વર્ણન :-** જનાઝ લઈ જવાની સુન્નત રીત આ છે કે ચાર પાયા પકડી દશ દશ કદમ ચાલી ખભો બદલી બીજો પાયો ખભા પર મૂકે. એનાથી પણ ઉત્તમ રીત આ છે કે પોતાના જમણા ખભા ઉપર પ્રથમ માથા તરફનો પાયો મૂકી દશ કદમ ચાલવા પછી એની પાછળનો એટલે પગ તરફનો પાયો પોતાના ખભા પર મૂકે. દશ કદમ ચાલવા પછી પોતાના ડાબા ખભા પર માથા તરફનો પાયો મૂકે ફરી દશ કદમ ચાલવા બાદ ડાભા ખભા પર પગ તરફનો પાયો મૂકી દશ કદમ ચાલે. આ જ પ્રમાણે બદલતાં બદલતાં દરેક માણસ પકડે અને જે બાળક દૂધ પીતું હોય અથવા એનાથી મોટું તો એને હાથોહાથ લઈ જવું જાઈઝ છે. જનાઝો લઈને જલ્દીથી ચાલવું જોઈએ પરંતુ એટલું બધું જલ્દી નહિ કે જનાઝો હલવા લાગે અને જનાઝહનું માથું આગળ હોવું જોઈએ જનાઝહની સાથે ચાલનારાઓ ડાબી-જમણી બાજુ ન ચાલે બલ્કે શાંતિથી પાછળ પાછળ ચાલે આગળ ચાલવું પણ જાઈઝ છે. જો જનાઝો ઘણો દૂર નીકળી ગયો હોય તો જલ્દીથી અથવા દોડીને પણ જઈ શકાય છે. પગપાળા જવું ઉત્તમ છે અને સવારી પર સવાર થઈ જવું પણ જાઈઝ છે પરંતુ એ માણસે જનાઝહની આગળ નીકળવું મકરૂહ છે. જો મરનાર માણસ પોતાનો પડોશી, સગાસંબંધી અથવા નેક માણસ છે તો એની સાથે જવું નફલ નમાઝ પઢવાથી પણ ઉત્તમ છે. જનાઝાની સાથે જનાર ચૂપ રહે. વાતચીત કરવી અથવા દુઆ-કુર્આન શરીફની તિલાવત જોરથી કરતાં કરતાં જવું મકરૂહ છે જ્યારે કબ્રસ્તાન પહોંચે તો જનાઝો મૂકતાં પહેલાં બેસવું મકરૂહ છે અને સારૂં તો એજ છે કે જ્યાં સુધી માટી ઢાંકી કબ્ર બરાબર સરખી ન કરી દેવામાં આવે ત્યાં સુધી ન બેસે મૈયતના ઘરે અથવા જનાઝા સાથે છાતી કુટવી, જોરથી રડવું, દુઃખોનું વર્ણન કરવું, કપડાં ફાડવા હરામ છે. આ બધા રિવાજો જાહિલીય્યત-અજ્ઞાનતાના છે એનાથી બચવું જોઈએ ચુપચાપ રડવામાં ગુનોહ નથી અને સબ્ર કરવું એ અતિ ઉત્તમ છે અને ઔરતોએ જનાઝહની સાથે ન જવું જોઈએ જો કોઈ રડનાર સ્ત્રી સાથે થઈ જાય તો એને રોકી દેવી જોઈએ સારૂ તો એજ છે પોતાના માણસો જનાઝો ઉચકીને લઈ જાય અને મજદૂરી આપીને લઈ

જવું પણ જાઈઝ છે. (જ્યારે કોઈ પોતાની ખુશીથી ઉચકવા રાજી ન હોય તો)

**(૫) જનાઝહની નમાઝનું વર્ણન :–** જનાઝહની નમાઝ ફર્ઝે કિફાયહ છે. જો એક માણસ પઢી લેશે તો પણ ફર્ઝ અદા થઈ જશે નહિ તો બધા જ ગુનેહગાર થશે. જનાઝહની નમાઝના માટે શર્ત છે કે મૈયતને નવડાવવામાં આવેલ હોય, જો કોઈને નવડાવવા વગર અને નમાઝ પઢયા વગર દફન કરી દીધો. અથવા જનાઝહની નમાઝ પઢયા પછી ગુસ્લ કરાવ્યું, અને દફન કરી દીધો. અથવા ગુસલ વગર જનાઝહની નમાઝ પઢી દફન કરી દીધો તો ત્રણ દિવસના અંદર કબ્ર પર નમાઝ પઢવામાં આવશે, અને જે માણસે મુસલમાન બાદશાહના હુકમથી બગાવત કરી અથવા ધાડ પાડવા લાગ્યો અથવા મા-બાપને કત્લ કર્યા એ બધા પર જનાઝહની નમાઝ પઢવામાં નહિ આવશે અને જેણે દુશ્મન ઉપર તલવારથી વાર કર્યો પરંતુ દગાથી અથવા ભૂલથી પોતાના જ ગળા પર પડી ગઈ-વાગી ગઈ અને કત્લ થઈ ગયો અથવા કોઈએ આપઘાત કર્યો અથવા ખૂનના બદલામાં મારવામાં આવ્યો અથવા સંગસાર-પત્થર મારીને મારી નાંખવામાં આવ્યો, તો એ બધાની જનાઝહની નમાઝ પઢવામાં આવશે. જનાઝહની નમાઝનો હક શહેરના ઈમામને છે. ત્યાર પછી ફળિયાના ઈમામને, ત્યાર પછી મૈયતના સગાને સ્ત્રીઓ અને નાનાં બચ્ચાઓને ઈમામતનો હકક નથી. જો મૈયતે વસિય્યત કરી કે ફલાણો માણસ નમાઝ પઢાવે તો એ વસિય્યત રદ-બાતલ છે. મૈયતનો કોઈ સગો વલી (પાસેનો સગો) નથી અને મૈયત ઔરત છે તો એનો ધણી એનો વલી થશે, નહિ તો ફળિયાવાળા જે એના પાડોશી છે. જેના ઉપર એક વખત નમાઝ થઈ ગઈ તેનું ફર્જ અદા થઈ ગયું હવે બીજા વખત એના ઉપર નમાઝ નથી. જો મગરિબના સમયે જનાઝો આવ્યો તો ફર્ઝ નમાઝ અદા કરી જનાઝહની નમાઝ પઢે પછી સુન્નતો પઢે જે શર્તો (ફર્ઝો) પાંચ વખતની નમાઝના માટે છે તે જ શર્તો જનાઝહની નમાઝના માટે પણ છે અને જેનાથી ફર્ઝ નમાઝ તૂટી જાય છે તેનાથી જનાઝહની નમાઝ પણ તૂટી જાય છે. જનાઝહની નમાઝની નિય્યત આ છે કે, 'અલ્લાહના માટે હું આ ફર્ઝ નમાઝ અદા કરૂં છું કઅ્બા શરીફના તરફ મોઢું કરીને અને મુકતદી આ પણ નિય્યત કરે છે આ ઈમામના પાછળ અને જો ફકત આટલી જ નિય્યત કરે કે 'મેં આ ઈમામની ઈકતેદા કરી.' તો પણ સહીહ છે. જનાઝહની નમાઝ સહીહ થવા માટે શર્ત આ છે કે મૈયત સામે મૂકેલ

હોય, અને ઉત્તમ એ છે કે મુકતદીઓની ત્રણ સફો કરે. દા.ત. જો સાત માણસો હોય તો એક ઈમામ પછી પહેલી સફમાં ત્રણ, બીજી સફમાં બે અને ત્રીજી સફમાં એક. ઈમામ મૈયતની છાતી સામે ઉભો રહે જનાઝહની નમાઝમાં ચાર તકબીરો છે જો એક તકબીર છૂટી જશે તે ફરીથી પઢવી પડશે.

જનાઝહની નમાઝની રીત આ છે કે પહેલાં કાનો સુધી હાથ ઉઠાવી 'અલ્લાહુ અકબર' કહે અને 'સુબ્હાનકલ્લાહુમ્મ વબિહમ્દીક-વ-તબારકસ્મુક વતઆલા જદ્દુક-વ-જલ્લ ષનાઉક વ લાઈલાહ ગયરૂક પઢે. પછી 'અલ્લાહુ અકબર' કહી 'અલ્લાહુમ્મગફિર લિહય્યીના-વ મય્યીતિના-વ-શાહિદીના-વ-ગાઈ બિના-વ સગીરેના-વ કબીરેના-વ-ઝકરેના-વ-ઉન્સાના અલ્લા-હુમ્મ મન અહય્યતહુ મિન્ના ફ-અહયેહિ અલલઈસ્લામ-વ-મન તવફફય્તહુ મિન્નાફ તવફફહુ અલલઈમાન' પછી અલ્લાહ અકબર, કહી સલામ ફેરવી દે જેને એ દુઆ યાદ ન હોય તો જે યાદ હોય તે પઢે અને જો મૈયત નાનો છોકરો હોય તો ત્રીજી તકબીર પછી આ દુઆ પઢે. 'અલ્લાહુમ્મજ અલ્હુલના ફરતંવ-વજઅલ્હુ-લના અજરંવ-વ-ઝૂખરંવ વજઅલ્હુલના શાફિઅંવ-વ-મુશફ ફઆ' અને છોકરી હોય તો આ દુઆ પઢે. 'અલ્લાહુમ્મજ અલ્હાલના ફરતંવ વજઅલ્હાલના અજરંવ-વ ઝૂખરંવ વજ અલ્હાલના શાફિઅતંવ-મુશફફઅહ.' જેને આ દુઆઓ યાદ ન હોય તો જે યાદ હોય તે પઢે અને ચોથી તકબીર પછી સલામ ફેરવી દે ઈમામ સા. જોરથી તકબીર કહે અને મુકતદીઓ ધીમેથી અને જે માણસ નમાઝ શરૂ થયા પછી આવે તો ઉભો રહે અને જ્યારે ઈમામ તકબીર કહે તો નમાઝમાં હાજર થઈ જય. અને જ્યારે ઈમામ સા. સલામ ફેરવી દે તો બાકીની તકબીરો યાદ કરી સલામ ફેરવી દે. જો ઘણાં જનાઝહ એકી સાથે ભેગા થઈ ગયા તો બધાની જુદી જુદી નમાઝ પઢે અથવા તો બધાને સામે રાખી એક જ નમાઝ સર્વની નિય્યતથી પઢી લે જનાઝહની નમાઝ મેદાનમાં, ઈદગાહમાં અથવા ઘરમાં જાઈઝ છે, હાં જે મસ્જિદમાં જમાઅત થતી હોય તેમાં મકરૂહ છે. પરંતુ વરસાદ પડતો હોય અથવા બીજી કોઈ લાચારી હોય તો કંઈ વાંધો નથી.

**(૬) કબ્ર અને દફનનું વર્ણન :–** મૈયતને દફન કરવું ફર્ઝે કિફાયહ છે. કબ્ર બે પ્રકારની હોય છે. (૧) બગલી અને (૨) પેટી જેવી 'લહદ' બગલી કબ્ર તે છે કે કબ્ર તૈયાર થવા પછી પશ્ચિમ દિશા તરફ કબ્રની લંબાઈમાં જમીનના તળ સાથેથી જ નહેર જેવો ખાડો કરી તેમાં

મૈયતને દફન કરવામાં આવે છે અને આ રીત સુન્નતે રસૂલ (સ.અ.વ.) પ્રમાણે છે અને જ્યાં જમીન નરમ હોય ત્યાં કબ્ર પેટીના જેવી ખોદવામાં આવે છે એટલે કબ્ર તૈયાર કરવા પછી અથવા તૈયાર કરતી વેળાજ કબ્રના વચમાં નહેર જેવો એક ખાડો કરવામાં આવે છે તેમાં મૈયતને દફન કરી ઉપર પાટિયા વગેરાથી ઢાંકી માટી નાંખી કબ્ર બંધ કરી દેવામાં આવે છે. કબ્રની ઉંડાઈ છાતીના બરાબર હોય અને જો માણસના કદના બરાબર રાખવામાં આવે તો ઉત્તમ છે અને પહોળાઈ અર્ધકદ બરાબર હોવી જોઈએ. મૈયતને કબ્રમાં ઉતારનાર મઝબૂત, નેક અને પરહેઝગાર માણસ હોવો જોઈએ મૈયતને પહેલાં કબ્રની પશ્ચિમ દિશામાં મૂકી કબ્રમાં ઉતારવી જોઈએ કબ્રમાં મૂકતી વેળા. બિસ્મિલ્લાહિ વઅલા મિલ્લતિ રસુલિલ્લાહિ પઢે' જો મૈયત ઔરત હોય તો એને કબ્રમાં ઉતારનાર એના સગા મહરમ (જેના સાથે નિકાહ કરવા એ ઔરત માટે હરામ હતા) તેવો માણસ હોય તે સારૂ છે ઔરતને કબ્રમાં ઉતારતી વેળા પર્દો કરી લેવામાં આવે. પછી મૈયતને જમણાં પાસા પર કિબ્લા દિશાએ સુવડાવે અને કફનની તે ગાંઠો જે ખૂલી જવાની બીકથી બાંધવામાં આવી હતી તે ખોલી નાંખવામાં આવે કાચી ઈંટો અથવા વાંસ અથવા પાટિયાથી કબ્ર બંધ કરી ઉપર માટી નાંખી દે. બીજી માટી એમાં ન નાંખે. સારૂં એ જ છે કે માથાના તરફથી માટી નાંખવાનું શરૂ કરે. દરેક માણસ ત્રણ વખત માટી નાંખે પહેલી વખતે માટી નાંખતી વેળા, **'મિન્હા ખલકનાકુમ'** બીજા વખતે **'વફીહા નુઈદુકુમ'** અને ત્રીજા વખતે **'વમિન્હા નુખ્રીજુકુમ તારતન ઉખ્રા'** પઢે પછી કબ્રને માટી નાંખી બરાબર કરી ઉપર પાણી નાંખી દે કબ્રને ચબૂતરા જેવી બનાવવી અથવા એના ઉપર ચૂનો લગાડવો સહીહ નથી. અને કબ્રના ઉપર મસ્જિદ અથવા ઘર બનાવવું અથવા એના ઉપર બેસવુ-સૂવું અથવા એના ઉપર ચાલવું, પેશાબ પાખાનું કરવું અથવા પત્થર વગેરા લગાડી એના ઉપર લખવું મકરૂહ છે અને મુસ્તહબ છે કે દફન પછી કબ્રના ઉપર બે કલાક બેસે અને કુર્આન શરીફ પઢે અથવા દુઆ કરે એનાથી મૈયતના ગુનાહ માફ થઈ ષવાબ મળે અને અઝાબમાં ઘટાડો થાય છે એ પછી કબ્રની ઝિયારત કરતા રહો અને કબ્ર પાસે ઉભા રહી જે કંઈ પઢે તેનો સવાબ મૈયતને પહોંચાડી આપો અને જે માણસ મુસાફરીમાં મરણ પામે તેને ત્યાં જ દફન કરો કબ્રસ્તાનમાં દફન કરવું ઉત્તમ છે કબ્રસ્તાનની ઘાસ કાપવી અને એના ઝાડોની લીલી ડાળીઓ કાપવી મકરૂહ છે.

**(૭) કબ્રની ઝિયારતનું વર્ણન :–** દર અઠવાડિયે કબ્રની ઝિયારત કરવી મુસ્તહબ છે એ માટે જુમઅહ, શનિ, સોમવાર અને જુમેરાતનો દિવસ ઉત્તમ છે. અને પંદરમી શાબાનની રાત્રે, અને ઝિલહજજના દસ દિવસોમાં, બન્ને ઈદો અને મુહર્રમના દશકામાં પણ કબ્રની ઝિયારત કરવી ઉત્તમ છે. મુહમ્મદ બિન વાસિઅ (રહ.)એ ફરમાવ્યું છે કે 'જુમેરાત અને જુમઅહના દિવસે ઝિયારત કરનારને કબ્રવાળો ઓળખે છે.' રસુલુલ્લાહ (સ.અ.વ.) દર વર્ષે મદીના શરીફથી ઉહુદના શહીદોની ઝિયારત માટે જતા હતા અને આપના પછી હઝરત અબૂબક્ર (રદિ.) અને ઉમર (રદિ.) પણ જતા હતા. અલ્લામહ ઈબ્ને હજર અસ્કલાની (રહ.)એ લખ્યું છે કે જો ઝિયારત કરનાર કબ્રના પાસે ખરાબ કામો અને બિદઅતો કરતો હોય અથવા માણસો સાથે સ્ત્રીઓ પણ જતી હોય તો એના લીધે ઝિયારત કરવાનું છોડી દેવું ભૂલ ભર્યું છે બલ્કે ઝિયારત કરતા રહેવું જોઈએ અને બિદઅતથી રોકવાની મહેનત પણ કરવી જોઈએ જો ઘરડી ઔરત મૌતને યાદ કરવા અને ષવાબ પહોંચાડવાની નિય્યતની કબ્રની ઝિયારત માટે જાય તો જાઈઝ છે જ્યારે કબ્રની ઝિયારતનો વિચાર કરે તો મુસ્તહબ છે કે પહેલાં બે રકાત નમાઝ પઢે દરેક રકાતમાં 'અલ્હમ્દુ શરીફ' પછી 'આયતુલ કુર્સી' એક વખત અને 'કુલહુવલ્લાહ' ત્રણ વખત પઢે અને એનો ષવાબ મૈયતને બક્ષી દે. તો અલ્લાહ તઆલા એની કબ્રને નુરાની બનાવે છે. અને એને પણ ઘણો ષવાબ મળે છે. પછી સીધો કબ્રસ્તાન જાય અને જોડા કાઢી નાંખી. કબ્રની સામે કિબ્લા તરફ પીઠ કરી ઉભો રહી અસ્સલામુ અલયકુમ યા અહલ્લ કુબૂર યગફેરૂલ્લાહુ લના વલકુમ અન્તુમ સલફુ-વં-વ-નહનુ બિલ અસર' પઢે પછી જે કાંઈ બને તે પઢી ષવાબ પહોંચાડી દે. જો બની શકે તો 'સૂરએ ફાતિહા' અને 'અલિફલામ'થી 'હુમુલમુફલિહુન' સુધી અને આયતુલ કુર્સી અને 'આમન-રસુલુ'થી સુરત પૂરી થતાં સુધી પછી 'સૂરએ યાસીન શરીફ' 'સુરએ તબારકલ્લઝી' 'અલ્હાકુમુત્ત કાસુર' અને કુલ્હુવલ્લાહ અગિયાર અથવા સાત વખત પઢે અને દુઆ કરે ઓ અલ્લાહ ! આનો ષવાબ ફલાણાં મુર્દાને પહોંચાડી દો.

અબૂબક્ર બિન સઈદ (રહ.) ફરમાવે છે કે, 'મુસ્તહબ એ છે કે કુલ્હુવલ્લાહ' દસ વખત અથવા સાત વખત પઢી ષવાબ પહોંચાડવામાં આવે જો મૈયત ગુનેહગાર છે તો એની બક્ષીસ થઈ જશે, અને જો નેક છે તો પઢનારની બક્ષીશ થશે.' આલિમોએ લખ્યું છે કે જે કંઈ નફલો પઢો

તેનો ષવાબ દરેક મુસલમાન માણસ અને ઔરતને બક્ષી દે દરેકને પુરેપુરો ષવાબ મળે છે કોઈનો ઓછો થતો નથી આ જ અકીદો અહલે સુન્નત વલ-જમાઅતનો છે. રસુલુલ્લાહ (સ.અ.વ.)ના મરણ પછી હઝરત ઉમર (રદિ.) દર વર્ષે આપના માટે ઉમરહ કરતા હતા. અને ઈબ્ને મુવફફિક (રહ.)એ આપના માટે સિત્તેર હજ્જ કરી અને ઈબ્ને સિરાજે આપના માટે હઝારથી વધુ વખત કુર્આન શરીફ ખત્મ કર્યા.

**ફાયદો :–** જેના ઘેર ગમી હોય તેને ત્યાં ત્રણ દિવસ દિલાસો આપવા જવું મુસ્તહબ છે. અને ફળિયાવાળાઓ તથા સગાસંબંધીઓ અને દોસ્તોએ દિલાસો આપવા જવું એ સવાબનું કામ છે. એના ઘરના દરેક નાના-મોટાને સબ્રના શબ્દોથી આશ્વાસન આપે. આશ્વાસન આ પ્રમાણે આપે કે અલ્લાહ તઆલા તમારી મૈયતની બક્ષીશ ફરમાવે, એના ગુનાહ માફ ફરમાવે અને પોતાની રહમત નાઝિલ ફરમાવે, અને તમો લોકોને સબ્રની તૌફિક આપે. દિલાસો આપવા માટે મૈયતના ઘરે અથવા મસ્જિદમાં બેસવાની વ્યવસ્થા કરવી જોઈએ. એક, બે, ત્રણ દિવસ જઈ સબ્રનો આદેશ આપે, જોરથી રડવું, કપડાં ફાડવાં, પોતાના મોઢા પર અથવા છાતી પર હાથ મારવા, માથા પર માટી નાંખવી અથવા માણસોને કાળાં કપડાં પહેરાવવા એ બધું જ જહાલત અભણતાઈના રિવાજો છે. એનાથી બચવું જોઈએ દિલથી મનોમન રડવામાં કંઈ વાંધો નથી પડોશીઓ અને સંબંધીઓએ મૈયતના ઘરવાળાઓ માટે એક અથવા બે વખતનું-ટકનું ખાવું પહોંચાડવું જાઈઝ છે. અને ત્રીજા અથવા ચોથા દિવસે અથવા એના પછી (ચાલીસું - છ માસિક - વર્ષી)એ ખાવું પકાવી સંબંધીઓ અને ફળિયાવાળાઓની દાવત કરે છે એ જાઈઝ નથી એવા રિવાજને છોડવો જોઈએ. ઉત્તમ રીતે એ છે કે ગમે ત્યારે ખાવું પકાવું ગરીબો અને જરૂરતવાળાઓને ખાવું ખવડાવી એનો ષવાબ મૈયતને પહોંચાડી આપે. (પોતાના માલથી) વારસાઈ હકકો આપ્યા વગર ખાવું પકાવવું ખવડાવવું હરામ છે.

**અગત્યના મસ્અલાઓ :–** (૧) જો કોઈ માણસ દરિયામાં ડૂબીને મરણ પામે તો એને જ્યારે કાઢવામાં આવે ગુસલ દેવું ફર્ઝ છે. પાણીમાં ડૂબવાથી ગુસલ ખત્મ નથી થતું એના માટે મૈયતને ગુસલ દેવું જીવતાઓ માટે ફર્ઝ છે અને ડૂબી જવામાં જીવંત લોકોના કાર્યને કોઈ દાખલ નથી હાં જો કાઢતી વખતે ગુસલની નિય્યતથી મૈયતને પાણીમાં હલાવી દેવામાં આવે તો ગુસલ થઈ જશે. એ જ પ્રમાણે જો મૈયતના ઉપર

વર્ષા પડે અથવા બીજી કોઈ પણ રીતે પાણી પહોંચી જાય તો પણ ગુસલ દેવું ફર્ઝ છે. (૨) જો કોઈ માણસનું ફકત માથું જ મળે બદનનો બીજો ભાગ નહીં મળે તો એને ગુસલ નહિ દેવામાં આવશે બલ્કે એમ જ દફન કરી આપવામાં આવશે અને જો કોઈ માણસનું શરીર અર્ધાંથી વધુ ભાગનું મળે તો એને ગુસલ દેવું જરૂરી છે. જોઈએ તો માથા સાથે અથવા માથા વગર મળે અને જો બરાબર અર્ધુ જ શરીર હોય તો માથા સાથે હોય તો ગુસલ આપવું નહિં તો ગુસલ વગર જ દફન કરી દેવામાં આવશે. (૩) જો કોઈ સ્થળેથી લવારિષ મૈયત મળે, અને કોઈપણ ચિહ્નથી એના મુસલમાન અથવા કાફિર હોવાનું ન જણાય તો એ મૈયતને બહુમતિ મુસ્લિમ વિસ્તારમાં હોય તો (મુસલમાન સમજી) ગુસલ દેવામાં આવશે અને નમાઝ પણ પઢવામાં આવશે. (૪) જો મુસલમાનની લાશો કાફિરોની લાશો સાથે ભળી જાય-એકઠી થઈ જાય, અને કોઈ ઓળખ ન બાકી રહે તો બધાને જ ગુસલ દેવામાં આવશે અને જો કોઈ ઓળખ મળે તો અલગ કરી મુસલમાન લાશને ગુસલ દેવામાં આવશે. (૫) જો કોઈ મુસલમાનનો સગો કાફિર હોય તે મરણ પામે તો એની લાશ એના સહધર્મીઓને આપવામાં આવશે અને જો કોઈ એનો સહધર્મી ન હોય અથવા છે પરંતુ એ લાશ લેવાની ના પાડે છે તો લાચારીના દરજામાં એ મુસલમાન તે કાફિરને ગુસલ આપે પરંતુ સુન્નત તરીકા પ્રમાણે નહિં એટલે ન તો વુઝુ કરાવે, ન તો માથું સાફ કરે, કપૂર વગેરા એના શરીરમાં લગાડવામાં ન આવે બલ્કે જે પ્રમાણે નાપાક વસ્તુને ધુવે છે એજ પ્રમાણે ધોઈ નાંખે અને એનાથી કાફિર પાક નથી થતો. (૬) ધર્મથી વિમૂખ થયેલો માણસ મરણ પામે તો એને પણ નવડાવવામાં નહિં આવશે અને જો એના ધર્મવાળા એની લાશ માંગે તો એમને પણ આપવામાં ન આવે. (૭) જો પાણી ન હોવાના કારણે કોઈ મૈયતને તયમ્મુમ કરાવવામાં આવ્યું પરંતુ પાછળથી પાણી મળી ગયું તો ગુસલ કરાવી દેવું જોઈએ. (૮) ગુસલ અને જનાઝહની નમાઝ પછી જો મૈયતના શરીરમાંથી 'નજાસતે હકીકીય્યહ' નીકળી જેના કારણે શરીર નાપાક થઈ ગ્યું તો કંઈ વાંધો નથી નમાઝ સહીહ છે. (૯) જો ગુસલ વગર અથવા તયમ્મુમ કરાવીને દફન કરવામાં આવ્યો હોય અને કબ્રના ઉપર માટી પણ નાંખી દેવામાં આવી હોય તો પછી એની નમાઝ એજ હાલતમાં કબ્ર પર પઢવામાં આવશે. (૧૦) જો કોઈ મુસલમાનને નમાઝ પઢયા વગર દફન કરી દેવામાં આવ્યો હોય તો જ્યાં સુધી એની લાશ ફાટવાનો ભય ન હોય ત્યાં સુધી એની કબ્ર પર નમાઝ પઢવામાં આવશે. અને લાશ ફાટવાની મુદ્દત દરેક જગ્યાની જમીન

પ્રમાણે જુદી જુદી હોય છે એટલે નકકી કરવું અશકય છે, અને આજ સહીહ છે જો કે અમૂક ત્રણ દિવસ, દસ દિવસ અને એક મહીનાની મુદત પણ વર્ણન કરેલ છે. (૧૧) લાચારી વગર જનાઝહને કોઈ જાનવર અથવા ગાડી પર લઈ જવું મકરૂહ છે. હાં, લાચારી હોય જેમકે કબ્રસ્તાન દૂર છે તો જાઈઝ છે. (૧૨) જો બગ્લી કબ્ર ન ખોદી શકતા હોય તો મૈયતને કોઈ પેટીમાં મૂકી દફન કરી દે, જોઈએ તો એ પેટી લાકડાની, પત્થરની અથવા લોખંડની હોય, પરંતુ સારૂં એ જ છે કે પેટીમાં માટી પાથરી દેવામાં આવે. (૧૩) અવરતને કબ્રમાં ઉતારતી વખતે પરદો કરવો મુસ્તહબ છે અને જો મૈયતનું શરીર ખુલી જવાની બીક હોય તો પરદો કરવો વાજિબ છે. (૧૪) દફન પછી કબ્રના ઉપર ગુંબદ અથવા મિનારા જેવું બાંધકામ શણગારના માટે કરવું હરામ છે અને મજબૂતી-ટકાઉની નિય્યતથી બનાવવું મકરૂહ છે, (૧૫) યાદ રહે એટલા માટે કબ્રના ઉપર કોઈ વસ્તુ લખવી જાઈઝ નથી. (૧૬) જ્યારે કબ્રમાં માટી નાંખી દેવામાં આવે તો પછી મૈયતને કબ્રમાંથી કાઢવી જાઈઝ નથી. હાં જો કોઈ માણસનો હકક મરાઈ ગયો હોય તો જાઈઝ છે. દા.ત. જે જમીનમાં એને દફન કરવામાં આવ્યો હોય તે બીજાની માલીકીની હોય અને તે પોતાની જમીનમાં દફન કરવા દેવાથી રાજી ન હોય અથવા કોઈનો માલ કબ્રમાં રહી ગયો હોય. (૧૭) જો કોઈ ઔરત મરણ પામે એના પેટમાં જીવતું બાળક હોય તો પેટ ચીરી બચ્ચુ કાઢી લેવામાં આવે. (૧૮) દફન કરતાં પહેલાં લાશને એક જગ્યાએથી બીજી જગ્યા જે એક-બે માઈલ દૂર છે ત્યાં લઈ જવી જાઈઝ નથી અને દફન કર્યા બાદ કબ્ર ખોદી બહાર લઈ જવી દરકે હાલતમાં નાજાઈઝ છે. (૧૯) ત્રણ દિવસ પછી તઅઝીયત કરવી મકરૂહે તન્ઝીહી છે. પરંતુ જો તઅઝીયત કરનાર મૈયતના સગા મુસાફરીમાં હોય અને તે ત્રણ દિવસ પછી આવે તો એ મકરૂહ નથી. (૨૦) પોતાના માટે કફન તૈયાર રાખવું મકરૂહ નથી, કબ્ર તૈયાર રાખવી મકરૂહ છે.

અહકર :- મુહમ્મદ ઈસા (રહ.)
ઝિલકઅદહ પહેલો દશકો હિ.સ. ૧૩૫૨

